# કવિતા

વર્ષ ૩૭
તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૨૧૮
ડિસેમ્બર ૨૦૦૩-જાન્યુઆરી ૨૦૦૪
ચાલીસ રૂપિયા
જન્મભૂમિ પ્રકાશન












☐ સૂ.દ.

ક્યાંય પણ ગયો નથી : હાજરાહજૂર છે
જૂનાગઢ શહેરમાં એક ગુલમહોર છે.
નરસિંહના ઝૂલણા છંદમાં ઝૂલતો
ઝૂલતો આ રહ્યો : ગઝલનો પ્હોર છે.

ક્ષણોને તોડતો, બુકાની છોડતો
હૃદયને જોડતો ગઝલ-ઘાયલ કવિ
કેટલા લય નવા, કેટલી કલ્પના :
કલમની મશાલને તેં નથી ઓલવી.

તું મનોજ : કામદેવ :
ગઝલની રતિક્રીડા ચાલતી અવનવી.
ગઝલને સો વરસ થઈ ગયાં તે છતાં
મનોજના હાથમાં રેશમી દોર છે
નરસિંહના ઝૂલણા છંદમાં ઝૂલતો
ઝૂલતો આ રહ્યો : ગઝલનો પ્હોર છે.

૧-૯-૧૯૯૨

૫૮૫૫૧ ☐

## મનુષ્ય ☐ મહેશ દવે

કાવ્યત્રયી

૧

મનુષ્ય નહોતો
ત્યારે પણ હતાં —
ખડક, સાગર, રેતી ને છીપલાં
પર્વત, પથ્થર, નદી ને ઝરણાં
સૂરજ, તાપ, વીજળી ને અગ્નિ
ધરતી, માટી, જંગલ, ઝાડી
ગર્જન, પવન, ખળખળ ને ઝરમર
જંતુ, જીવો, પંખી, પ્રાણી

આવ્યો માણસ:
જડ ચેતનના ભેદો પાડ્યા
જુદાં જુદાં આપ્યાં નામ
ઉચ્ચાવચતા એમાં સ્થાપી
મનભર આપ્યાં ગુણ ને ગાન
કેવું છે વૈવિધ્ય જગતમાં!
પ્રશ્ન ઊઠે છે મારા મનમાં
સમરૂપ છે સૃષ્ટિનું સર્જન
વિધવિધતાનું એમાં વાચન
વક નથી શું એ આરોપણ?

☐

૨.

જાતજાતનાં ઓજાર બનાવ્યાં
ભાલા, તીર ને બાણ સજાવ્યાં
ધરતી ખોદી, ધાતુ કાઢી
લોઢું, તાંબુ, સોનું રૂપું
ભાતભાતના વાસણ-કૂસણ
વલ્કલ, પર્ણ, પાત્ર, આભૂષણ
ખીલી, હથોડી, કોસ, કોદાળી
ખેતરમાં હળ હાંક્યા એણે
ખળખળમાં હંકાર્યાં વહાણ
અહીંનું તોડ્યું, ત્યાંનું જોડ્યું
પાણીની શક્તિ પકડીને
વીજળી, બત્તી, યંત્ર બનાવ્યાં
બુલેટટ્રેન, અવકાશના પંખી
ફ્રિજ, એ.સી., હિટરની સૃષ્ટિ
ઓહો! ઓહો! ઓજારોનો પાર નહીં કો!

શ્રેષ્ઠ કયું ઓજાર કહીશું?
ધ્વનિ કેળવી શબ્દ સરજિયો
સંકેતો ને અર્થો આપ્યા
બોલી, લેખન, નવલાં રૂપે ભાષા સરજી
ભાષા આપે વિભાવના ને
પદ્ય, ગદ્ય ને વિચાર-ચિંતન
જ્ઞાન અને વિજ્ઞાન વળોટી
તત્ત્વ સુધી પહોંચે છે દર્શન
માણસનું વ્યાવર્તક લક્ષણ
બુદ્ધિ નથી, ભાષા છે જાણો
બુદ્ધિ ઘણા પ્રાણીમાં છે તો
ભાષા કેવળ માણસ પાસે
માણસ ભાષાશાળી પ્રાણી
માણસ ભાષાશાળી પ્રાણી
શબ્દ છે એનું મોટું સર્જન

☐

૩.

*હું જીવ્યો છું, મેં જોયું છે:*

ચાહની ગરણીના તાર વચ્ચેના જરીક અમથાં
કાણાં કરતાંય ઝીણું
પાડ્યું એણે મારા સાથળમાં, છિદ્ર.
પસાર કરી વાળથીય પાતળી નળી
પહોંચાડી છેક હૃદયના દ્વારે.

નિહાળ્યું નળીમાં મૂકેલા કાચથી
દેખાડી મને સ્ક્રિન પર વિડીયો-વિઝન કરામત
ચક્ર લેસર સુદર્શનથી
તોડી નાંખ્યાં નાનાં-નાનાં અંતરાયો
મૂક્યા ટેકા સ્ટેન્ટના
કર્યા મારગ ચોખ્ખાં શિરા-ધમનીનાં
વહેતું કર્યું સરળ, ધખ-ધખ, ગર્મ રક્ત

આ ડૉક્ટરો જુએ ઝીણું, ઊંડું
કારીગરી કરે કમાલ
છરી, કાતર, અંગુલીઓ, કરણ-ઉપકરણ, ન કોઈ ધમાલ.

ધસમસતા ધડ-ધડ ધોધ વચાળે
તોર્તિંગ મૂક્યા લોઢા નક્કર
ઊપર ધરતી, મધ્યે ગોઠવિયા છે યંતર-તંતર
વિરાટ ને વિકરાળ સાધનો
નીચે વહે જળ-સરિતા પાછી
ક્ષણાર્ધમાં સર્જાય પ્રવાહ, શક્તિ-વીજનો
ભરાય, ઊભરાય, છો વેડફાય
પણ સંઘરાય ના.
પડે ખપ જ્યારે
ઊભો કરાય ભંડાર વીજનો
વહેંચાય, વપરાય, ગ્રામ શહેરના દીવાબત્તી,
ઝળહળ, સગવડ, ઊંચેનીચે
ચલવે સઘળા કારભાર.

કરે ખરે વાસ્તવ ભૂમિનું નક્કર ને ગંજાવર કામ.
આ ઇજનેરો લાંબુ જુએ
કલ્પે ઊંચું, યોજે ને આયોજે મોટું

આટાપાટા તરંગ લહરના
પકડ્યા, બાંધ્યા દોરા રેખા જેવા
સર્જ્યાં નિર્જિવ માનવચિત્તો
હાર્ડવેર ને સોફ્ટવેર જે
યાદ કરે, પ્રોગ્રામ ઘડે ને કામ કરે.
સંઘરી રાખે નાનકડા અવકાશ પુસ્તકે
સી. ડી., ફ્લોપી, સાયબર, ગ્રાફિક
નેટ ને ઇન્ટર તાણાવાણા
ઝટપટ, ખટપટ નહીં કોઈની
ના કોઈ ઝંઝટ
ઈશ્વરના ચિત-સર્જન જેવા
નરવા ડોટ ને કોમના ઈન્ફો.
હાથવગા કોમ્પ્યુટર શાણા

ઇમેજ, કલ્પન, રૂપ, પ્રતિરૂપ
કોમ્પ્યુટરની અજબ છે માયા

આ સૌ સામે
કવિતા મારી, નહીં જાણું હું લાગે કેવી?!

હું જીવ્યો છું, મેં જોયું છે.



## □ એસ. એસ. રાહી

તમે છળકપટ જો કરો તોય શું છે
હંમેશાં હું અટકળની વચ્ચે જીવું છું
ગુલાબી તરસ ખપ નહીં આવે મુજને
હું બેચેન મૃગજળની વચ્ચે જીવું છું



મેં ઘણીયે માવજતથી સાચવી વરસો સુધી
જિંદગીની શ્વેત ચાદર કેમ મેલી થઈ ગઈ
હસ્તરેખાઓ મને છોડી ગઈ છે ત્યારથી
કોઈ નિર્જન ગામ જેવી આ હથેળી થઈ ગઈ



### ❑ નીલેશ રાણા

આજ મને વાગી ગઈ ધુમ્મસની ધાર
તોય મને દેખાતું બધું આરપાર

સ્થળને ને જળને મેં વ્હેરાતાં જોયાં
ને જોઇ લીધું પળપળનું તળિયું
ગોપી એક સંગોપી બેઠી છે ક્યારની
વ્હાલમનું વૃંદાવન ફળિયું
મારા હોવાની ભાવના સંભાવનાથી
આપું નિરાકારને હુંયે આકાર

વ્હાલમના વાઘાનું લિલામ કદી થાય નહીં
ને મોરપીંછનાં મૂલ નહીં અંકાય
વાંસળીના સૂરને ઝીલવા હું જાઉં
ત્યાં યુમનાનાં વ્હેણ આ વંકાય
તારી ભુજામાં હું ભીંજાતી ભૂંસાતી
હવે જોઇએ નહીં કોઇનો આધાર

❑

### ❑ મુકેશ જોશી

રસ્તા ક્યારે ફંટાશે કયાં વળી જશું શી ખબર પડે !
અનંતના ઉત્સવમાં ક્યારે ભળી જશું શી ખબર પડે

જોશીજીને ખબર પડે ના હાથની રેખા જોઈ
સ્વયં ડાળથી ખરશું કે આવી ખેરવશે કોઈ
શું જોઇ, શું ખોઇ, કેવું છળી જશું શી ખબર પડે
અનંતના ઉત્સવમાં ક્યારે ભળી જશું શી ખબર પડે !

મંદિર બહાર જ હોય પગરખાં એમ શ્વાસ પણ બહાર
'પછી જ મારી પાસે આવો' કહેતા સર્જનહાર
કયે ચાકડે કઇ માટીમાં મળી જશું શી ખબર પડે
અનંતના ઉત્સવમાં ક્યારે ભળી જશું શી ખબર પડે !

❑

## □ રામોક્તિ □ મધુમતી મહેતા

તસવીરો તસબીથી નીકળી
તારીખિયેથી પત્તું થઇને ખરવું છે
માણસ થઇને જીવવું મારે માણસ થઇને જીવવું છે.

રાજપાટ છોડી, દોડીને
વનમાં વસતી વલવલતી ઝૂરતી સીતાને
એકસામટું મળવું છે.
માણસ થઇને જીવવું મારે માણસ થઇને જીવવું છે

આંખે ઉજાગરા લઇ ફરતી
છાબે એઠાં બોરાં ભરતી એવી
પ્રેમભરી શબરીને ભેટી
હાથોમાં હાથો લઇ કહેશું
ગરમ ગરમ કંઇ જમવું છે
માણસ થઇને જીવવું મારે માણસ થઇને જીવવું છે.

નાવિક, હોડીમાં બેસાડો
સામે પાર જરા પહોંચાડો
સદીઓની છાતી પર કોઇ
અહલ્યા સમું પથ્થર થઇને રાહ જુએ છે એને માટે
લાચારીનું અશ્રુબિંદુ જઇ ધરવું છે.
માણસ થઇને જીવવું મારે માણસ થઇને જીવવું છે.

રામ અને રાવણને સાંધે
પથ્થર ઉપર રામ લખીને વાનર જળમાં સેતુ બાંધે
સમદરજળને તરી જતાં એ એકએક પથ્થરમાં
વસતા ઇશતત્વને પૂજવું છે.
માણસ થઇને જીવવું મારે માણસ થઇને જીવવું છે.

લક્ષ્મણ, ભરત, અને કૈકેયી
દશરથ, દાસી મંથરા કોઈ
રાવણ, કુંભકર્ણ, જટાયુ
મહાબલિ હનુમાન કૃપાલુ
રંગભૂમિના સૌ પાત્રોની સાથે મારે
મિત્રભાવથી હસ્તધૂનન જઈ કરવું છે
માણસ થઈને જીવવું મારે માણસ થઈને જીવવું છે.

અશ્વમેધનો ઘોડો વાળો
લવકુશને આંગણ તેડાવો
યજ્ઞમંડપે ધરાસમીપે માર્ગ માગતી
સતી સીતાનું ભરી સભામાં
છડેચોક સન્માન અમારે કરવું છે.
માણસ થઈને જીવવું મારે માણસ થઈને મરવું છે.



## સંદીપ ભાટિયા

સાહેબ
મારી ઢાંકી રખિયો એબ
બધું મળ્યું ને તોયે મનની આદત એવી ભૂંડી
હરપળ તારે નામે સાહેબ લખતું રહેતું હૂંડી
સાહેબ
મારી ના સૂણિયો પાઝેબ
ચહેરા ઉપર ચહેરા ઓઢી શીશ મહેલમાં સૂતા
ત્વચા વિનાના ટોળા વચ્ચે સ્પર્શ શોધતા ઠૂંઠા
સાહેબ
તુમ તો જાણો બધો ફરેબ



## ❑ કેળાંનું શાક તમે ખાધું છે ? ❑ અનિલ ચાવડા

કેળાંનું શાક તમે ખાધું છે ?
જે માણસને તમે ગણ્યો'તો ચોર, એ માણસ ખરું પૂછો તો સાધુ છે !
કેળાંનું શાક તમે ખાધું છે ?

આપણી ગણતરીઓ મીઠાંના ગાંગડા
ને આપણા હિસાબ વળી હરડેનાં ફૂલ,
આપણે તો ઝાકળનાં ટીપાંને વેચવાનાં
ગુજરી બજારમાં પાણીને મૂલ !

છાપામાં આવે છે સંતોનું પ્રકરણ તે લાગે છે હમણાંનું ટાઢું છે !
કેળાંનું શાક તમે ખાધું છે ?

દરિયાઓ વાવવાના ધંધામાં સાંભળ્યું છે
ખોટમાં છે ખારવાની પેઢી,
રાજાને ઘી- કેળાં ખાવાના શોખ પણ
રૈયત તો સાવ આજ રેઢી !

આ લોકશાહી એટલે કે લોકોની શાહી વડે ખેંચાયે જાય એવું ગાડું છે !
કેળાંનું શાક તમે ખાધું છે ?

❑

## ❑ સુ.દ.

ગઈકાલ
અને આવતી કાલના હોઠ વચ્ચે
મારી આજ
બળતી સિગારેટ જેવી

❑

## ❑ અસ્ત ❑ જયા મહેતા

સૂર્ય આથમી રહ્યો છે...
ખાલીખમ આકાશ
પૂર્વ ક્ષિતિજે ચમકે છે એકલો તારો
સમુદ્રનો એકલવાયો કિનારો
એકાકી હું
ઊભી ઊભી સાંભળું છું
સમુદ્રનું ધીમું ધીમું ગર્જન
ભાંગી પડતાં મોજાઓની ઝીણી લહરીઓનો
મારા પગને ઠંડોગાર સ્પર્શ
પવનના ખારા સૂસવાટા...

સૂર્ય આથમી ગયો છે.

❑

## ▫ વિનોદ ગાંધી

પંખીની બે પાંખ મળી ને ઊડવાને આકાશ,
છાતીમાં ધબકારો કરતા મળ્યા સજીવન શ્વાસ !

મારગમાં વાદળ આવે તો
હટી જાય છે ક્ષણમાં,
મારગમાં પર્વત આવે તો
પલટાયે છે કણમાં,
સતત સફરમાં પ્રેરક બનતો અણજાણ્યો સહવાસ,
છાતીમાં ધબકારો કરતા મળ્યા સજીવન શ્વાસ !

દૂર નથી એ દેશ જેહની
સતત ખેવના કરી,
સ્વાગત કરવાને ઊભી છે
જુઓ, કેટલી પરી !
ફૂલના મહેલ રચ્યા છે એની આવે અહીં સુવાસ,
છાતીમાં ધબકારો કરતા મળ્યા સજીવન શ્વાસ !



## ▫ શૈલેશ પારેખ

'અ'થી 'જ્ઞ' અને 'શૂન્ય'થી 'નવ'ની ઈંટોથી ચણાયેલી,
અનુભવ અને સંશોધનના તાણાવાણાથી વણાયેલી,
આ સૃષ્ટિ-આ સમસ્ત સૃષ્ટિ,
બર્ફીલા, શિયાળાથી પરાસ્ત સૂર્ય શી અધૂરી.
પૂર્ણતાની ઉષ્મા, ચેતના પામતી એ
ક્ષતિઓથી પર-તારી અને મારી પ્રીતિએ.



## ▢ અંધાર્યું આકાશ ▢ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

આ, અંધાર્યું આકાશ,
નભમાં કેવળ વાદળ- વીજ ને ફોરાંનો અજવાશ.

ધરા, ગગન, સાગર, નદીઓ પર
પાણી કેવળ પાણી,
ઊછળતું આકાશ ફ્હોને
આપે શી એંધાણી

સૂર્ય- ચંદ્ર પણ શોધ્યા કરતા ગૂમ થયેલા શ્વાસ,
આ, અંધાર્યું આકાશ.

માનવ, ઢોર, પશુ, પંખી પણ,
ગયાં લપાઈ ખૂણે,
જટાજૂટ જોગંદર જ્યારે
જટા ખોલી જ્યાં ધૂણે,

તરસ બાપડી રહી તરસતી, આવી કદી ના પાસ,
આ, અંધાર્યું આકાશ.

▢

## ▢ એકરાર ▢ અશરફ ડબાવાલા

કવિતામાં જો દિલથી એક ફૂંક મારીએ
તો એમાંથી નીકળે વાંસળી જેવા સૂર.
મૂડ જમાવીને કવિતાને સ્ટ્રોથી પીએ
તો એ લાગે શરબત જેવી.
કવિતાને કાંગસિયા બાંધીને પતંગ જેમ ચગાવીએ
તો એ ફેલાઇ જાય આકાશમાં.
અને એને જો પાણીમાં વહેતી મૂકીએ
તો એ માછલી સાથે રમતી રમતી
પહોંચી જાય ઠેઠ દરિયાના તળમાં.
તે છતાં
ક્યારેક
હું કવિતાને ખુરશી અને ટેબલ સાથે બાંધી
મોડી રાતે ટેબલ પર માથું ઢાળીને
કવિ થવાનું સ્વપ્ન જોયા કરું છું.

▢

## ❑ એક કવિની ડાયરીનું પાનું ❑ હરિહર જોશી

નિર્મમ આકાશ
તંદ્રામાં ગરક અપરિમિત અંધકાર
અફવાની જેમ ફેલાયેલી રાત
કિનારે,
શ્વેત ફૂલો પાથરી દૂ...ર ચાલી ગયેલો સમુદ્ર
ક્યાંક
મૃદંગનો એકધારો અવાજ
ક્યાંક
ઋતુઓનો ભૂરો હણહણાટ
સ્મૃતિને ટકોરો દેતી શીત હવા
તારાઓનો ઉદાસ ચંદરવો
આવું, આવું થતું સપનું
ને
તારી અંતહીન પ્રતીક્ષા !

* * *

ફૂંકાતો પવન,
સન્નાટો થઈ અવરજવર કરતો સમય
ન પડેલી બૂમનો તરફડતો પડઘો
વિવશ આયનાઓની કરચ, કરચ વેરાયેલી એકલતા
બળતું ફાનસ
નક્ષત્રોની શતરંજ રમતાં,
કેફમાં ચકચૂર વૃક્ષો...
વેદનાનો પડછાયો સંકોરતી રાત
ઝાંખા પ્રકાશમાં
શ્રદ્ધાપૂર્વક
કવિતાની પ્રતીક્ષામાં
હજીય
જાગતો
કવિ !

❑

## ❑ હું ❑ પ્રબોધ ર. જોશી

આ કારણ વગરની
રોજની થોકબંધ આવતી ઈ-મેઈલ્સ
અને અપાતા ફટોફટ જવાબોમાં
હું ક્યાં પ્રગટ થાઉં છું ?

❑

## મૃદુ કંઠ લીલા ▫ ભાનુપ્રસાદ પંડયા

ઉદ્યાનમાં - નગર મધ્ય છુપાઈ ઘાટી
છાયાથી પંચમ સૂરો અવિરામ વ્હેતા
ચોપાસ માર્ગ ધસતી ભીડ - ઘર્ઘરાટી
પૈડાંતણી ટૂંપી દિયે કૂજતી ગ્રીવાને !
વૈશાખી નેત્ર કરતો નિજ લાલઘૂમ
ગુલ્મોર સૌ બધિર - અંધ સુવેગીલાંને
ડારે, ન પ્રાપ્ય તદપિ પ્રતિસાદ તેને !
થાતાં ઉપેક્ષિત - સૂરો પિક લે સમેટી.
ને ચારપાંચ રખડુ ઘૂસતા કિશોરો
એ બાગમાં, વછૂટતાં ટહુકો ફરીથી
વહેતું થતું : 'કુઊ કુઊ....' તહીં સદ્ય સામે !
વાદે ચડ્યો જરીય કોકિલના વિરામે.
વેરાય છોરુખગની મૃદુ કંઠ લીલા
ભાસે કઠોર કટુ વાહનખોર વીલાં !



## રમેશ શાહ

લોકલની આ ભીડમાં માણસ એમ ખચોખચ ઊભો છે,
દરિયો ચારેકોર છતાંયે રણ વચોવચ ઊભો છે.

ચાતક નજરે ઊભો છે, પણ ચાતક જેવી પ્યાસ નથી,
આખ્ખુંયે સરવર પીવાની રાખી લાલચ, ઊભો છે.

દ્વિધાનાં આ વનને વીંધી પાર ઊતરવું છે, કિન્તુ
થીજી જાતી શક્તિને રસ્તે એ તો અધવચ ઊભો છે.

ખોવાયેલા રસ્તાઓમાં જાણે ખુદ ખોવાયો છે,
પ્રશ્નોના આ કુંડાળાની સાવ વચોવચ ઊભો છે.



## ▫ પ્રીતમ લખલાણી

હરિ તમે હરીકેન થઈને આવ્યા
ચેન ભરીને ધરતી સૂતી : તમે બેચેન થઈને આવ્યા

આવરીબ્હાવરી નદી દોડતી
દરિયો ડામાડોળ
ઝંઝાવાતે પવન ધૂણતો
ભૂલી ખગોળ- ભૂગોળ
ક્ષીરસાગરના નાગદેવની
ફેણ થઈને આવ્યા
હરિ તમે હરીકેન થઈને આવ્યા

જળની બહાર ફેંકાઈ માછલી
શું કાંઠો શું રેતી
વીજળી આ વીંઝાય ને પળમાં
બધ્ધું લિયે ઉશેટી
મૂંગામંતર મોહન કપરાં વેણ લઈને આવ્યા
હરિ તમે હરીકેન થઈને આવ્યા

▫

## ▫ આલોકિત ▫ વિપિન પરીખ

તે સાંજે ગંગાના જળમાં
એક દીવો તેં તરતો મૂક્યો હતો,
એક દીવો મેં પણ તરતો મૂક્યો હતો.

મેં ગંગાના જળ સામે જોયું નહીં
મેં દીવા સામે પણ જોયું નહીં
મેં મીત્ર તારા ચહેરા પર
પ્રકાશને ઝળહળ થતો જોયા કર્યો !

▫

## ❑ એ લોકો ❑ ગિરીશ ભટ્ટ

એ લોકો શું
- કોઈ નવા ઈસુને
વધસ્તંભ પર ચડાવી રહ્યા છે ?
- કોઈ નવા બુદ્ધ પર
પથ્થર અને ગાળોનો
વરસાદ વરસાવી રહ્યા છે ?
- કોઈ નવી મીરાંને
ઝેરનો પ્યાલો ધરી રહ્યા છે ?
- કોઈ નવી રાબિયાની
જીવતી ત્વચા કોચી રહ્યા છે ?
- પુત્રવધૂને જીવતી સળગાવીને
પછી એની
અર્ધબળેલી લાશના
અગ્નિસંસ્કાર કરી રહ્યા છે ?
મિત્ર, આટલી વજનદાર શાંતિ
શા કારણે છે ?

❑

## ❑ જાવેદ અખ્તર ❑ રઈશ મનીઆર

(ઉર્દૂ)
અમારી ઝંખનાની વાત એવી
કદમ મૂકતાં જ મંઝિલ થાય કેડી

છૂટીને ડાળથી વનવન ભમ્યું એ
આ કસ્તુરી સજા થઈ ગઈ હરણની

હતું જે સ્વપ્ન એ તો મેળવ્યું મેં
એ વસ્તુ શું હતી જે ખોઈ નાખી

રમકડાં તોડતો'તો બાળપણમાં
હતી મુજ અંતની શરૂઆત ત્યાંથી

મરી ગઈ લાગણી, એ દુઃખ મને પણ
હતી મુજ સારા દિ'ની એય સાથી

અડી લઉં જ્યાં બની એ જાય સોનું
એ શક્તિ તમને જોતાં શ્રાપ લાગી

બીમારી સમજાાં જોવાની મટી ગઈ
આ દુનિયા થઈ દવા, પણ ખૂબ કડવી

❑

## ગઝલ વિશેની ગઝલ ▢ રવીન્દ્ર પારેખ

આવડે જો પાડતાં બેચાર પણ અક્ષર હવે,
તો ગઝલનો શે'ર લખવાનું નથી દુષ્કર હવે.
રણ-સ્મરણ, મૃગજળ-સજળ, અંદર-સમંદર પર હવે,
છોડ લખવાનું ને બીજો કાફિયા વાપર હવે.
તું રદીફ ને કાફિયામાં બહાર ફાંફાં માર ના,
કે ગઝલ તો મોં છુપાવી ભાગી ગઈ અંદર હવે.
દાદ ઊઘરાવીને સોદો કર નહીં તું ખોટનો,
દાદથી ક્યારેય ના થાતી ગઝલ સરભર હવે.
પીઠ પાછળ ગાળ દઈને પીઠ ના થાબડ હવે,
તું ગઝલને ચાહતો હો તો નવું કૈં કર હવે.
આ ગઝલ તારે ખભે છે એમ માની ચાલ ના,
કાંધ દેનારા ઘણા ચાલ્યા છે કાંધો પર હવે.
સાત તાળી તું રમે છે તે તો તાળી ઝીલવા,
આ ગઝલની આ બધામાં ફાટી ગઈ પત્તર હવે.
તું અગર સાચો જ છે તો તું મરીને થા અમર,
પણ અમર રહેવા નજીવી વાતમાં ના મર હવે.



## ▢ આંસુના અનુવાદ ▢ દિનેશ કાનાણી 'પાગલ'

જિંદગીના શ્વાસને હું બાદ કરતો જાઉં છું
ઝાંઝવાંઓને કદી હું સાદ કરતો જાઉં છું
એટલે કાયમ કવિતા અવતરે છે દર્દની
આંસુના એકેક હું અનુવાદ કરતો જાઉં છું



## ▢ માયા નથી મુકાતી ▢ તુરાબ હમદમ

મીરાંથી જેમ શ્યામની માયા નથી મુકાતી.
મારાથી પણ એક નામની માયા નથી મુકાતી.

આજે નહીં તો આવશે કાલે જરૂર એ
આ પ્રેમના પયગામની માયા નથી મુકાતી

હું પણ શહેરમાં જઇ શહેરી બની જતે
પણ આ વતન આ ગામની માયા નથી મુકાતી.

એક એક એની યાદ કવિતા બની શકે
એની નજરના જામની માયા નથી મુકાતી.

બોલે ન બોલે એમની મરજીની વાત છે,
મારાથી પણ સલામની માયા નથી મુકાતી.

રાખીને લાલ મોઢું જીવ્યે જાઉં છું ફકત
આ દોમ ને દમામની માયા નથી મુકાતી

'હમદમ' આ જિંદગી છે ફકત બે ઘડી છતાં
આ સુબ્હ ને આ શામની માયા નથી મુકાતી.

▢

## ▢ આકાશ ▢ પ્રબોધ ર. જોશી

આકાશનો રંગ
શ્વેત, શ્યામ, કેસૂડી
આકાશનો રંગ
અવકાશ
Nothing..
શું હું આકાશને જોઇ શકું છું?
કશાય અર્થ વગર...
રંગ વગર?
ન આરંભ, ન અંત
બસ અનંત...

▢

## મૂંઝવણ ▫ બકુલ ત્રિપાઠી

એણે મને કહ્યું, હું તારા પ્રેમમાં છું.
(એમ તો હું પણ ક્યાં નહોતી ?)
એટલે મેં એને કહ્યું
જા, આકાશના તારા તોડી લાવ.

એ
આકાશના તારા તોડી લાવ્યો.

એ તો ઠીક
પછી મેં કહ્યું
જા
આ તારા પાછા મૂકી આવ !
એ મૂંઝાયો
ભાઈસાહેબને યાદ નહીં કે કયો તારો પહેલાં ક્યાં હતો ?

એટલે મહેરબાન ચિઢાયા
કહે, મને નાહક મહેનત શા માટે કરાવી ?

મેં કહ્યું નાહક શેનું ?
પ્રેમનો હક નહીં કે ?

એ ચિઢાઈને ચાલ્યો ગયો (હંમેશ માટે)

એ તો ઠીક,
મારી મૂંઝવણ આ છે
આ તારાઓ... ...
આ તારાઓનું હવે હું શું કરું ?



## □ જાગીને... □ પ્રબોધ ર. જોશી

સ્વપ્નની ચાદર સ્હેજ નજીક ખેંચું
અને
અરધું જાગી પડેલું મન
જોવા લાગી જાય
ભર્યા ભર્યા દિવસની મૂવી.
થોડાં કંઈક દૃશ્યો
આવે અને ઓસરે
ઓસરે અને આવે...

થાય-
આ બધું ઊંઘમાં જ થઈ શકતું હોત... !

થોડી વારે
મોડા પડવાના અહેસાસ સાથે
સફાળો બેઠો થઈ
ઝટપટ
બાથરૂમમાં બ્રશ કરતાં
અરીસામાં ગોઠવાઉં
- ન જોઉં હું મને... !

થાય-
આ બધું જાગ્રતમાં થાય છે ?

□

## □ પાછોતરો વરસાદ
## □ ધીરેન્દ્ર મહેતા

ચોમાસું બેઠું
પણ ના ઊતર્યું હેઠું
મારા ખેતરમાં
એની જોઈ જોઈને વાટ
છેવટ હું ચાલી નીકળ્યો
હળ છોડી નાખીને
બળદ પાછા સોંપી દઈને
ખેતરને પાછળ મૂકીને
ઉપાડીને ભાર વરસ- દીનો મારે ખભે,
અને-
આંખોના ખૂણામાં ધરબીને
સુકાઈને સાંઠીકડી થઈ ગયેલી નીક,
આંધીવંટોળમાં
ઊડી ગયેલાં
વણફણગાયેલાં બી
અને
ધૂળવળેલા શ્વાસ...
તોયે આવ્યો પાછોતરો વરસાદ
તે- ઘરના અવાવરું આંગણમાં
ઊગી નીકળ્યું ઘાસ
ને હવામાં ઘાસલ ગંધ
એક નજરથી જોઈ એને
મનમાં થયું,
જેમ ઊગ્યું એમ સુકાશે,
ને એટલાંમાં નજર વાળી લઉં.

□

## ❑ 'દુકાળ અને વરસાદ' ❑ રેખા સરવૈયા

(૧) 'બાળકને પૂર શબ્દનો અર્થ સમજાવતાં
એક ખેડૂત પિતાની આંખમાં
આવી ગયાં ઝળઝળિયાં !'

(૨) 'ખેતરમાં સૂતેલા ખેડૂતને
પાછલી રાત્રે આવ્યું- વરસાદનું સપનું !
અને-
વ્હેલી સવારે એની આંખ સામે હતું-
નિરણ વગરની ગમાણ પાસે ઊભેલી ગાયના બેસી ગયેલા પેટનું દશ્ય !'

(૩) 'બપોરી વેળાએ-
વરસતા વરસાદે-
આંખને પાણીની આરપાર
કરી નાખવાની ઘટનાને
લોકો ચોમાસું કહે છે !'

(૪) 'અરીસાની સપાટી પર ઝીલાતાં
ધોધમાર વરસાદનાં પ્રતિબિંબ ઉપર-
ધ્રૂજતી આંગળીનો તરાપો ફરતો રહ્યો..
ટાઢો પવન ભીતરને વીંઝતો રહ્યો...
અને અચાનક...
નજરની હોડી ઊંધી વળી ગઇ !
એ છોકરીની આંખોમાં ઊમટેલાં પૂરમાં !'

(૫) 'એક અરસા બાદ આજે એને જોઇ...
એની આંખો ધારીને જોતાં
મળી આવ્યાં કેટલાંય ખોવાઇ ગયેલાં ચોમાસાં !!'



❑ **પન્ના નાયક**

તું
આત્મીય છે
પરમ આત્મીય
અને
તારે કારણે જ
તમામ મોસમો
અત્યંત વહાલીછંમ લાગે છે.

વૃક્ષો
લીલા રંગના ફુવારા.
ફૂલો
કુંવારી કુંવારી સુગંધ.
આકાશમાં
જે આછી ઘેરી નીલિમા છે
એ કદાચ
તારા જ આત્માનો
ભર્યો ભર્યો અવકાશ.

હું
જયાં ને ત્યાં
તને જ માત્ર તને જ
જોયા કરું છું
અને
ત્યારે જ ખબર પડે છે
કે
આંખો જેવું કોઈ વરદાન નથી.

પવનમાં
તારી ઉષ્માનો અનુભવ.
પવન જેવો તું
અને
હવા જેવી હું
આપણા બન્નેની વચ્ચે
કે
અજાણ્યા ફૂલની સુવાસ
આવજા કર્યા કરે છે
અને આપણે
તરબતર થયા કરીએ છીએ.
તરબતર થવું એ જ તો જીવન છે.
ખાલીપાનું કોઈ નામનિશાન નથી.

વનની કેડી પણ તું
ફૂલની ડાળ પણ તું
હું તો માત્ર
તારી ડાળે ડાળે ઊડતું
અને
સહેજ ચકરાવો લઈ
ફરી પાછું
આવી બેસતું એક પંખી.
મને ખબર છે
કે
તને મારાં પીંછાંની સુંવાળપ ગમે છે
મને એમ ખબર છે
કે
તારા કાન
મારા ટહુકા માટે
તરસ્યા કરે છે
અને તારી તરસ માટે
વરસ્યા કરવું મને ગમે છે.

સહેજ
પારદર્શક જળ તરફ
નજર કરું છું
અને
એમાં પણ
તારું આબેહૂબ પ્રતિબિંબ.

મને
આપણા સંબંધની સુષમા ગમે છે
ક્યાંય
કોઇ ડાળી ગૂંચવાયેલી નથી.
આપણે એકમેકમાં
રોપાઇ ગયાં છીએ
ખૂબ ઊંડા મૂળથી
અને
આપણી નજર
આકાશને પીધા કરે છે.

આ બધું
હું લખું છું.
સહેજ પણ વલોપાત કે વ્યથા વિના
આ બધું
હું લખું છું
તે
કવિતા છે
કે
તારા પરબીડિયામાં બિડાયેલો
મારો પત્ર ?
આ પત્રને
કોઇ સરનામાની જરૂર નથી
આપણે
સાથે હોઇએ ત્યારે
નામ અને સરનામાં
પોતાનો અર્થ ગુમાવી બેસે છે.

જગત
આટલું સુંદર તો
ક્યારેય નહોતું લાગ્યું.
તારા સાન્નિધ્યમાં
એવું લાગે છે
જાણે કે
હું
અનેક રંગોની કટોરીઓ પી ગઇ છું.
વિશ્વ આખું રંગમય
વિશ્વ આખું સુંગંધમય
મને
કલ્પના નહોતી
કે
પ્રેમનો ચમત્કાર આવો હોય.
ક્યારેક લાગે છે
કે
હું
લીલા રંગના ગાલીચા પર આળોટું છું
તો
ક્યારેક ભૂરા રંગના
શિખરની અડગતા મને સ્પર્શે છે.
મારા પગમાં
જળના ધ્વનિના
મને જ સંભળાય એવા
ઝીણાં ઝીણાં ઝાંઝર રણકે છે.
ક્યારેક
કોઇ સરોવરમાં
હું
લીલા પાન પર
કમળ થઇ ખૂલું છું.

મને એ પણ ખબર નથી પડતી
કે
હું શું યાદ કરું છું
અને શું ભૂલું છું
સ્મરણ અને વિસ્મરણની
સૃષ્ટિમાં
સાવ હળવે પગલે ચાલું છું.

પાનખરમાં પણ
મને એકલતા લાગતી નથી.
કોઈ વિષાદ
ક્યાંય કનડતો નથી.

મોસમ
તો
આવે ને જાય
પણ
ભીતરની ભીતર
વસંતનો રંગ
પંચમ સૂર ગાય.
આવું બધું થાય
એને જ પ્રેમ કહેવાતો હશે ને?
હું
ખુશ છું.
મારી ખુશી પર મુસ્તાક છું.
ભયની ભુજાઓ
મને ક્યાંય ભીંસતી નથી.
હું સલામત છું.
સુખ અને દુઃખની પર
આનંદની અવસ્થામાં જીવ્યા કરું છું
માણ્યા કરું છું
સ્નેહની સમાધિની ક્ષણ
જે મારે માટે શાશ્વત છે.
શાશ્વત હોય
એને જ હું પ્રેમ કરું છું.
આનંદનો સૂરજ
કોઈ પડછાયાને ઓળખતો નથી.
હું પોતે જ
મારું આકાશ
મારો સૂર્ય
મારો ચંદ્ર
અને
સરતી ચાંદની
❑

❑ **પન્ના નાયક**
સેલ સેલ સેલ-
સપનાનું!
સૌ કોઈને
ભાવભીનું નિમંત્રણ...
આવો અને લૂંટો
અપૂર્વ સેલ.
મહામૂલાં જતનથી સેવેલાં
પણ
હવે મને ના ખપનાં
એટલે
ઘટાડેલે ભાવે
વળતર સાથે
વેચી નાખવાનાં છે
મારાં સપનાં...!
❑

પાનખરમાં પણ
મને એકલતા લાગતી નથી.
કોઇ વિષાદ
ક્યાંય કનડતો નથી.

મોસમ
તો
આવે ને જાય
પણ
ભીતરની ભીતર
વસંતનો રંગ
પંચમ સૂર ગાય.
આવું બધું થાય
એને જ પ્રેમ કહેવાતો હશે ને?
હું
ખુશ છું.
મારી ખુશી પર મુસ્તાક છું.
ભયની ભુજાઓ
મને ક્યાંય ભીંસતી નથી.
હું સલામત છું.
સુખ અને દુઃખની પર
આનંદની અવસ્થામાં જીવ્યા કરું છું
માણ્યા કરું છું
સ્નેહની સમાધિની ક્ષણ
જે મારે માટે શાશ્વત છે.
શાશ્વત હોય
એને જ હું પ્રેમ કરું છું.
આનંદનો સૂરજ
કોઇ પડછાયાને ઓળખતો નથી.
હું પોતે જ
મારું આકાશ
મારો સૂર્ય
મારો ચંદ્ર
અને
સરતી ચાંદની
❑

❑ **પન્ના નાયક**
સેલ સેલ સેલ-
સપનાનું!
સૌ કોઇને
ભાવભીનું નિમંત્રણ...
આવો અને લૂંટો
અપૂર્વ સેલ.
મહામૂલાં જતનથી સેવેલાં
પણ
હવે મને ના ખપનાં
એટલે
ઘટાડેલે ભાવે
વળતર સાથે
વેચી નાખવાનાં છે
મારાં સપનાં...!
❑



મુંબઇના એન.સી.પી.એ. પરિસરમાં સેલ્લારા કાવ્યસંગ્રહના વિમોચન પ્રસંગે
ડાબેથી કાંતિ મડિયા, સુરેશ દલાલ, ઉદયન ઠક્કર, રાજેન્દ્ર શાહ અને રમેશ પારેખ

અમેરિકા, અમેરિકા
(પૂર્વી)

<u>એક</u>

## પળે પળ સ્મરું

યુવાન વયમાં અનેક સપનાં લઈ નિકળ્યો,
ભમ્યો જગત ખૂબ હું નજીક-દૂર ને છેવટે
વસ્યું વિચરું આજ આ નગર રમ્ય સોહામણું,
અમેરિકન રાજધાની શુભનામ વોશિંગ્ટને.

પરંતુ ઉર મારું દોડી જતું દેશમાં, ગામમાં,
લટાર લઉં રોજ મારી અહીં વિશ્વાસના તણા,
તદા મન લઈ જતું ગલી ગલી જુના ગામની,
અહીં ભરીભરી પટોમક પરે સ્મરું નાવલી,
હતું ઝરણ શુષ્ક તો ય નદી છે કહી વ્હાલથી.

સલામ ભરું સાબદી ધવલ, નીલ, રાતા ધ્વજે,
તદા ફરકતો ઉરે ધ્વજ ત્રિરંગી ત્યાં મુક્ત છે,
વળી કદીક રાષ્ટ્રગાન અહીંનું પડ્યું કાન જો,
તદા ગાન ગાતું અચૂક ઈકબાલ, ટાગોરનો,
પળે પળ સ્મરું અહીં જનમ ભોમ મા ભારતી.

નટવર ગાંધી

બે

જૂના મુલકથી પ્રવાસી જન આવતાં જે કહે :
વસો અહીં શું સાવ ઉભડક આમ ઊંચે જીવ ?
ભવિષ્ય ભૂલી વર્તમાન જીવતા, ત્રિશંકુ તમે
નહીં અહીં, નહીં તહીં, સતત કેમ વ્હેરાવ છો ?
ત્યજી જનની, જન્મભૂમિ, ધનની ધુરી ખેંચતાં,
વિદેશ વસતા કુતૂહલ સમા, અહીં કોણ છો ?
તમારું અહીં કોણ છે? અકરમી મટ્યા હિન્દના.

જરૂર ત્યજી હિન્દની સરહદો, પરંતું મટ્યો
નથી જ નથી હિન્દી હું, ત્યજી નથી જ મેં સંસ્કૃતિ
કદી બૃહદ હિન્દની, નથી ભૂગોળ પૃષ્ઠે, ભલા,
સીમિત કદી ભવ્ય ભારત, વળી સ જ્યો થઈ
અમેરિકન, હું થઈશ ગુજરાતી ગાંધી તણો,
ઉદાર દિલ, વિશ્વ નાગરિક હું સહિષ્ણુ ભણું
સદૈવ, રટું મંત્ર એકઃ વસુધૈવ કુટુમ્બકમ્.



ત્રણ

પિછાણ ઘણી આછી, જાણ ન'તી તોય આવી ચડયો
અકિંચન હું આમ તેમ અથડાઇ આવી પડ્યો,
ઉદાર હૃદયે સ્વીકાર મુજનો કર્યો તે છતાં,
કર્યું ભરણ, પૂર્ણ પોષણ કર્યું, દીધું શિક્ષણ,
થયો દ્વિજ અહીં વળી જીવન પાઠ ઝાઝા ભણી.
ઉઘાડી સહુ બારણાં, દીધ બતાડી સીડી મને,
સદૈવ ચડવા કહ્યું વળી યથેચ્છ, શકિત યથા,
મળ્યા જીવન કર્મ, ધ્યેય, ચરિતાર્થ થૈ જિંદગી.

ગમે ધનિક દેશ આ, પણ વિશેષ આકર્ષણ
થરોનું, વ્હીટમૅન, ફ્રોસ્ટ, કવિ એમિલીનું મને
ઇમર્સન પ્રબુધ્ધ, લિંકન વિમુકિત-દાતા તણું.
ભલે ઉર વસે સદા જનમ ભોમ મા ભારતી
પરંતુ મન, કર્મ, ધ્યાન, દ્રઢ આત્મના નિશ્ચયે
કૃતજ્ઞ ધરું ધૂળ મસ્તક અમેરિકાની સદા.



(નોંધ : પહેલા સૉનેટમાં અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન પટોમક નદીના કિનારે વસેલું છે તથા એનો ધ્વજ રાતા, ધોળા અને નીલ રંગનો છે તેનો ઉલ્લેખ છે.)

□ સુરેશ દલાલ

થાય, આવું પણ થાય
કોયલ જ્યારે ચૂપ રહે ત્યારે કાગડાઓ પણ ગાય

કોયલને તો વસંત જોઇએ
કાગડો બારે માસ
કોઇકના કંઠમાં ફૂલની સુવાસ
તો કોઇકનું ઉજ્જડ ઘાસ
અલકનંદા છોડી દઈ કોઈ રણમાં જઈને ન્હાય
થાય, આવું પણ થાય

વૈશાખના ગુલમ્હોરની પડખે
બાવળ કેવો લાગે
તોયે આપણે ગુંજી લેવું
આપણા ગમતા રાગે
જમીનથી જુઓ તો પગથિયાં ઊંચે ચડતાં જાય
ઉપરથી જુઓ તો પગથિયાં નીચે ઊતરતાં જાય
થાય, આવું પણ થાય



## કાળી રાત ▫ સેંટ જોન ઑફ ધ ક્રોસ ▫ સુ. દ.

આ મધુર મધુરી રાતે
સંગોપિત એકાંતમાં
મને કોઈએ જોયો નહીં
અને મેં પણ કોઈ ચીજને જોઈ નહીં
મારી પાસે નહોતો પ્રકાશ
કે નહોતો માર્ગદર્શક
પણ મારી છાતીમાં પાવક પ્રજવળતો હતો

આ પાવકે મને સ્પષ્ટપણે રસ્તો દેખાડયો
ચંદ્રના અજવાળાથીયે વિશેષ
જ્યાં કોઈક મારી રાહ જોઈ રહ્યું હતું
એને તો હું પૂરેપૂરો જાણતો પિછાણતો હતો
એ સ્થળે જ્યાં કદીય કોઈ હતું નહીં

હે રાત !
મધુર માર્ગદર્શિકા
આ રાત તો સવારથીય વિશેષ ચમત્કારિક
પ્રેમી અને પ્રિયતમા
એટલી હદે એકમેકમાં
જાણે કે બંનેનાં શરીર પણ બદલાઈ ગયાં

મારી છાતી ફૂલોથી સભર
પૂર્ણપણે પુષ્પિત અને આ બધું જ એમને માટે
ત્યાં એ સૂતેલા જ રહ્યા
મેં એમનું જતન કર્યું
અને દેવદારનાં વૃક્ષો પંખાની ગરજ સારે એવા
અને શાતા આપે એવા

પવન એમના વાળ સાથે રમતો હતો
અને ઊંચા મિનારથી આવતો પવન
મારી ડોકને પણ
પોતાના સૌમ્ય હાથથી મને પંપાળતો હતો
દશ્ય, સ્વાદ, સ્પર્શ, શ્રવણ-
બધું જ થંભી ગયું

હું સ્થિર ઊભો રહ્યો
હું કોણ છું એ પણ ભૂલી ગયો
મારો ચહેરો એમના તરફ ઝૂકેલો
બધું જ થંભી ગયું
બધું જ મને છોડીને ચાલી ગયું
મારી દુનિયાદારી પણ ગઈ
ધવલ, શ્વેત કમળના વનમાં
બધું જ ભુલાઈ ગયું



## શ્વાસશ્વાસે ઝંઝાવાત ▫ વજેસિંહ પારગી

કાલ કેરી છોડ સઘળી વાત જીવણ,
જિંદગી તો બુદબુદાની જાત જીવણ.

પાન પરના ઓસ જેવો સંગ જગનો,
ક્યાં લગી કરશે તને રળિયાત જીવણ ?

ક્યાં મળે છે કાળ કો'ને એકસરખો ?
દિન પછી આવે છે કાળી રાત જીવણ.

એક દિન ખંડેર બનશે આ ઇમારત,
કામ તારું રેત પરની ભાત જીવણ.

દેહ તારો, શ્વાસ તારો, અસ્તિ તારી :
બે ઘડીની આ બધી સોગાત જીવણ.

તણખલાશું પોત દીધું કિરતારે ને
શ્વાસશ્વાસે દીધો ઝંઝાવાત જીવણ.



## કે ઝૂલણો ❑ ઉશનસ

ઝૂલણો જૂના તે ગઢથી આયો
કે ઝૂલણો મ્હેતા તે નરસીંનો જાયો
ને વીંઝણો એવો તો વનરાનો વાયો
કે વીંઝણો વૈકુંઠથીયે સવાયો !. . . કે ઝૂલણો.

કે ઝૂલણો ઝૂકયો રે દામાને કુંડે
કે ઝૂલણો ઝબકાવ્યો અલખમાં ઊંડે
કે ઝૂલણો પડખેને પ્હાડે પડઘાયો. . . કે ઝૂલણો

કે ઝૂલણો ઊરધથી લટકાયો હેઠે
કે હીંચકે હેયું લીધું હડફેટે
કે ઝૂલણો સોનાને ઝૂલે ઝુલાયો. . . કે ઝૂલણો

કે ઝૂલણે પ્હેર્યું પીતાંબર મોંઘું !
કે ઝૂલણે ધાર્યું છે મોરપીંછ છોગું !
કે ઝૂલણો અકળ તે આછો કળાયો . . . કે ઝૂલણો

કે ઝૂલણો ગુર્જર ગિરા પરભાતે
કે ઝૂલણો ઝૂમી રહ્યો ગુજરાતે
કે ઝૂલણો મ્હેતા તે નરસીંનો ગાયો . . . કે ઝૂલણો

( તા. ૧૦/૧૦/૨૦૦૩ ના રોજ સ્વ.કવિ શ્રી જયંત પાઠકને નરસિંહ મહેતા પુરસ્કાર અપર્ણ થયો તે નિમિત્તે રચાયેલું પદ )



## પ્રિય કવિ મનોજ ખંડેરિયાને ❑ આદિલ મન્સૂરી

કલમને બોળવા બેસું તો વરસોના વરસ લાગે
ને ખડિયા ઢોળવા બેસું તો વરસોના વરસ લાગે

અરે આ શબ્દની ખાણોના પથ્થર તો ઉલેચ્યા પણ
બધા જો તોળવા બેસું તો વરસોના વરસ લાગે

હતા આરંભથી સાથે અને અંતે મળ્યા પાછા
સ્મરણ વાગોળવા બેસું તો વરસોના વરસ લાગે

આ લખ ચોર્યાસી ફેરાઓથી મુક્તિ ક્યારે મળવાની
બધું ફગોળવા બેસું તો વરસોના વરસ લાગે

હવે પૂરી થશે ક્યારે આ પરકમ્મા કહો સાંઇ
ભભૂતિ ચોળવા બેસું તો વરસોના વરસ લાગે

કોઇ સૂતું છે કેવું સોડ તાણી મૌનના ઘરમાં
અને ઢંઢોળવા બેસું તો વરસોના વરસ લાગે

બધે ચારે તરફ હસ્તાક્ષરો અંકિત છે કોઇના
દીવાલો ધોળવા બેસું તો વરસોના વરસ લાગે

કોઇ સપનું બની આવે અને પળમાં સરી જાતું
હું આંખો ચોળવા બેસું તો વરસોના વરસ લાગે

હું જાણું છું કે તળિયે જૈ લપાયા છે બધાં મોતી
ને દરિયો ડહોળવા બેસું તો વરસોના વરસ લાગે

ગઝલનાં જૂના ગઢનાં ખંડિયેરોમાં જે ખોવાયા
જઈને ખોળવા બેસું તો વરસોના વરસ લાગે

બધી ગલીઓ હવે તારી ગલી જેવી જ લાગે છે
નગર ભાગોળવા બેસું તો વરસોના વરસ લાગે

આ ધીમું ઝેર થૈ ચઢતી બધી અંતિમ ક્ષણો આદિલ
આ વખને ઘોળવા બેસું તો વરસોના વરસ લાગે

(૨૭/૧૦/૨૦૦૩) ❑

## પ્રભુ જાણે કાલે – ❑ જગદીશ ત્રિવેદી

પ્રભુ જાણે કાલે દિવસ ઊગતાં ક્યાં હઈશ હું ?

પરોઢે પંખીના કલરવ થકી સ્વપ્ન સરતાં
ઊઠી, આંખો ચોળી, અલસ ગતિથી કુંજ ત્યજીને
શીળી રેતીશય્યા પર પડીશ આવી, નીરખતો
ઉષાતેજોવર્ષા જલધિસલિલે નૃત્ય કરતી ?

વળી બપ્પોરોના પ્રખર તણખા અંગ ભરતા
પહાડો-મિત્રોની મધુર મિજમાની ગ્રહી હશે ?
અજાણી કો' દેરી નિકટ સરતી ગ્રામ્યસીમની --
મહીં ઝીણી ઝીણી કવનરટણામાં વિરમીશ ?

ઢળી ક્ષેત્રે ખાટે કૃષિકમઢૂલી પ્રાંગણ વિશે
નમેલી સંધ્યાની સુરભિઝર પાની ચૂમીશ, કે
પછી, ગાડીમાંથી કનકનળિયાં ગ્રામ્યશિખરો
તણાં જોતો જોતો મુજ સફરનામું લખીશ હું ?

નિશાને ઘેરીને અલકલટ ઉતારી લઈને
રૂપાળી ચન્દ્રિકા – મુજ પ્રિયતમા – ને ધરીશ, કે
ઊંડા અંધારામાં મણિધર ગળે વીંટી લઈને
પ્રકાશે એના હું
રહસ્યો રાત્રીનાં સુલભ કરતો ખૂંદીશ વનો ?

પ્રભુ જાણે કાલે સમય સમયે ક્યાં હઈશ હું ?

❑

## સર્વાનુમતિ ❑ રમેશ પારેખ

રાંડ, વ્યભિચારિણી. . !
કહી પહેલા પુરુષ એકવચને અણિયાળો પાણો ઝીંક્યો.
- અને તે બાંબેડાં નાખતી ભાગી.
વાળ જથરપથર
આંખ્યું ફાટેલી
પગ ઠેબાં ખાતા
કપાળ લોહી નીતરતું
ને વાંહે આખી શેરીનું લોક -
' પતાવી દ્યો, કુલટાને ' એમ બરાડતું
જેના હાથમાં જે આવ્યું તેનો ઘા કરતું
બાઈને રુડઘવતું. . .
માલીપા સારાં સારાં ઘરની બાયુંય
કીકિયારા કરે છે - ' રંડા. . . '
ચોરે કથા વાંચતો બાવોય
ડંડો લઈ ' મારી નાખો શંખણીને '
એમ ત્રાડતો દોડ્યો જાય છે. . .
નિશાળિયાઓને ટેસ પડી ગયો છે,
કાંકરા, ઢેફાં, પાણા, ગદેડા જે આવ્યું હાથમાં
તે ઝીંકે છે બાઈ તરફ
બાઈ દોડી દોડીને કેટલું દોડે ?
મંદિરના પગથિયે ઢગલો થઈ ગઈ છે.
આ બાજુ લાવારસ જેવું લોક ખદખદતું
ને આ બાજુ
બાઈની ને મંદિરના ભગવાનની આંખ્યું એક થૈ છે . . .
પશુ, પંખી, ઝાડવાં, આકાશ ને સપ્ત પાતાળો
અધ્ધર શ્વાસ છે કે શું થાશે. . .
નીતિવાન સરપંચ ડાંફ ભરતો
મંદિરની માલીપા ઘસી ભગવાનનું બાવડું ધધડાવતોક



ત્રાડયો - ' આણે ધરમ આભડયો છ્ . . .
ફાતડાની જેમ આમ ઊભો છ્ સું ?
હાલ્ય બા'રો નીકળ્ય . . . '

ભગવાન મૂર્તિમાંથી નીકળ્યા બા'ર, ધસમસતા
પગથિયે મૂર્છિત પડેલી બાઈ પર થૂંકયા
નીચેથી પથ્થર ઉપાડી ત્રાડયા :
' પતાવી દ્યો, પતાવી દ્યો આ રાંડને . . .'



□ **દિનેશ ડોંગરે 'નાદાન'**

ડાળથી ખરતું પરણ જોયું હતું,
વૃક્ષનું મેં જાગરણ જોયું હતું.

હું જટાયુ જેમ વીંધાયો હતો
મેંય સીતાનું હરણ જોયું હતું.

ક્ષણ શકુની વૃત્તિઓ દુઃશાશની,
દ્રૌપદી વસ્ત્રાહરણ જોયું હતું.

પ્રેમ ને વિશ્વાસ કરફયુમાં મૂકી,
શહેરનું વાતાવરણ જોયું હતું.

કોઈ વ્યાકુળ મૃગ ફસડાયા પછી,
હાંફતું એકાદ રણ જોયું હતું.

એ પછી "નાદાન" જંપી ના શકયો,
ભીડમાં એકાદ જણ જોયું હતું.



□ **તમે** □ **અંજુમ ઉઝયાનવી**

માથે ઉઠાવી ભાર, હવે ક્યાં જશો તમે,
રસ્તા છે ગોળાકાર, હવે ક્યાં જશો તમે !

ઝાંખો ઉલાડ સાંજ સમેટી ને લૈ ગઈ.
ફેલાયો અંધકાર, હવે ક્યાં જશો તમે !

આવીને ચોકમાં બધા પાછા વળી ગયા,
ફાંટા છે બે-સુમાર, હવે ક્યાં જશો તમે !

અટકળની છાપમાં કદી મોતી નહીં મળે,
કરતા રહો વિચાર, હવે ક્યાં જશો તમે !

ફૂલોની દુકાનો બધી રાતે લૂંટાઈ ગૈ
લેવાને ગજરા-હાર, હવે ક્યાં જશો તમે !

જાજમ સમયની પાથરી હું સરભરા કરું
બસ, આમ બારોબાર હવે ક્યાં જશો તમે !

પાયાથી છત લગી છે તિરાડો દીવાલમાં
એળે ગયો નિખાર, હવે ક્યાં જશો તમે !

અંજુમ્ તમે આકાશથી વાતો નથી કરી,
પડઘાની આરપાર, હવે ક્યાં જશો તમે !

❐ ભાયાણીસાહેબ ❐ રઘુવીર ચૌધરી

અંકિત છે મારા સ્મૃતિકોશમાં એ શ્વતાંબર સ્વર
સમુદ્રના મોજેમોજે સર્જાતું દિગંતવ્યાપી વિહંગવૃંદનું ગાન,-
તારસપ્તકથી ઊતરતું સરતું આવી પહોંચે છે
શ્વેત પદ્માસના શાંતિના સ્મિત સુધી.
જે વીજળીના ચમકારે મોતી પરોવ્યાં
તે જ આ ગુરુકૃપા વિરલ.

નામસ્મરણ પણ સંકોરે છે આપણી અલસગમના મતિને,
ચીંધે છે પ્રાજ્ઞજનોનું સખ્ય.
વ્યતીતની લહરોમાં નેપથ્યનાં પારિજાતની પ્રાતઃ સુગંધ
સ્વાદમાં, સાદમાં પરિણમે છે,
સત્સંગ આરંભાય છે સપ્તર્ષિના ચોકમાં. . .
પેલા રસિકલાલ પરીખ, વચ્ચે નગીનદાસ
અને અહીં આટલામાં જ લાફિંગ બુધ્ધ બની ઊઠતા
હરિવલ્લભ ભાયાણી.

ઉપાશ્રય ઇચ્છો તો આપે ઉપાલંભ,
ટપકી આપવા જાઓ તો જાગે રણકો સ્નેહનો.
દીપ્તિ હરિના સુ-દર્શનની,
જેના અજવાળે રાધાએ પરોવ્યાં
તમાલની છાયામાં કદંબનાં ફૂલ.
બુધ્ધનાં પારિજાતની બહિરંતર સમાધિનો અણસાર -
એ જ શ્વતાંબર સ્વર . . . . .
❐

## ❐ હિતેન આનંદપરા

ઊગે ઊગે આંખોમાં અંધારાં રાજ
સપનાં કાળાભમ્મર કાળાં ખાબકે
ઊડે ઊડે ઉઝરડા લ્હેરાય રે
સન્નાટા સરહદ પર ઊભા સાબદા.

છલના ચારેકોર છલોછલ છાવરે
હલ્લાઓ ઓચિંતા ને અણધારા રાજ
ઝાડ હવે તો પંખી પર વહેમાય રે
રહેવા દેશ તો પડશે મોટી આપદા.

નીકળી જાઓ અહીંથી સૌ પરબારા રાજ
સૂરજ રાતાચોળ અચાનક ત્રાટકે
કિરણો વાંકાંચૂંકાં વાંકાં થાય રે
અજવાળાંના અક્ષર લાગે આકરા.

પાદર ઉપર પીડ અડાબીડ ભાંભરે
સાત જનમના તૂટે રે સથવારા રાજ
પાંસળીઓમાં ભમ્મરિયા ઘૂંટાય રે
ડળક કરીને ડૂસકાં મૂકે વાદળાં.

❐

## સાદ કરું ત્યાં ❐ યોસેફ મેકવાન

કેટલી ગઈ તું દૂર ?
સાદ કરું ત્યાં વૈતરણીનાં
આંખને અડે પૂર !
એટલી ગઈ તું દૂર !

દૂરતાનું બીજું નામ તન્હાઈ
શ્વાસમાં રહે છાઈ,
મન-એકાન્તની ખીંટીએ તારી
છવિ રહે મલકાઈ
ખીલવાની તવ પળ હતી એ
પળ બની આમ ક્રૂર !

ભર્યા ભર્યા આ જગમાં મારો
દેહ ઠાલો આકાર,
તારા વિના મારે સ્હેવો રહ્યો
મારો સૂકો ભાર !
ચ્હેરે ચમક ને નેણમાં દમક રાખું
પણ છે ભીતર વ્યથા ભરપૂર . . .

❐

## સાંવરો ખેલત હોરી! *

સાંવરો ખેલત હોરી!
ભરી બ્રહ્મરંધ્ર કટોરી... સાંવરો ખેલત હોરી
સમતાકી પિચકારી પીંગલા ઓર ઈંડાનલી જોરી
કુંભક પૂરક પ્રાણ બિધિબલ ખેંચી કરત એક ઠોરી
અદ્‌ભુત જોગ જમ્યોરી... સાંવરો

બરન શ્રદ્ધાસે શોભિત સતકી રંગભરી રસઝોલી
સાધિ સુષુમ્ના શ્યામ સુંદરવર બંકનાક મુખખોલી
ફાગ અનાહત બોલી...સાંવરો

પીતાંબર ધર વલય યુગલકર ધ્યાન સમાધિ કી ડોરી
આજ્ઞાચક્ર કર અંતિમ લેકર ત્રિકુટિ ઉપર ધર છોરી
જાને કહાં મતિ બૌરી...સાંવરો

જમના તીર પર નીર ભરત હૈ ગોપ બનિતાં ગૌરી
જાકર મદભર નટવર વાંપર છોરે પિચકારી છંટોરી
છૂટ પરે મમતા ચોરી...સાંવરો.

મોહન મુગ્ધા દિલભરી દુગ્ધા બોલત કછુ ન બન્યોરી
લજ્જિત લોચન રંગ બસન તન દ્વાર યશોદા દોરી
કહત હરિકી શિરબોરી...સાંવરો.

બહમતી સુમતિ અબ ઓધવ સન્મુખ બાર બાર કરજોડી
'સન્મુદા' ધન નંદકુંવર સે યહી અરજી એક મોરી
વૈસી દિખા દો હોરી...સાંવરો.

સાંવરો ખેલત હોરી ભરીભરી બ્રહ્મ કટોરી
ગુરુદેવ પાદાંબુજે પુનઃ પુનઃ પ્રણતિ

સન્મુદ્રાસદન રણાપુર
તા. ૨૪-૪-૧૯૩૭

'સંતબાલ'

---

* ૨૦૦૩-૨૦૦૪ મુનિશ્રી સંતબાલજીના શતાબ્દી વર્ષ તરીકે ઉજવાય છે. તે નિમિત્તે તેમનું પ્રસ્તુત કાવ્ય [illegible]ત કર્યું છે. મુનિશ્રીએ ૧૯૩૭માં એક વર્ષ મૌનમાં પસાર કર્યું હતું. તે સમયે તેઓ દર સપ્તાહે ગુરુચરણે [illegible] એક કાવ્ય મોકલતા. પ્રસ્તુત કાવ્ય તે કાવ્યાંજલિમાંનું એક છે.

## અમિતાભ બચ્ચન

❑ વસંત આબાજી ડહાકે
❑ અનુવાદ : મહેશ દવે

*છ વર્ષની મારી દીકરીનો હાથ સાહીને*
*હું નિહાળું છું*
*હલચલ મચાવી પડદાને જીવંત કરતી તારી હાજરી,*
*તારાં હાસ્ય, નાચ અને ગાન.*
*જિંદગી સામે ટક્કર લેતો*
*ક્રાંતિકારી સંવાદો બોલતો અને કાર્યો કરતો તને હું જોઉં છું.*
*મને પોતાને પણ આ જિંદગી બહુ ગમતી નથી.*
*એ અગણમા પર ચઢાવી દીધું છે મેં ઢાંકણ.*
*મને થયા કરે છે: દુશ્મનોના સામ્રાજ્યમાં તું સરળતાથી હરેફરે છે*
*તેમ, તેટલી જ સરળતાથી પડદા મારફત*
*એ તારા વિશ્વમાં પ્રવેશી ચૂકી છે*
*અને હમણાં હમણાં*
*પેલું કાટ ખાઈ ચૂકેલું ઢાંકણું હાથમાં પકડીને,*
*હું મારી જાતને થિયેટરની ખુરશીમાં બેઠેલી જોઉં છું.*
*ક્યારેક, ફક્ત ક્યારેક જ એકાદ ક્ષણ*
*તું એવી અદાયગી કરે છે*
*કે મારી પેઢીના સંદેશાઓની થડકારા જેવી યાદો જાગી ઊઠે છે.*
*તું હોઠ પણ ફફડાવે એ પહેલાં આવતી કાલની પેઢી,*
*મારા સાંભળતા, તારા સંવાદ બોલી જાય છે.*
*જાણે તું પાક લણનારો ખેડૂત હોય*
*જેને એની ઝાટકવાની ધરતી પર આવતી કાલનો પહેલો મોલ મળવાની ખાતરી હોય.*
*બદલાતા પ્લોટમાં તારા પર જાનનું જોખમ આવી પડે*
*ને મારી દીકરી દુખી થાય છે*
*ત્યારે મારા શાતાના શબ્દોમાં*
*મારી દીકરીની સમજની બહારનો સચ્ચાઈનો રણકો હોય છે.*
*ખરેખર તો તે શબ્દો નિરર્થક છે.*
*થોડી જ વારમાં એ સ્વસ્થ થઈ જાય છે*
*— એ જ રીતે ભવિષ્યમાં ઘણી વાર થવું પડશે એને સ્વસ્થ;*
*અને એ વખતે તો તું ક્યાંનો ક્યાંય પાછળ રહી ગયો હોઈશ.*

❑

## ❑ તુજ અભાવ પણ નહીં ❑ હરકિસન જોષી

પ્રતિરોધ પણ નહીં ને પ્રતિભાવ પણ નહીં
આ લાગણીઓ સાથે કંઇ લગાવ પણ નહીં

જ્યાં છીએ ત્યાં જ તે સ્થિતિમાં એ રીતે રહ્યા
ભીતર બહાર ક્યાંય આવજાવ પણ નહીં

જીવન-કિતાબ એ રીતે કોરી રહી ગઇ
કોઇ પ્રસંગ ઘટના કે બનાવ પણ નહીં

તારા સ્મરણમાં રાતદિવસ જાય એ રીતે
સાન્નિધ્ય પણ નહીં ને તુજ અભાવ પણ નહીં

❑

## ❑ માણસ નામે જનાવર ❑ અનિલ વાળા

માણસ નામે એક જનાવર ઇતુ,
ઇ' ઇશ્વરથી ના બીતું !

સાચ- ખોટનું ચીતરમણ પણ કરે ચોપડે ચિત્રગુપ્તથી છાનું,
પોતાનું ધાર્યું કરવાનું બ્હાનું શોધે, એ પણ છાનું- માનું.....

સાવ ઉખાણાં જેવું અદલ
પૂંછડે પાણી પીતું...
માણસ નામે એક જનાવર ઇતુ !
રક્ષણ માટે લાગણીઓના રેપરવાળા બૉમ્બ સંઘરી રાખે,
જરૂર પડે તો મન ફાવે ત્યાં છૂટક- મૂટક નાખે !

શું કરશે એ આજ ?
હાથમાં છે કાગળ ને કિત્તુ...
માણસ નામે એક જનાવર ઇતુ !

❑

## દર્પણ ખરે છે ☐ વિજય રાજ્યગુરુ

સ્મરણ આંખમાં કેટલાં તરવરે છે!
હજીયે મને તું બહુ સાંભરે છે.
કહે શ્વાસ મૂકીને ક્યાં જઈ શકાશે ?
સતત શ્વાસ વચ્ચે તું હરફર કરે છે.
સમય ઘૂઘવે છે સમંદરની માફક,
પળોના પ્રવાહોમાં તું અવતરે છે.
એ રસ્તા, વળાંકો, નદીના કિનારા,
હવે લોહી સાથે ભ્રમણ આદરે છે.
પવન આથડે છે ચરસના નશામાં,
હવાની હવેલીનાં દર્પણ ખરે છે.

( " તું બરફની મીણબત્તી " કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : ૪૦, ગૌતમેશ્વર નગર, સિહોર, જિ. ભાવનગર, પીન- ૩૬૪૨૪૦, મૂલ્ય રૂ. ૫૦ )

## સમંદરમાં ☐ ભરત વિંઝુડા

તું નદી છે તો જા સમંદરમાં
નહીં સમાવી શકું હું ગાગરમાં

બેઉ બાજુ વિચાર તારા છે
કેમ પડખું ફરું હું બિસ્તરમાં!

તૂટતાં - તૂટતાં વધે છે પણ
માત્ર સંખ્યા જ આમ પથ્થરમાં

તે પછી તારા ગામની હદ છે
આવું છું ગામમાંથી પાદરમાં

આપણામાં કશુંક ખૂટે છે
શોધીએ છીએ એ જ ઈશ્વરમાં

( " પંખીઓ જેવી તરજ " ગઝલસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : રંગદ્વાર પ્રકાશન, જી-૧૫ યુનિવર્સિટી પ્લાઝા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯. મૂલ્ય રૂ. ૭૦ )

## મરવું ☐ ઉદયન ઠક્કર

કાંઈએ કહ્યું છે :
માણસ જન્મે ત્યારે તેનું લગ્ન પણ નક્કી થઈ જાય છે
મરણ સાથે.
આમ કહેનારનો સંકેત મરણની સુંદરતા તરફ હશે?
કે લગ્નની ભયંકરતા તરફ?

'મરવું'માંથી વાસ આવે છે
બાકસમાં પુરાયેલા કાનખજૂરિયાની,
કોહવાતા લાકડાની,
મરઘાના ખાતરની,
વરસોથી ન ખૂલેલા, હવડ, હવાબારી વગરના
સંબંધની,
'લોટામાં ચાર પાન મૂકી સાહે...બ, કાંઠલે દોરો બાંધો,
હવે શ્રીફળ પધરાવો, ચાર બાજુએ ચાર ચાંદલા કરો,
અક્ષત લગાડો, હાથમાં ઊંચકીને ત્રણ વખત માથે અડાડો,
કુંભે વરુણમાવાહયામિ સ્થાપયા...મિ...'—ની વાસ આવે છે
'મરવું'માંથી.

કૂંપળમાંથી કોલસો
વ્હેલમાંથી તેલ
– કેવા કેવા વેશ કાઢે છે, આ 'મરવું'

ફ્રાન્સવાળાઓએ કાચી કુમળી વયે બાંધીને બાળ્યું,
પારધીવાળાઓએ અંગૂઠે વીંધ્યું,
ગ્રીસવાળાઓએ પ્યાલી પાઈ,
યહૂદીવાળાઓએ ખિલ્લે ઠોક્યું,

( " સેલ્લારા " કાવ્યસંગ્રહમાંથી. મૂલ્ય રૂ. ૬૦ )

તોયે સાલું હેં હેં કરતું ઊભું જ છે, અમર,
આ 'મરવું'

જોઈએ ત્યારે મારું વા'લું ન મળે,
આડે હાથ મુકાઈ જાય.
ગોતો કેરોસીનના બળબળતા ઉજાસમાં,
રેલવેના આટેપાટે,
છલકાવો ટીક-ટ્વેન્ટી ઑન ધ રૉક્સ,
એકવીસ માળ બાવીસ વાર ચડો
ને ઊતરો,
પણ ગુમ.
'ઠીક ત્યારે, જેવી હરિ ઇચ્છા' કહીને મન મનાવી લો
ત્યાં જ હસતું હસતું
તમારી બગલમાં સોપારીની જેમ ઊપસી આવે
અને પૂછે,
'હાઉક! મને ગોતતા હતા?'

**મુક્તિ ☐ વિષ્ણુ પાઠક**

ઈંડું ફૂટ્યું.
પંખી છૂટ્યું.
ફૂટી પાંખો,
જુએ આંખો
ગગન આખું
ઊડ્યું પંખી,
બ્રહ્માંડ આખું
કેટલું નાનું !

( " સ્વામીએ.....મારું સપનું ભરી દીધું " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : મૂલ્ય રૂ. ૬૦ )
( બંને સંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨.)

મરવું ❒ ઉદયન ઠક્કર

કોઈએ કહ્યું છે :
માણસ જન્મે ત્યારે તેનું લગ્ન પણ નક્કી થઈ જાય છે
મરણ સાથે.
આમ કહેનારનો સંકેત મરણની સુંદરતા તરફ હશે?
કે લગ્નની ભયંકરતા તરફ?

'મરવું'માંથી વાસ આવે છે
બાકસમાં પુરાયેલા કાનખજૂરિયાની,
કોહવાતા લાકડાની,
મરઘાના ખાતરની,
વરસોથી ન ખૂલેલા, હવડ, હવાબારી વગરના
સંબંધની,
'લોટામાં ચાર પાન મૂકો સાહે...બ, કાંઠલે દોરો બાંધો,
હવે શ્રીફળ પધરાવો, ચાર બાજુએ ચાર ચાંદલા કરો,
અક્ષત લગાડો, હાથમાં ઊંચકીને ત્રણ વખત માથે અડાડો,
કુંભે વરુણમાવાહયામિ સ્થાપયા...મિ...'–ની વાસ આવે છે
'મરવું'માંથી.

કૂંપળમાંથી કોલસો
વ્હેલમાંથી તેલ
– કેવા કેવા વેશ કાઢે છે, આ 'મરવું'

ક્રૉસવાળાઓએ કાચી કુમળી વયે બાંધીને બાળ્યું,
પારધીવાળાઓએ અંગૂઠે વીંધ્યું,
ગ્રીસવાળાઓએ પ્યાલી પાઈ,
યહૂદીવાળાઓએ ખિલ્લે ઠોક્યું,

( " સેલ્લારા " કાવ્યસંગ્રહમાંથી_ મૂલ્ય રૂ. ૬૦ )

તોયે સાલું હેં હેં કરતું ઊભું જ છે, અમર,
આ 'મરવું'

જોઈએ ત્યારે મારું વા'લું ન મળે,
આડે હાથ મુકાઈ જાય.
ગોતો કેરોસીનના બળબળતા ઉજાસમાં,
રેલવેના આટેપાટે,
છલકાવો ટીક-ટ્વેન્ટી ઑન ધ રૉક્સ,
એકવીસ માળ બાવીસ વાર ચડો
ને ઊતરો,
પણ ગુમ.
'ઠીક ત્યારે, જેવી હરિ ઇચ્છા' કહીને મન મનાવી લો
ત્યાં જ હસતું હસતું
તમારી બગલમાં સોપારીની જેમ ઊપસી આવે
અને પૂછે,
'હાઉક! મને ગોતતા હતા?'

**મુક્તિ □ વિષ્ણુ પાઠક**

ઈંડું ફૂટ્યું,
પંખી છૂટ્યું.
ફૂટી પાંખો,
જુએ આંખો
ગગન આખું
ઊડ્યું પંખી,
બ્રહ્માંડ આખું
કેટલું નાનું !

( " સ્વામીએ.....મારું સપનું ભરી દીધું " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : મૂલ્ય રૂ. ૬૦ )
( બંને સંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨.)

ધુમાડા કાઢતી રિક્ષા ઊભી રહી
ખાંસતા રિક્ષાચાલકને
ચૂંથાયેલી નોટો આપી,
થાકેલા ચહેરાવાળા ચીમળાયેલા મુસાફરો
બહાર નીકળ્યા,
તે પછી સૌ ગયા
પોતપોતાના કંટાળાના રસ્તે –
થાક, ખાંસી, રસ્તો, ધુમાડો ને સફરના
સંબંધો અને સંદર્ભોમાં ખોવાયેલી
ઊભી હતી હું હજુ મારી બારીમાં
ત્યાં
પાંચ વર્ષની પુત્રી
પાલવ પકડીને બોલી,
"મમ્મી, રિક્ષાની છત પર
ગુલમહોરની કેટલી બધી પાંખડીઓ હતી,
જોઈ તેં?"

(* નિશાન્ત * કાવ્યસંગ્રહમાંથી. મૂલ્ય રૂ. ૭૫)

□ હેમેન શાહ

આખરી ને એક નાનકડું કથન કરવું હતું,
એ પછી આ રંગમંડપને નમન કરવું હતું.

જાતરા કરવી નહોતી મારે એકે ધામની,
ગૌણ ઝરણાંઓનાં જળનું આચમન કરવું હતું.

એ સમય, એ વય અને એ બોલવું ઉન્માદમાં,
ક્યાં મનન કરવું હતું ? ક્યાં સંકલન કરવું હતું?

શોધવા મથતો હતો કંઈ કેટલાંયે મૂળિયાં,
વાંસળીમાંથી ફરીથી વાંસવન કરવું હતું.

સર્વ ઓગળતું રહે જેમાં અનાદિકાળથી,
હઠ હતી કે એ જ ધુમ્મસનું વજન કરવું હતું.

(* તો દોસ્ત, હવે સંભળાવ ગઝલ * કાવ્યસંગ્રહમાંથી. મૂલ્ય રૂ. ૧૨૫)

*ને સંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : એન.એમ.ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨.)

## ..ફૂલ વેર્યાં છે ❑ કિશોર વસોવાળા

ઘટાનું રૂપ લઈ પેલા વને વસ્ત્રો પહેર્યાં છે;
અને એ શૂન્યતામાં મેં વળી સ્વપ્નો ઉમેર્યાં છે.

વિનંતી મેં કીધી છે વાયરાઓને સતત વાવા,
અને આ પાંદડાંને તારે ઘર ફરફરવા પ્રેર્યાં છે.

શીતળતા જોઈને ઊતરી જશે ખુશબોની ખુમારી,
સરિતાના તટે મેં ઝાડ લિમડાનાં ઉછેર્યાં છે.

વિહરવા કાજ ફક્ત વ્યોમનાં આ ઉડનારાંને,
ઢળેલી સાંજ થઈને આજ મેં ઘેઘૂરમાં ઘેર્યાં છે.

હશે ઘાયલ કદી કીધો મને કરવત-કિનારીએ,
છતાં જ્વાળામુખી જેવા ય મેં પર્વત વહેર્યાં છે.

તમે સંભાળજો, એમાં કદાપિ હોય કાંટા યે;
જીવનવાટે જરા જુદી રીતે મેં ફૂલ વેર્યાં છે.

( " રવની રજ " ગઝલસંગ્રહમાંથી. મુખ્ય વિક્રેતા : ગૂર્જર સાહિત્ય ભવન, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. મૂલ્ય રૂ. ૯૦ )

## ❑ લહર ❑ નલિન રાવળ

આનંદની લહર નેત્ર મહીં નિહાળી
જેવી ગ્રહી
પ્રિયતમા નિજ બાહુમાં
ત્યાં
ખીલી ઊઠયાં અધરપુષ્પ વસંતભીનાં.



## YEARS AND YEARS TOGETHER ❒ Manoj Khanderia ❒ Nita Ramaiya

To fragmentalize moments could take years and years together
To dismantle masks again could take years and years together

If you say I will wipe off all these reflections right away
To crack a mirror into pieces could take years and years together

It is of no use breaking your stem – of – lotus - like muteness
To connect everything once again could take years and years together

This dream, which is a pillar of snow, will melt away soon
To build it all over again could take years and years together

I am quite fortunate that I found words to bring me to your town
To run on my feet to come there could take years and years together

❒

## AT A CERTAIN AGE ❐ Czeslaw Milosz

We wanted to confess our sins but there were no takers.
White clouds refused to accept them, and the wind
Was too busy visiting sea after sea.
We did not succeed in interesting the animals.
Dogs, disappointed, expected an order,
A cat, as always immoral, was falling asleep.
A person seemingly very close
Did not care to hear of things long past.
Conversations with friends over vodka or coffee
Ought not be prolonged beyond the first sign of boredom.
It would be humiliating to pay by the hour
A man with a diploma, just for listening.
Churches. Perhaps churches. But to confess there what?
That we used to see ourselves as handsome and noble
Yet later in our place an ugly toad
Half-opens its thick eyelid
And one sees clearly: "That's me."

## ❐ આલિંગન ❐ ધીરુ મોદી

તું ચાંદનીને
ઘૂંટે છે.

હું ચાંદનીને
સૂંઘું છું.

આંખ મીંચીને પણ
જોઇ શકું છું :
- ત્હારો પમરાટ !

❐

## ❐ પ્રતિપન્ન ❐ વજેસિંહ પારગી

કબૂલ કે
શબરી જેવી
મારી શ્રદ્ધા-ભક્તિ નથી.
તો સામે
એંઠાં બોર આરોગે
એ રામ પણ ક્યાં છે ?

❐

કવિતા : અગ્નિની ભૂમિ પર કપૂરનું વૃક્ષ છે
સળંગ અંક : ૨૧૮
વર્ષ: ૩૭, અંક: ૨, ડિસે.૦૩-જાન્યુ.૦૪
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



❖

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં

આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

રેતી -

જુઓ આવે વણઝાર તડકો ભરીને
ફરી કોઈ છાંયો સરકી જાય રેતી...

પગલાં તો પગરખાં પહેરી ફરે પણ
શું પગલાંનું ભાર તણી જાય રેતી ?

સમયના રૂપે ઊંટ હાંકી ગયા છે
ફરી ક્યા રસ્તે આ પૂરી થાય રેત ?

બપોરે સૂકાયું ગળું એવું ત્યારે
ખજૂરીના પડછાયા પી જાય રેતી

રૂપે રણના રણ એક પગલાંમાં ડૂબે.
આ તો આંખમાં આંગળી જાય રેતી.....,

[illegible]



# સુન્દરમ્-સુધા

## બારમાસી ◻ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

કારતક માસે ઘઉં - વાવણી,
સારસ પાંખે આવી રે.
માગસરે નીકોની ખળખળ,
અઢળક આમ વહાવી રે.

પોષ માસમાં ઠંડી રૂમઝૂમ;
રજાઇ ઓઢી આવી રે.
મહા માસમાં ગઇ પાનખર;
નવી વસંતો લાવી રે.

ફાગણ છેલ-ફટાયો થઇને,
હોળી અડાણે સળગે રે;
ચૈતર માસે લણણી : ખેતર
હળવું થઇને વળગે રે.

વૈશાખે સાજન - માજનિયા,
માંડવિયામાં મહાલે રે,
જેઠ - ઉનાળે તાપ આકરા,
બળઝળ, બળઝળ બાળે રે.

અષાઢમાં અમિયલ વર્ષાએ
જીવતર ખેડી પુંખ્યું રે,
શ્રાવણમાં મેળાની રૂમઝૂમ;
અલકમલકને ગૂંથ્યું રે,

ભાદરવામાં સરાદીયાની
ખીર કાગડા વાસે રે,
આસોમાં આખર આખર પણ;
દીવો કોઇ પ્રકટાવે રે.



## ખરા બપોરે □ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

રીસનાં ધુમ્મસ નથી ઓગળ્યાં, નથી ઓગળી જાત હજુયે,
ખરા બપ્પોરે બોલી ચીબરી, નથી ઓગળી રાત હજુયે.

આંખમાં ટોળેટોળાં થઇને,
પીંછાંનો ગુલમ્હોર ઝળૂંબે;
ચાંચમાં સૂરજ, પાંખમાં ફડફડ,
સ્પર્શોનો કલશોર ઝળૂંબે;

વૃક્ષ વૃક્ષ સુગરીના માળા, માળામાં ફફડાટ હજુયે,
ખરા બપોરે બોલી ચીબરી, નથી ઓગળી રાત હજુયે.

નિંભર - ઘરમાં અશુક-કશુકના
હાવભાવ તરફડે છતાં પણ,
ચકલી પાંખે ચોરનો થપ્પો,
લીલી ડમરીઓ ચડે છતાં પણ,

ચાર અરીસા વેરણ-છેરણ, બિંબોમાં તતડાટ હજુયે,
ખરા બપોરે બોલી ચીબરી; નથી ઓગળી રાત હજુયે.

ભીતર મીણના સમેટી દરિયા,
શુષ્ક શબ્દથી અતિક્રમાયું,
ચાલ ચરણ પાંખો થઇ જઇએ
ઘર સઘળુંયે થયું પરાયું.

તને જોયાને કોરે કાગળ, ચીતરશું તરખાટ હજુયે.
ખરા બપોરે બોલી ચીબરી; નથી ઓગળી રાત હજુયે.

મૃત્યુ પણ સાંકળ ખખડાવે,
તેજના ભડકે બળવું છે;
ઢાળ ઢોલિયો ગંગાજળ દે,
જીવતાં જીવતાં મરવું છે.

કયું અજવાળું ભીંતે ચીતરી? કોણ કરે બકવાટ હજુયે,
ખરા બપોરે બોલી ચીબરી; નથી ઓગળી રાત હજુયે.



## આપણુંય એવું ❑ વિનોદ જોષી

આપણુંય એવું જંપી જવું
સૂરજના સૂતેલ પડછાયાની જેમ,
ને એમ ને એમ થોડું થંભી જવું
સાંજની થાકેલ કાયાની જેમ.

ભીતરની ભીંતે ખાલીપા ખખડે
તરડાતી ક્યાંક એમાં ટહુકાની વાત,
આભેથી ઊતરીને ઝાડવે બેઠા તોય
ડાળે ફૂટી નહીં છાંયડાની જાત.

આબરૂ આંજીને પછી આંખોને લાજવું
પાંખો હતી તે કપાયાની જેમ,
ને એમ ને એમ થોડું થંભી જવું
સાંજની થાકેલ કાયાની જેમ.

રૂદિયે હથેળીનું છાપરું કરતાંક
વઢવા તડકાને ટાઢેરાં બોલ,
ક્યાંય રે વર્તાય ના વડલાનાં પગલાં
તો શોધવી બાવળની ઊની બખોલ.

રંગ બધાં સૂંઘી ફૂલને જ પૂછવું
સુગંધનું નામઠામ ભુલાયાની જેમ,
ને એમ ને એમ થોડું થંભી જવું
સાંજની થાકેલ કાયાની જેમ.

આપણુંય એવું જંપી જવું
સૂરજના સૂતેલ પડછાયાની જેમ.



## અનિચ્છાએ પરણીને સાસરે ગયેલી કન્યાનું ગીત ☐ રામુ પટેલ ડરણકર

અડાબીડ અંધારાં ઉલેચી નાખીએ
કેમ કરી અજવાળાં લાવવાં ?
મારે કેમ કરી અજવાળાં લાવવાં ?

ઊગતી સવાર મારી એવી પછડાય
જેમ પથ્થર પર પાણીનો ધોધ;
એવી તે કેવી મારી પંખીની જાત
કે કરવાની ટહુકાની શોધ.

ગાંડીતૂર નદિયુંને નાથી રે નાખીએ
કેમ કરી આંસુડાં ખાળવાં ?
મારે કેમ કરી અજવાળાં લાવવાં ?

ડગલાં માંડુ ને સામે ડુંગર દેખાય
મારે કેમ કરી ચઢવો એ પ્હાડને ?
કિયા હાથે હડસેલું આસપાસ ઊગેલી
કાંટાળી લીલીછમ્મ વાડને ?

વાદળ બનીને હું તો ચોમાસું લાવું પણ…
મેઘધનુ કેમ કરી વાવવાં ?
મારે કેમ કરી અજવાળાં લાવવાં ?



### ☐ ધનસુખલાલ પારેખ

દીકરો એટલો ડાહ્યો કે
દર વર્ષે દિવાળીમાં
માબાપને પગે લાગવા
ઘરડાઘરમાં જાય.



## છોકરાનાં સરનામાં શોધતી પ્રૌઢ કન્યાનું ગીત ❑ રમેશ શાહ

છોકરાનાં સરનામાં છોડ અલી, છોકરી,
જાતરાનાં સરનામાં શોધ !

વાદળનું વ્હાલ બધું ડુંગર પર વરસે
ને ખેતરને રાખે છે કોરાં,
ઓશીકું એવું કદી અવળું પડે કે
પેલાં સપનાં ત્યાં આવે ના ઓરાં;
પાણીનું ક્યાંક અહીં ધોધ બની વહેવું,
ને ક્યાંક એને આવે અવરોધ.
છોકરાનાં સરનામાં છોડ અલી, છોકરી,
જાતરાનાં સરનામાં શોધ !

એવાંયે ઝાડ અહીં એકલવાયાં છે
જેને ડાળીઓ નથી કે નથી પાંદડાં,
હરિવરનું હેત તને સ્પર્શી ગયું તો પછી
શું છે આ ગુલમ્હોરી છાંયડા ?
ઉપરવાળાએ એની લીલીછમ નજરુંમાં
તારીયે રાખી હશે નોંધ.
છોકરાનાં સરનામાં છોડ અલી, છોકરી,
જાતરાનાં સરનામાં શોધ !



## અબે, ઓ છમિયા... ❑ અનિલ વાળા

તું કઈ ઘંટીનો લોટ પીસેલો ખાઈ રહી છો ?
હું ઇું કે સાવ કોરોમોરો ને તું કુંવારા તડકાથી કેવું નાહી રહી છો !

અબે, ઓ છમિયા ! તારાં રૂપની મસ્ત હેલીએ પાદર આખું પલળ્યું...
મારામાં મારા હોવાનું તંત્ર જેમકે આખેઆખું કથળ્યું !

તું છો કે જે કાચ સમાં તૂટેલાં સપનાં ઉપર કેવું ગાઈ રહી છો !
તું કઈ ઘંટીનો લોટ પીસેલો ખાઈ રહી છો ?

ગબ્બરની ગોખે જે દીવડો શગે બળ્યો તે બળી ગયો મૂળમાંથી
હું તો બસ આ વીણ્યા કરું છું તારી પગલી આમ પડી - ધૂળમાંથી...

લોલ પવનની ઠંડી લ્હેરો જેવું ઉપરા-ઉપરી કેવું વાયી રહી છો !
તું કઈ ઘંટીનો લોટ પીસેલો ખાઈ રહી છો ?



## દરિયો ડોલે ❑ લાલજી કાનપરિયા

દરિયો અધરાતે ડોલે, દરિયો મધરાતે ડોલે
દરિયો ઉગમણે ડોલે, દરિયો આથમણે ડોલે.

નભમાં ચાંદો ઝોલાં ખાય, નવલખ તારા ઝોલાં ખાય
અડધાં લોચનિયાં બિડાય, અડધાં શમણાંઓ ઢોળાય !

ચડતી જલપરી ઝોલે, ચડતી વિભાવરી ઝોલે
દરિયો અધરાતે ડોલે, દરિયો મધરાતે ડોલે.

જળમાં માછલિયું રોતી, તીરે ખારવણ રોતી
અમૂલખ ખોવાયું મોતી, લાવે કોણ હવે ગોતી ?

દરિયો ભેદ સકલ ખોલે, દરિયો વેદ સકલ ખોલે
દરિયો અધરાતે ડોલે, દરિયો મધરાતે ડોલે.



## રે, બાઇજી ! ❑ અનિલ વાળા

સુક્કા કમાડ અને સુક્કી તે બારસાખ,
મનમાં ઘૂમે છે કોઇ સાપણ રે, બાઇજી !
રાંડ્યા પછીનું આ તો ડા'પણ રે, બાઇજી !

કૂંચી ગોતીને કાંઇ ખોલ્યો પટારો
મેલી જૂનાં ઝાકળની એક પોટલી જી રે !
ઠીબમાં તે આલજો પાણી રે, બાઇજી
રાખની તે દેજો કાંઇ રોટલી જી રે !

શિયાવિયા તે મારી લાકડાની ભારી
ને પાણકાની થૈ ગૈ છે પાંપણ રે, બાઇજી !
રાંડ્યા પછીનું આ તો ડા'પણ રે, બાઇજી !

રસકસ બધોય મારો મરનારો સાયબો,
હું તો ચુસાયેલી ગોટલી જી રે !
ઘરના ખૂણામાં એક સૂની તે ખાટલી
ને રે'વાને કાજ એક ઓટલી જી રે !

પિયરને કે'જો કે મેલુંઘેલું તે લોલ
સસ્તું જોઇ મોકલે ખાંપણ રે, બાઇજી !
રાંડ્યા પછીનું આ તો ડા'પણ રે, બાઇજી !



## ❑ દિલીપ રાવલ

હું સોળ વરસની થઇ
કોડી છીપલાં સાથે આ રમવાની ઉંમર ગઇ

હવે મને ગમવા લાગ્યો છે ધોધમાર વરસાદ
મીઠા આ મૂંઝારાની કોને કરવી ફરિયાદ
હવે પ્રેમના દસ્તાવેજે હું કરવાની સહી
હું સોળ વરસની થઇ.

ઢીંગલીઓથી રમતા'તા એ દિવસો થયા કપૂર
લાગણીઓનું ઊછળે મારી અંદર ઘોડાપૂર
કોને કહીએ 'ભાઇબંધ'ને કોને કહીએ 'ભઇ'
હું સોળ વરસની થઇ.



## અત્તર જેવી વાત □ લાલજી કાનપરિયા

ઊડી ગૈ અત્તર જેવી વાત,
રહી ગૈ સ્મરણોની સોગાત.

ફૂલો જેવી લાલચ આપી દીધા આકરા ડંખ
ઊડવા માટે ગગન આપી છીનવી લીધી પંખ !

નસીબની કેવી છે આ ઘાત ?
ઊડી ગૈ અત્તર જેવી વાત.

ઉજ્જડ આખીય સીમ, નથી ક્યાંય લીલોતરીનું નામ
રડવડતાં ચરણોને હવે ક્યાંય મળે નહીં મુકામ !

ઊઠે છે પળપળ ઝંઝાવાત,
ઊડી ગૈ અત્તર જેવી વાત.

હમણાં હમણાં લાગણીઓ પણ દેશવટે નીકળી છે
ડગલેપગલે મારગ વચ્ચે વસમી વેળ મળી છે.

ઊઠી ગૈ શમણાંની ઠકરાત,
રહી ગૈ સ્મરણોની સોગાત.

## લાગણિયુંનો રાસ □ લાલજી કાનપરિયા

લાગણિયું રમે છે રાસ મોરી સૈયર ! લાગણિયું રમે છે રાસ
ભીતરનું ગાજે આકાશ મોરી સૈયર ! ભીતરનું ગાજે આકાશ.

એક એક પગલામાં દેશ નવો ઊઘડે ને એક એક પગલામાં કેડી
હરખાતી હરખાતી મ્હાલતી ફરું છું તો શમણાની સોનેરી મેડી !

અજવાળાં ઊગે આસપાસ મોરી સૈયર ! અજવાળાં ઊગે આસપાસ
લાગણિયું રમે છે રાસ મોરી સૈયર ! લાગણિયું રમે છે રાસ

આભલામાં ચાંદો મલકાતો લાગે ને તારલાય પાડે છે તાળી
ઓચિંતા આવીને પાસે મને ઝટ સાહી લે છે વનમાળી.

રોમ રોમ નીતરે હુલ્લાસ મોરી સૈયર ! રોમ રોમ નીતરે હુલ્લાસ
લાગણિયું રમે છે રાસ મોરી સૈયર ! લાગણિયું રમે છે રાસ

હું તો એક એક ઠેકમાં, એક એક તાલમાં સૂધ-બૂધ સામટી ખોતી
એવી તો ખોવાઈ હું મનના મલકમાં કે થાકી હું ખુદને ગોતી !

શમણું જોવાનો આભાસ મોરી સૈયર ! શમણું જોવાનો આભાસ
લાગણિયું રમે છે રાસ મોરી સૈયર ! લાગણિયું રમે છે રાસ



## ઢાલો ઢસ્યો ! ❑ ભાનુપ્રસાદ ત્રિવેદી

નીરખી તારી ઢૂંશ
મેં તારો નીરખ્યો ઢાલો ઢસ્સો,
તેર સાંધાળી તુંબડી.
જાણે કાંકરે ગાજે બસ્સો !

હોઠની તારી ટૈડમાં ક્યાં છે
ભૂર વીંછીના ડંખ ?
કેડ્યના તારા મૈડમાં ક્યાં છે
ફેણ ચડાવ્યા લંક ?
જાય તડોતડ તૂટી એવી કાપડની ક્યાં કસ્સો ?
- નીરખી ૦

ટાયલી તે શું ઘબઘબાવે
'દિલ'ની બોદી નરઘી ?
પ્રેમનાં પોલાં ઇંડાં દાવે
મેલતી તું તો મરઘી !
કેટલાને તેં સેવવા ફોગટ આમ તણાવી નસ્સો ?
- નીરખી ૦

ભાળિયે કૈંકે ઢંગ
-અમે કૈં સાવ નથી બજરંગ !
ડોલતા અંગે વ્યંગ
હળાહળ કરીએ અમેય સંગ-

મંતરેયે ના ઊતરે લીલું કચ એવું જો ડસ્સો !
- નીરખી ૦



### ❑ મુકેશ જોશી

ઝાકળથી આંખો ધોવાની ટેવ મુકાવી, પહેલી વેળા ચેરાપૂંજીના વરસાદે આવી
મારી બંને આંખો સપનાં સાથે ધોઇ
ગોવાના દરિયાને કાંઠે શનિવારની સાંજ રૂપાળી લાગે એવી બિલકુલ એવી
કોઇ મસ્ત છોકરી મેં મુંબઇમાં જોઇ.

અત્તરની દુકાન ખૂલતાં જેમ હવા લહેરાય, એવું કોઇ હવાનું ઝોંકુ
એની સુગંધ લઇને શ્વાસે શ્વાસે બૂમો પાડતું જાય.
મુખડા વિના સાત જનમ પહેલાં જે લખિયાં ગીત, જેની સાથ ભુલાઇ પ્રીત
એની સુગંધના અણસારે પાછાં જીવતાં બેઠાં થાય.
ખંડાલાનો ઘાટ ઊતરતી વરસાદી મોસમના પગમાં નૂપુર બાજે એવી એની ચાલ

જોઇને રસ્તા ખુદની ધડકન દેતાં ખોઇ... ગોવાના દરિયાને
બારેબાર પૂનમથી ઠાંસોઠાંસ ભરેલા અંગ પર જો આંખ જરા મંડાય
શહેરની સઘળી કીકીઓ દૃશ્યો સાથે રૂપાવર્ણી થાય
સૂરતની તાપીમાં હો ભરચોમાસે તોફાન : જળની ઝળહળતી હો શાન
એવી જીવલેણ મુસ્કાન, છતાંય સહુ ડૂબવા જાય
હૃષીકેશમાં શ્લોકો ગાયા બર્ફીલી મોસમના જેવું ગણગણતી એ એવું
જાણે લતા અને આશાને કંઠે સૂર પરોવે કોઇ... ગોવાના

### ❑ મહેશ દવે

હસી શકે તે
રડી શકે છે
તરફડી શકે છે

વિચારી શકે તે
બચી શકે છે
હચમચી શકે છે
પરહરી શકે છે

ન હસે કે રડે જે
વિચારે નહીં, કરે ન કાંઈ
એ રોગી, મનોરોગી કે અમાનુષ ?
❑

## ❑ સખી ! પરણ્યાને હળવે જગાડું... ❑ હરિહર જોશી

સખી ! પરણ્યાને હળવે જગાડું

વહેલી સવારનું સપનું મમળાવતી હું ખુદના પડછાયામાં ભળતી
વીતેલી રાત મારી આંખ્યુંમાં કોણ જાણે ઘી ને કપૂર જેમ બળતી

હવે અધમણ રૂની બાળી દિવેટ એના અજવાસે આભલાં લગાડું
સખી ! પરણ્યાને હળવે જગાડું

મેડી છોડીને ચાંદ ચાલ્યો ઉતાવળો એ પલકારે વહી ગઈ રાત...
કહેતાં કહેતાંમાં પ્હો ફાટ્યું ને સાવ મારી કહેવાની રહી ગઈ વાત !
એવું થાતું કે પે...લા બુઝાતા ચાંદને ઝાલરની જેમ રે ! વગાડું
સખી ! પરણ્યાને હળવે જગાડું !

પીપળા સન્મુખ જઈ ઊભી રહું તો મારી માનેલી માનતાઓ ફળતી
એવી શ્રદ્ધાથી નિત મસ્તક નમાવી હું મીઠા ઉજાગરાને દળતી

મને ચીડવતું ગામ કહી : 'ભાંગ્યું ભરૂચ તો કોઈ કહે ભાંગ્યું રજવાડું' !
સખી ! પરણ્યાને હળવે જગાડું

❑

## સ્મૃતિશેષ મા... ❑ રેખા સરવૈયા

(૧) મુદત સુધી જેમની પાસે

ફુરસદ નહોતી-
માની વાત સાંભળવાની
એ લોકો આજે કલાકો સુધી
બેઠા રહ્યા માતાની ચિતા પાસે !
* * * *

(૨) રાંધણિયામાં ચૂલો ફૂંકવામાં
ઊગેલા અને આથમેલાં
કંઈ કેટલાય સૂરજ
ઢળતી ઉંમરે સ્થિર થઈ ગયા
માતાની આંખના મોતિયામાં !

❑

## તારા વાવડને કાજ... ❑ યોગેશ પંડ્યા

વાવડ તારા આવવાના લૈ કાગ જ્યાં મોભે બોલ્યા,
આમ ઘડીમાં તેમ ઘડીમાં...
હડિયુ કાઢી સાયબા, મુંઝા દલડાં એવા કોળ્યા...

આંગણે વ્હેલો વાયરો
ખબર પડતા એવું ફરકે
એવું ફરકે, એવું ફરકે

આંગણે ઊભા તુલસી
કરેણ, મોગરો જૂઇ ચંપો
એવું હરખે, એવું હરખે

ભીંત પરે ચીતરેલ બપૈયા, મોરલા, પોપટ ડોલ્યા...

જ્યારથી ગયો દેશ છોડી
પરદેશ રે સજણ એકલી છોડી
દેશ, દોડી પરદેશ રે સજણ.

ગામને પાદર વડલે ઊભી
વાટ્ય જોઈને થાકતી હું તો
લાગતી હૈયે ઠેસ રે સજણ.

સાયબા, તેં તો માંડ જંપેલા ઊંડા તળનાં જળને ડ્હોળ્યાં...



### ❑ સુરેશ દલાલ

રેસમાં દોડીને સાવ લોથપોથ થઇ ગયેલા
અશ્વ જેવી વીસમી સદી
ખોડંગાતી ખોડંગાતી
કોણ જાણે
કઇ ક્ષિતિજમાં
વિલીન થઇ ગઇ ?!



## ભૂરું વહેંચો ❑ વિનોદ ગાંધી

ચાલો, મિત્રો, ખુશબૂ વહેંચો,
જાતે જઇને રૂબરૂ વહેંચો.

બધી રીતે એને ટેવાડો,
ગળ્યું, તીખું ને તૂરું વહેંચો.

ખાસ તમારું માણસ છે કે ?
એને વહેંચો, છૂપું વહેંચો.

ઉતાવળે તો વણસી જાશે,
જે વહેંચો તે ધીરું વહેંચો.

ટુકડે ટુકડે પાર ન આવે,
આખેઆખું પૂરું વહેંચો.

વિશાળતા એનામાં પ્રગટે
ગગન એમને ભૂરું વહેંચો-

❑

## ❑ વિનોદ ગાંધી

હું ગઝલ વાંચું અને તું દાદ દે,
ભરસભામાંથી મને તું સાદ દે !

હું હવે પોટાશનો છું આદમી
એક તણખા જેટલી તું આગ દે !

એ બધા ભૂલા પડેલા છે અહીં,
રણ મને, પણ એમને તું બાગ દે !

શબ્દને આલાપવું નિષ્ફળ ગયું,
મૌનને આલાપવાનો રાગ દે !

કોઇ પણ જન્મે મને સૌ ઓળખે
તન ઉપર તું એકસરખો દાગ દે !

રામ કે અરામમાં ક્યાં ફર્ક છે ?
હું સીતા છું, ઓ ધરા ! તું માગ દે !

મણ અને કણનોય માલિક આદમી ?
હું કીડી છું, પ્લીઝ, મારો ભાગ દે !

ઓ હવા, જા, એમની બારી ખૂલી,
એમને જઇને, તું મારી યાદ દે !

❑

## તારે લીધે જ ❑ ઉશનસ

(વસંતતિલકા - સૉનેટ)

તારે લીધે જ, તવ પ્રીત વડે જ હે પ્રિય !
આ અક્ષરો અઢી જ માત્ર થકી શક્યો જઈ
ભાષાતણા જટિલ ઉચ્છલ સંકુલો મહીં !
તેનીય પાર લયની રવમાં અતીન્દ્રિય !

જન્માન્તરોની લખ સીમ મને લઘુ પડી
તારે લીધે જ; પરિપૂરણ પામવા તને
મેં શાશ્વતીની કરી માગણી ભાગ્યશ્રી કને;
કાલાવધિ, કૃષ્ણકાળકથા મને નડી,

તારે લીધે જ પૃથિવી ખીણ આ હરીભરી,
તુંથી ઝરાચરણની રણકંત ઘૂઘરી,
તારે લીધે જ કુસુમોખચી ફુલ્લ વલ્લરી,
તારે લીધે જ ગઈ ભૂમિ ભુમાણી વિસ્તરી !

તારે લીધે જ સમજ્યો કંઈ હું વસંતને,
તારી પ્રીતે જ પ્રિય ! હું અડક્યો અનંતને !

❑

## સ્મિત-આંસુ કાવ્યો

❑ અબ્દુલ ગફાર કાઝી

સામે સ્મિતનું
ફાનસ સળગી રહ્યું છે
ને
હું અંધારું ઓઢીને-
પડ્યો છું.
આંસુની ઝૂંપડીમાં...

❑

સ્મિતની તલવાર
ફરતી રહી.
આંસુના
મસ્તક વચ્ચે...

❑

## ❑ અંજુમ ઉઝયાનવી

કલ્પન થયો, ન કોઈની અટકળ થયો હતો,
તારી તરસને ભેટવા હું જળ થયો હતો!

આપી ગયો સમય મને ટોળાં અવાજનાં,
માણસને મળવા કેમ હું વિહ્વળ થયો હતો!

સાચા લગાવનો તું પુરાવો ન માગજે,
તું બારણું થયો, ને હું સાંકળ થયો હતો!

બસ એ જ છે મલાજો સ્વમાની સ્વભાવનો,
અંધારે આગિયો બની, ઝળહળ થયો હતો!

ઉલ્લેખ મારો ક્યાં છે સમયની કિતાબમાં?
તારી સદીની હું નજીવી પળ થયો હતો!

માથું નમાવી તું સદા જોયા કરે મને,
આપી તને શિખર બધાં હું તળ થયો હતો!

પાગલ થયો છે દરિયો સદા એ જ વાત પર,
કાંઠાની કેદ તોડવા નિષ્ફળ થયો હતો!

તું પણ વલોવી જો કદી તારા વજુદને,
હું એ જ રીતે મુજમાં સમથળ થયો હતો!

'અંજુમ' ગઝલને માણવા શું શું થયો નથી,
શ્યાહી થયો હતો કદી કાગળ થયો હતો!



□ **સુરેશ ઝવેરી**

બોલ, તને ભગવાન મળે છે ?
મંદિરમાં ઇન્સાન મળે છે ?

સાચેસાચું બોલી દેજે
દર્પણમાં શયતાન મળે છે ?

કિસ્મતને રોવા બેસું તો
આંસુ પણ બેધ્યાન મળે છે

સ્વપ્ન નથી મેં જોયું તારું
એમાં પણ દરવાન મળે છે

ફૂલોને તું પૂછી તો જો
તારા જેવો વાન મળે છે?

ઘરના ઘર છે, તો શું એમાં !
કોઇ તને દરમ્યાન મળે છે ?

□

□ **...ની બ્હાર ઊભો છું** □ **અંકિત ત્રિવેદી**

મણકો છું, પણ હું માળાની બ્હાર ઊભો છું
સાચ્ચું કહું તો સરવાળાની બ્હાર ઊભો છું-

રંગ ઊછીના સાંજ કનેથી લઇને જીવ્યો,
અંધારાની અજવાળાની બ્હાર ઊભો છું-

ડાળી ઉપર ફૂલ ખીલ્યાનો અર્થ એટલો
પાનખરોના વચગાળાની બ્હાર ઊભો છું-

બે પંખીના સૂના ઘરનો કોલાહલ છું,
ટહુકો ક્યાં છું, ક્યાં માળાની બ્હાર ઊભો છું !

ભીડ વચોવચ સૌની સાથે હળીમળીને
ઊભો છું પણ કુંડાળાની બ્હાર ઊભો છું-

□

## ▢ આત્મપ્રતીતિ ▢ સ્નેહલ જોષી

પાંખ કાપી, ઊડવા આકાશ આપી ને તમારું ઉડ્ડયન રોકી શકે છે.
માણસો મોઢે રહીને ખૂબ સારા પીઠ પાછળ ખંજરો ભોંકી શકે છે.

જિંદગી જીવી જવાનો એક મોટો ફાયદો એ પણ થયો અમને ખરેખર,
ખૂબ ઝડપી આપણો આ શ્વાસ કાયમ આપણી મરજી મુજબ થોભી શકે છે.

પૂર્ણ રીતે જે ડુબાડી દઈ શકે તત્કાળ એવો આપનો ચહેરો કહે છે :
આપ એવું એક પુસ્તક છો કે જેને કોઇ પણ નિશ્ચિંત થઇ ખોલી શકે છે.

કોઇ પાગલને દીધેલી રેશમી રંગીન ચાદર જેવું છે અસ્તિત્વ મારું;
હું ઉપેક્ષાઇ શકું છું જેમ એવી રીતથી કોઇ મને ઓઢી શકે છે.

સત્ય સમજાવું અને સમજાવવું છે ખૂબ અઘરું તે છતાં તું કર પ્રયત્નો;
કોઇ મૂંગો માનવી કોશિશ કરે તો વેદ ને ઉપનિષદો બોલી શકે છે.



□ **નીકળ** □ **મનહર જાની**

રોકકળ ને રોદણાંમાંથી નીકળ.
બખ્ખ દઈ બાળોતિયાંમાંથી નીકળ.

મૂક તડકે સાત પેઢીનો સંબંધ
વૈતરાં- વાણોતરાંમાંથી નીકળ.

સ્વપ્નના જુનવાણી સિક્કા લઈ અને
આંખના ઇસ્કોતરામાંથી નીકળ.

આ રીતે ફતવા ન કર માણસતૂણસ
પાંગળા પોતાપણામાંથી નીકળ.

લાગણીઓના લબાચા લઈ બધા
ખોખલા ઘરના ખૂણામાંથી નીકળ.

ઊઠ ઊભો થા ગમે ત્યાં જા બીજે
માંદગીના માંદળામાંથી નીકળ

જો તને મનહર નવું જીવતર મળે
આ ગઝલના ગોખલામાંથી નીકળ.

□

□ મહેશ દવે

પહેલા પસ્તી વેચતો'તો તો હું
હવે પસ્તી વેચે છે છાપાંના માલિકો
કાળાં-ધોળાં ચોકઠાંમાં,
લાલ-લીલા રંગોમાં,
બિહામણાં મથાળામાં,
ભડકામણાં ચિત્રોમાં,
અળખામણાં પીળાં પાનાંમાં
રોજ સવારે
તેઓ મને વેચે છે
સવાતેત્રીસ ગ્રામ પસ્તી.
મહિનાના અંતે
વેચું છું હું
ચાર રૂપિયામાં
એક કિલો પસ્તી.

□

## ▫ અમેરિકા દેશ રળિયામણો ▫ નટવર ગાંધી

(પૃથ્વી)

(એક)

પ્રશાંત જલધિ અહીં રસળતો દિશા પશ્ચિમે,
વિશાળ ઘૂઘવે વળી ઉદધિ નામ એટલાંટિક
દિશા પૂરવમાં, હરિત પથરાઈ વચ્ચે ધરા,
સદા છલકતી પ્રફુલ્લ ધનધાન્ય ને ફૂલથી,
ફળાદિ, દધિ, દૂધથી, સરવરો સમુદ્રો સમા,
મહાનદ સમી સરિત ઊભરાય વારિ ભરી
ફરી ફરી, પડે પ્રચંડ જલ ધોધ નાયાગરા,
ગભીર વન છે અહીં, ઉર પ્રસન્ન ઉદ્યાન છે.

અહીં ગગન ચુંબતા ગિરિવરો, ગુહા ખીણમાં
અતિ ગહન ગ્રાંડ કેન્યન અનન્ય પૃથ્વી પટે,
વળી અગણ જોજનો સુધી સપાટ મેદાન, ને
વિરાટ રણ જીવલેણ, નગરો રૂડાં રમ્ય છે,
ભૂમિ ખળભળે ભૂકંપ થકી, ભવ્ય જ્વાળામુખી
કરે કદીક ભસ્મ અહીં, અહીંયાં કહો શું નથી ?

(બે)

અનંત ઋતુ ચક્રની ઋતુ વિવિધ સાથે રસેઃ
અહીં શરદ છે સુધન્ય, વનરાજી હોળી રમે,
વસંત વિલસે તહીં, શિશિર ક્યાંક હેમંતનો
જનો ધ્રુજવતો, ધરા થિજવતો, ઝરે ઉત્તરે
પ્રપાત તહીં હિમનો, સમય તે દિશા દક્ષિણે
અસહ્ય, અતિ ઉષ્મ, ગ્રીષ્મ બળતો, વનો બાળતો,
પ્રચંડ સૂસવે તુફાન, વળી વાયરા લૂ તણા
ફૂંકાય, ફરકે કહીં અનિલ મંદ આનંદનો.

યથેચ્છ વરસે અહીં ગગન દિન સૌ વર્ષના,
ભીંજાય ભૂમિ તપ્ત, સૂર્ય ઊગતો પણે પૂર્વમાં
સુષુપ્ત જન સેવતા સપન સિદ્ધિનાં પશ્ચિમે,
અને વિધુ વિરાજતો ભુવન વ્યોમ સુધાનિધિ.
પ્રલમ્બ પટ કેવડો અહીં, પ્રદેશ ચચ્ચારનો
પ્રવાસ કરતા વડો સૂરજ બાપડો થાકતો.

નોંધ : ચાર ચાર ટાઇમ ઝોનમાં પથરાયેલ અમેરિકાના વિશાળ ભૌગોલિક પ્રદેશના બન્ને કિનારે વિરાટ સમુદ્રો છે- પશ્ચિમમાં પૅસિફિક અને પૂર્વમાં એટલાંટિક- તેની વાત અહીં છે.

## ▫ એ દિવસો કેટલા સારા ▫ મહારાજ કૃષ્ણ સંતોષી

▫ સુશી દલાલ

(હિંદી)

એ દિવસો કેટલા સારા હતા
જ્યારે અમે કહેતા હતા કે સારા દિવસો આવશે.

એ દિવસો હતા
કે તડકો એટલો સુક્કો નહોતો
પડછાયા એટલા ઠંડા નહોતા
કે ધરતીની ઉષ્ણતાને શોષી લે
અને રાતો એટલી ઊજળી નહોતી
કે રોશનીથી ડર પેદા થાય.

એ દિવસો હતા
કે હવામાં બરફના ટકોરા પણ થતા
અને ઘરમાં ઉદાસીનું ધુમ્મસ
છવાયેલું હતું.
પણ દરેક ક્ષણ લાગતી હતી એ દિવસોમાં
કે અમે તાપણાની બિલકુલ પાસે છીએ
અને ઉષ્માની વિપુલતામાં જીવી રહ્યા છીએ
અમે જીવી રહ્યા છીએ આજે પણ
સાથે સાથે
પણ કેટલા અલગ અલગ .
દિવસ રાત
જરૂરતથી વધારે
પોતાની હેસિયત પ્રદર્શિત કરે છે
એટલા માટે તાપણું સળગાવતા નથી
તાપણું ખરીદીએ છીએ.

▫

## ▫ જે પુલ બનાવશે ▫ અજ્ઞેય ▫ સુશી દલાલ

(હિંદી)

જે પુલ બનાવશે
તે અનિવાર્યપણે :
પાછળ રહી જશે.
સેનાઓ થઇ જશે પાર
મરી જશે રાવણ
વિજયી થશે રામ,
નિર્માણ કરનારા
ઇતિહાસમાં
કહેવાશે વાનર.

▫

## ▫ કોણ નથી કર્ણ ▫ હસમુખ કે. રાવલ

કાગળની પડીકીમાં
બંધ કરી
સામટા વહાવી દીધા
જળમહીં...
કોણ નથી કર્ણ ?

હાલકડોલક થતાં
લહેરોનાં ત્રાજવાંમાં
વારિના વારણ
ઘડી
અંબાડીમાં બેસાડીને
નગરમાં ફેરવે...
ને
ઘડીમાં તો પગ તળે...

મળી જાય ક્યાંક વળી
કાષ્ટની નાની ધાવણી
હરી રમી ચૂસી લેતા
વકરેલી સૂંઢ મહીં...
કોણ નથી કર્ણ ?

▫

□ **જયા મહેતા**
ઊર્ણનાભને ગુરુ બનાવવો કે ઘુવડને
એ જ્યારે માણસના હાથની વાત ન રહે, ત્યારે

ડેડ લેટરની જેમ
અંધારા કોથળામાં પુરાઈ રહેવું, કે
ઘુમ્મસિયા સવારની જેમ
સુસ્ત પડ્યા રહેવું, કે
બારણું ખખડવાની રાહ જોયા કરવી, કે
ઘવાયેલા જટાયુની જેમ તરફડ્યા કરવું,
એના કરતાં
કોચલું ફોડીને બહાર આવવું બહેતર છે

આકાશદર્શન થાય
ને ઊડી પણ શકાય

ચાલવું હોય તોયે
કોચલું તો ફોડવું જ રહ્યું.

□

□ **પાનખરનું પ્રભાત □ અજ્ઞેય □ સુરેશ દલાલ**
(હિંદી)
એટલો જ પ્રકાશ
કે અંધારું દેખાવા લાગ્યું.
એટલો જ વરસાદ
કે સન્નાટો સંભળાવા લાગ્યો,
એટલું જ દુ:ખ કે યાદ આવ્યું
કે ભૂલી ગયો છું,
હું ભૂલી ગયો છું...

□

**□ જયા મહેતા**

ઊર્ણનાભને ગુરુ બનાવવો કે ઘુવડને
એ જ્યારે માણસના હાથની વાત ન રહે, ત્યારે

ડેડ લેટરની જેમ
અંધારા કોથળામાં પુરાઈ રહેવું, કે
ધુમ્મસિયા સવારની જેમ
સુસ્ત પડ્યા રહેવું, કે
બારણું ખખડવાની રાહ જોયા કરવી, કે
ઘવાયેલા જટાયુની જેમ તરફડ્યા કરવું,
એના કરતાં
કોચલું ફોડીને બહાર આવવું બહેતર છે

આકાશદર્શન થાય
ને ઊડી પણ શકાય

થાકલું હોય તોયે
કોચલું તો ફોડવું જ રહ્યું.

□

**□ પાનખરનું પ્રભાત □ અજ્ઞેય □ સુશી દલાલ**
(હિંદી)

એટલો જ પ્રકાશ
કે અંધારું દેખાવા લાગ્યું.
એટલો જ વરસાદ
કે સન્નાટો સંભળાવા લાગ્યો,
એટલું જ દુઃખ કે યાદ આવ્યું
કે ભૂલી ગયો છું,
હું ભૂલી ગયો છું…

□

## ▫ અહો, જીવણજી ▫ ધીરુ મોદી

આંખ ખૂલી- સુપ્રભાતમ્
આજે મને અહીં પંચોતેરમું બેઠું.

હમણાં હમણાં પલંગની બાજુના ટેબલ પર
મહાભારત મૂકી રાખું છું.
વ્યાસમુનિનો કેવો સર્જનાત્મક પ્રચંડ પુરુષાર્થ !
અનેકાનેક મહાન વ્યક્તિત્વોની કેવી કેવી માનસિક આંટીઘૂંટી !
કેટકેટલી વ્યથા ! કેવા કેવા યાતનાપૂર્ણ સંઘર્ષો !
વિવિધ પ્રજાઓની કેટકેટલી આશા- નિરાશાઓ ! ત્રિવિધ વિટંબણાઓ !
સત્કાર્યોની કેવી કેવી ઉપર ઊડતી જતી ઉજ્જવળ પતાકા !
અધમતાની નીચે ને નીચે ઊતરતી જતી કેવી કારમી ગાથા !
આટલે વરસેય
હું તો કંઈ પણ પાર પામી શક્યો નહીં.
વરસો વીતતાં રહ્યાં... અને જીવનમાં અહીં બદ્ધું જ
વધુ ને વધુ અપરિમેય અને અજ્ઞેય બનતું રહ્યું.

લાવ, એકાદ પાન ઉઘાડીને
જે કંઈ સોનામહોર સમું મળી આવે એને અંતરાલમાં ધરબી દઉં.
બેઠો થયો.
મહાભારત ઉઘાડવા જાઉં છું તો
એમ જ રહી ગયો.
- રાઈના દાણાથીય ખૂબ ઝીણું એવું એક જીવડું
પૂંઠા પરથી
ભીષ્મકાય આખાય મહાભારતને પાર કરી જવા
અનર્ગળ પુરુષાર્થ ખેડી રહ્યું હતું !



## ▫ સમયને ઓળખવો અઘરો ▫ યોસેફ મેકવાન

સમયને ઓળખવો અઘરો રહ્યો છે,
તેજની અણી જેમ ઘોંચાઇ ઘોંચાઇ જીવાડે...
ખબર પડે કે-
પવનમાં માથાના ફગફગતા વાળ જેમ
કશુંક ફગફગતું આપણામાં સમયને ચાટે છે
કે આપણા સપનાંને... ?
સમજાય નહીં... પણ અથડાય રહી રહીને
કાળના કાંઠા પર જાત
કાંડા પર બાંધેલો સમય
આમ તો છૂટ્ટો દોર ફરે છે
ને મનગમતું ચરે છે
આયનાની આંખમાં મત્સ્ય જેમ સરે છે
એ સરે છે છેક નીચે
        યોનિના રક્તિમ અંધકારને ભરે છે
ચળકતી ઘટ્ટ ચાંદનીથી...
પછી પાછો આકારિત થાય છે સમય...
સમયથી ઉપર ઊઠીને કે સમયથી નીચે ઊતરીને
સમયને ઓળખવો અઘરો રહ્યો છે
ઝાડનાં પાનમાં એ ફરફરે છે ક્યારેક તો
એ ખળભળે છે ક્યાંક ઝરણાની ગતિમાં
ફરતો ફરે છે હરણાની ગતિમાં ઠેકતો..
એક તો આ માખી ક્ષણ જેવી
ક્યારની આવી આવીને બેસે છે મોં પર
ઉડાડું એને હાથે
'પણ મરતી નથી કોઇ વાતે'
ક્રિયા-પ્રક્રિયા આ જોયા કરે બ્રહ્માંડ
'રાંડ મરતીયે નથી તો...'
આવું ક્યાંક સાંભળેલું... વાંચેલું...
અડધાપડધા બાફેલા બટાકા જેવું
અથડાય સ્મરણમાં
ઝરણમાં પગ બોળતો હોઉં એમ
મને જરા બોળી લઉં અતીતમાં
ભીંતમાં ખોડેલી ખીલી... ટગર ટગર
જોયા કરે ને રોયા કરે ક્રોસ પર ટાંગેલા

ઈસુની આંખ
વળી પાછી માખી ક્ષણ જેવી
આવી આવીને બેસે મોં પર
ઉડાડું.. ટાપોટા પાડું... મારવા એને
પણ મરતી નથી... હટતી નથી
ને પડતો નથી સમય
અઘરો છે ઓળખવો સમયને
સમય મને મારે છે
 મને ડારે છે
 મને તારે છે
તેજની અણી જેમ ઘોંચાઈ ઘોંચાઈ પાડે છે..
માડી રે... !



**□ થાક □ વંચિત કુકમાવાલા**

બંગલા બહાર મુકાવ્યો
સિમેન્ટનો બાકડો
વિચારેલું...
સામે જ બને છે એપાર્ટમેન્ટ
લોકોને બેસવા કામ લાગશે.
હવે..
રોજ સાંજે
સ્કૂલથી પાછાં ફરતાં બાળકો
પોતાપોતાના ફ્લૅટમાં
જતાં પહેલાં
સ્કૂલ બેગ સાથે
ઢળી પડે છે
સિમેન્ટના બાકડા પર...



□ **પન્ના નાયક**

અસંબદ્ધ, અતર્ક
દશ્યોની પરંપરા,

નભ અને ધરા
એકાકાર થાય
અને ન પણ થાય
છતાંય
ક્યાંય અરાજકતા નહીં
પૃથ્વી પર
પગ માંડીને
ઊભેલો ચહેરો
અને
આકાશમાં
અવળીસવળી દિશામાં જતું પંખી.
કશાય સાથે
સંબંધ જોડવાનો
કોઈ યત્ન પ્રયત્ન નહીં.
વરસાદમાં
એકાએક ઊગી નીકળેલા
ઘાસ જેવાં દશ્યો.

દરિયાએ ખડક સાથે
માથું પછાડવું માંડી વાળ્યું છે.
કોઈ વિરાટ ગુંબજની છત પર ઊપસી આવેલું નકશીકામ
સર્પ અને રજ્જુના આભાસ થાય
એવાં દશ્યો
નિરાકરણની અપેક્ષા વિનાનાં દશ્યો.

વૃદ્ધ માણસની વળી ગયેલી
કોણી જેવો
ડાળીનો એક ભાગ
અને છતાંય
ક્યાંક ફૂટતું ફૂલ.

હોડી અને હલેસું
એકમેક માટે ઝૂરતાં નથી.
એ છે એટલું જ પૂરતું છે.

ક્લોઝેટ જેવી જિંદગીના
બારણા પાછળ
લટકતા ગાઉન
બારણું બંધ
છતાંય બંધ નહીં.
કોઈનો કોઈ સાથે સંબંધ નહીં.

નિરાધાર બાળક જેવાં
પડી રહેલાં
સવારનાં છાપાઓ
જોતજોતામાં
તાજા સમાચાર પસ્તી થઈ જશે.

લોખંડના તારમાંથી
સિતારા કરવાની
મથામણ કરતો કલાકાર
એ તો કશુંક કર્યે જાય છે
પોતાને કે બીજાને પૂછતો નથી
કે
એની કલા
બ્રહ્માંડનું
નિર્માણ કરે છે કે નિર્વાણ

સૂમસામ રસ્તા પર
દોરડાં કૂદતી છોકરી
ક્યારેક દોરડાં ઓછાં પડે
અને નાનાંય પડે
પણ
કૂદી કૂદીને કૂદશે પણ કેટલું ?

ખાલી હવેલીમાં
હવે કોઇનો અભાવ ખટકતો નથી.
ક્યારેક ફુગ્ગાની જેમ
ફૂટી જતાં દશ્યો.

આંખમાંનું ખૂટી ગયેલું જળ,
રેતીમાં આળોટતો માણસ,
પડછાયો થઇ ગયેલો પુરુષ,
કપડાંની ગડી કરતી સ્ત્રી,
ઝીણી કાતરથી મૂછને સરખી કરતો જુવાન,-
વાળની માવજત કરતી કોઇ યુવાન કન્યા,
આંખ મીંચીને ચિંતનમાં ડૂબી ગયેલો કોઇ જીવ,
ઘરવપરાશની સામગ્રીને સાચવીને બેઠેલું ફ્રીજ,
શબ્દોની ફ્રેમમાં ગોઠવાતી જુદીજુદી તસવીરો,
આંધળું થઇ ગયું હોય એવું

બંધ બારીવાળું નાનકડું મકાન,
સ્કાયસ્ક્રેપરના રાક્ષસી પડછાયા
રીંગ ઑફ કરી દીધેલો ફોન-
કોઇના અવાજની અપેક્ષા નહીં
કે
હલો કહીને કોઇને કશું પૂછવાનું નહીં,
કારને કે પોતાને કે બન્નેને
આરામ આપવાનો પ્રયત્ન કરતી
પાર્ક કરેલી ગાડીમાં
સ્ટીયરિંગ વ્હીલ પર હાથ રાખીને બેઠેલી સ્ત્રી,
બેલેરીના જેવી કોઇ નર્તકીની મુદ્રામાં
ગતિશીલતા અનુભવતા
વૃક્ષના નાજુક પગ,
સમયનો કે પોતાના શરીરનો ભાર ઊંચકીને
પરાણે પગથિયાં ચડવાનો પ્રયત્ન કરતી વૃદ્ધા.

ફૂલપાન અને ડાળ વિનાનું વૃક્ષ
ક્યારેક અપંગ લાગે છે
તો
ક્યારેક લાગે છે
અપરિગ્રહનો આનંદ અનુભવતા

સંન્યાસી જેવું.
વૃક્ષો સાથે તોય છૂટાં
પવનને વૃન્દગાન ગાવું હોય તો ગાય.
ગીતને કોઇની વાડ નથી હોતી.
એને તો હોય છે
ઉપાડ અને લય
અંતર વિનાના અંતરા

માત્ર બહારનું દશ્ય જોવા માટે
બારી પાસે ઊભેલી સ્ત્રી
માંડમાંડ પગલાં માંડતું બાળક
અને
હાઇવે પર દોડતી ટ્રક

સંબંધ જોડવો હોય તો જોડો
ને તોડવો હોય તો તોડો
અર્થને નીચોવવાની આદત
ચાલુ રાખો કે છોડો
મેં તો
તમારી સામે મૂકી છે
કેવળ
અસંબદ્ધ, અતર્ક
દશ્યોની પરંપરા



**□ નંદાદેવી-૧૪ □ અજ્ઞેય □ સુશી દલાલ**
(હિંદી)
નીચે
દરેક શિખર પર
દેવળ :
ઉપર
નિરાકાર
તમે
કેવળ...



## મોચીનું ન હોવું ◻ બકુલ ત્રિપાઠી

યાદ છે ? આપણે
એક દિ' સાથે
ગબ્બર ડુંગર ચઢવા ગ્યાંતા ?

ચઢતાં ચઢતાં મારગ વચ્ચે
તારી તૂટી ચંપલપટ્ટી

મેં કહ્યું 'કે તો ઊંચકી લઉં !'
'ચંપલ ?'
'તને !'
'હટ ! લો ચંપલ! ઊંચકો એને !
હાશ હવે બસ
અડવા પગે ઉપર જાશું'

મેંય પછી તને યાદ છે ?
મારાં ચંપલ કાઢ્યાં
પથરો લીધો
પટ્ટી તોડી !

તૂટલાં ચંપલ બેઉનાં પછી
હાથમાં લઈને
ઝૂલતાં ઝૂલતાં
અડવા પગે, બળતા પગે
થનગન થનગન
થનગન ચઢ્યાં આપણે બેઉ
ગબ્બર શિખર !
યાદ આવે છે ?

કેવાં રે બડભાગી આપણે
મારગ કોઈ મોચી ન મળ્યો !



## હે મિત્ર, તને પણ શું આવું નથી લાગતું ?

❑ વૉલ્ફ બિયરમાન ❑ સુ.દ.
(પૂર્વ જર્મન)

જેને છોડવા માટે હું મુક્ત રહી શકું
એને જ હું ચાહું છું :

આ વતન
આ શહેર
આ સ્ત્રી
આ જિંદગી

અને એને જ કારણે
થોડાક વતનને ચાહે છે
થોડાક શહેરને
મોટા ભાગના સ્ત્રીને
પણ બધા જ જિંદગીને ચાહે છે



❑ સિલાસ પટેલિયા

*દૂરાતિદૂરથી એ પંખી ઊડી આવી બેઠું*
*મારા ખભા પર, શાંત-મૌન!*

*છતાં એની આંખમાંથી દૂરનાં દરિયાનાં મોજાં*
*ઘૂઘવતાં, એની કથા કહેતાં મારા ખભે*
*અથડાતાં'તાં....*

*એની બીડાયેલી પાંખોમાં ધોધમાર વરસાદ*
*કાળઝાળ તલવારધાર ઉનાળો ને હિમછાયો*
*શિયાળો —*
*મને એની યાત્રા કહેતા હતા*

*કોઈ ઋષિની વાણી જાણે વહેતી હતી*
*ને એમાં હું નિમગ્ન!*
*થોડી વાર આમ જ બેસી*
*એ ઊડી ગયું*
*છતાંય એ મારા ખભા પર જ છે!*

❑ અશરફ ડબાવાલા

આ ગઝલ ને ગેબની જાદુગરીમાં આવજે
શબ્દના પ્રાગટ્યની દીપાવલીમાં આવજે

તું ભલે હો વિશ્વવ્યાપક ને બહુભાષી છતાં;
મારી પાસે ગુર્જરી બારાખડીમાં આવજે

થાક જો લાગે કદી અખબારના પાના ઉપર;
સાવ અંગત કોઈની નામાવલીમાં આવજે

એક પળ એવી વિરલ આપીશ તને કે તું તરત;
પુષ્યની છોડી તમા પયંગબરીમાં આવજે

જે તને ગમતા હો એવા વેશ તું લેજે બધે;
પણ ફક્ત અશરફરૂપે એની ગલીમાં આવજે
❑

❑ જયા મહેતા

લાલચટ્ટાક કંકુના ચાંદલા પર
ચોખા ચોડાયા કપાળમાં
લીલુંછમ્મ ઘાસ નિરયું
ધન્ય ધન્ય ગાયમાતા
શેઢકડાં દૂધ આપ્યાં
સવારસાંજ વર્ષોનાં વર્ષો
ગાય હવે બેઠી છે
પાંજરાપોળમાં
સુક્કુંભઠ્ઠ ખડ વાગોળતી.
❑

❑ સુ.દ.

રાતના અંધકારમાં
સિંહની ચાળ જેવી
ચિતાની જ્વાળાઓથી
દેહ થઈ જાય છે ભસ્મીભૂત,
અને આપણે પાછા ફરીએ છીએ
ચૂપચાપ.

સ્મૃતિથી જીવવાની
ટેવ પાડવી પડશે હવે,

બાકી, બીજી તો કઈ રીતે
જીવી શકાય ?
❑

### ❐ અદી મીરઝાં

જીવનનું સત્ય શું છે, આંખોના ખ્વાબ શું છે ?
બોલો આ જિંદગીનો સાચો જવાબ શું છે ?

દુ:ખની ગણતરીમાં તો દિવસો વહી જવાના
પૂછો તો હમણાં કહી દઉં સુખનો હિસાબ શું છે ?

બસ દૂરથી જ જોઈ એના વિશે ન બોલો
વાંચીને અમને કહેજો દિલની કિતાબ શું છે ?

દુ:ખના તો ચાર દિવસો પી પીને મેં વીતાવ્યા
કોઈ મને બતાવે એમાં ખરાબ શું છે ?

વર્ષોથી આપણે તો જોઈ નથી બહારો
ચાલ આવ જોઈ લઈએ ખીલતું ગુલાબ શું છે?

જીવન ગયું છે એમાં, તો પણ ન જાણ્યું સાકી !
મયખાનું તારું શું છે, તારો શરાબ શું છે ?

છોડો અદી હવે તો એની ગલીના ફેરા
ઘડપણમાં આવી હરકત ? તોબા જનાબ શું છે !
❐

### ❐ પ્રીતમ લખલાણી

પહેલી જાન્યુઆરીની
વહેલી સવારે
" Happy New Year " ના
ટહુકાને
છૂટો મૂકી
પંખી
આભમાં ઊડી ગયું !
'ને પછી
વૃક્ષ આખું વર્ષ
આભ નીરખતું
ડાળેથી
ફૂલપાન
વરસાવતું રહ્યું.
❐

□ સુરેશ દલાલ

એક અજાણ્યું ગીત, અજાણ્યો લય અમને ખૂબ ગમે છે
ચંદ્રનો ધીમે થતો ઉદય અને આ સોળ વરસની વય
અમને ખૂબ ગમે છે

સાવ કુંવારી કુંડળીમાં આ કોનું કેવું નામ હશે
ને જવાનું કિયે ધામ હશે-ની મૂંઝવણ મીઠી મીઠી
હાથમાં હાથી દાંતનો ચૂડો, કરમાં મેંદી
સિંદૂરિયાળી સેંથી ને ઘમરક પીળી પીઠી
રાત્રિનું એકાંત પછી તો લજ્જા, કુણો ભય :
અમને ખૂબ ગમે છે

કોઈની પણ અહીં નજર લાગે એવું મારું છે પાનેતર
ને કંકુવરણી કોરની કેવી અણિયાળી આ ધાર
સાહ્યબો માંડવે આવશે ત્યારે આંખોથી હું પોંખીશ
ને એક પલકમાં અલકમલકના સોંપી દઈશ શણગાર
મધરાતે પણ કોયલ ટહુકે,
બુલબુલ બોલે અને મૌનનો મોહક માદક લય
અમને ખૂબ ગમે છે



## ❐ સુરેશ દલાલ

સુખમાં હું સંતાઈ ગયો ને દુઃખમાં હું કંતાઈ ગયો
સુખ-દુઃખની હું પાર ગયો તો મંચ વિના ભજવાઈ રહ્યો

ગઈ કાલનું પાનું ફાડ્યું
ને આવતી કાલને જોઈ નહીં :
હૃદય પછી આનંદે છલકે
અને આંખ આ રોઈ નહીં
રંગ વિનાના રંગે હું તો રોમેરોમ રંગાઈ ગયો
સુખમાં હું સંતાઈ ગયો ને દુઃખમાં હું કંતાઈ ગયો

નહીં માયા, નહીં મમતા :
કેવળ કરુણાનો છે સંગ
નરસિંહ - મીરાં કબીરની સાથે
વહે ભજનની ગંગ
અનહદ સાથે આંખમિચોલી હું મૌન થકી મંજાઈ રહ્યો
સુખમાં હું સંતાઈ ગયો ને દુઃખમાં હું કંતાઈ ગયો

❐

## ❐ જયા મહેતા

મોઢે ફીણ આવી જાય એટલી ઝડપથી
ઘોડો દોડ્યો રેસના મેદાનમાં
ઘોડો જીત્યો
ઘોડો હજીયે ઊભો છે
ઘોડારમાં
નીરેલું ઘાસ ખાતો
❐

## અતીતની ગંધ

❑ જેઇન ભંડારી (અંગ્રેજી)

❑ અનુવાદ : મહેશ દવે

મોટીમાના ઘેર
સદાય હું આઠ વર્ષની હતી
સુંઘી રહેતી બાથરૂમમાં લાઇફબૉય સાબુ.
સંકોડાયેલા ભૂત જેવી
તેલના દીવાઓની ગંધ
દાદર પર વિલં...બાઈને પડી રહેતી.

બાના શરીરમાંથી તાજી રોટલી સોઢતી
અને મારા ધોળિયા નાના ભાઈના વાળમાંથી
આવતી બેબી-સોપની આછા સેન્ટની સુગંધ,
બહાર સૂકવેલા કપડાંમાંથી ઊઠતી
નદી-ધોઈ સ્વચ્છતા, ઘાસ અને
પ્રખર તડકાની સુવાસ.

ગંધની સીમાઓની ધારે
કબાટ અને ખાનાઓમાં પડેલું કપૂર,
પાછલા ઓરડે ભરી રાખેલાં સફરજન,
દિવાનખંડની આગળ હંમેશાં ખુલ્લાં રહેતા
સૂરજમાં શેકાતા, ધૂળિયા, જરીપુરાણા પડદા
ત્યાં બાપુજી સાથે હું વગાડતી ઊભું હાર્મોનિયમ
ને સાથે અમારી ગાતો અમારો કૂતરોય
તેને પણ હતી પરસેવાવાળા પંજા
અને કૂતરિયા કાનની ખાસ વાસ.

આજેય ચોખ્ખાં ધોયેલાં વસ્ત્રો,
કબાટમાંનું કપૂર
ને શિયાળા માટે સંઘરેલા સફરજન
મને અચાનક બનાવી મૂકે છે આઠ વર્ષની
ને પહોંચી જાય છે મારું નાક ખેંચાઈને ભૂતકાળમાં.

❑

# પૈસા અને કવિતા

❑ મહેશ દવે

અમેરિકાનું 'પૉએટ્રી' મૅગેઝિન ત્રાણું વર્ષથી ચાલે છે. કવિતાનું સામયિક એટલે ઓછી આવકમાં ગાડું ગબડાવવાનું. જોકે સામયિકની પ્રતિષ્ઠા ઘણી ઊંચી. રવીન્દ્રનાથના અંગ્રેજી કાવ્યાનુવાદો અમેરિકામાં સૌ પહેલાં આ સામયિકે પ્રગટ કરેલા. આ સામયિક જ સૌ પહેલાં ટી.એસ. એલિયટની કવિતાને બહાર લાવેલું.

નેવું વર્ષ સુધી સામયિક ઓછે પૈસે ચાલ્યું. એકાણુંમે વર્ષે નવેમ્બર ૨૦૦૨માં ખુદાએ 'છપ્પર ફાડકે' નાણાંનો ધોધમાર વરસાદ વરસાવ્યો. રૂથ લીલી નામના બાનુ કવિતા લખતાં રહેતાં, 'પૉએટ્રી'ને મોકલતાં રહેતાં, પણ 'પૉએટ્રી'એ એની એકે કવિતા સ્વીકારેલી નહીં, બધી સાભાર પરત કરેલી. હવે એ જ બાનુ તેમનાં મૃત્યુ બાદ 'પૉએટ્રી' માટે દસ કરોડ ડૉલર એટલે કે પાંચ અબજ રૂપિયાના (સારી કંપનીઓના) Shares દાનમાં મૂકતાં ગયાં! 'પૉએટ્રી' તો માલામાલ થઈ ગયું. અત્યાર સુધી કવિતાની એક પંક્તિ દીઠ બે ડૉલરનો પુરસ્કાર અપાતો હતો, તે ત્રણ ઘણો વધારીને છ ડૉલર કર્યો. વીસ વર્ષથી કામ કરતા જુના સંપાદક પારિસીને રહસ્યમય સંજોગોમાં ફારેગ કર્યા. શા માટે? કોઈ જાણતું નથી. ચાર જણાનો સ્ટાફ હતો તે વધારવાની તજવીજ ચાલી. અને નવા મુખ્ય એક્ઝિક્યુટિવ ઑફિસર(CEO)ની શોધ ચાલુ છે.

પૈસો એની સાથે આપદાઓ પણ લાવે છે. નવા સંપાદક ક્રિશ્ચિયન વઇમાન કવિતાની અટપટી વ્યંજનાઓને બદલે કાયદાઓની ખટપટી આંટીઘૂંટીમાં ફસાઈ ગયા છે. શૅરનો વહીવટ કરનાર બૅન્કે છબરડો વાળ્યો. દાનના શૅરોને બૅન્કે સમયસર વેચ્યા નહીં તેથી ભારે નુકસાન વેઠવું પડ્યું. આ માટે નવા સંપાદકે બૅન્ક ઉપર નુકસાનીનો દાવો માંડ્યો છે. કવિતા બાજુએ રહી ગઈ અને દાવા માટે સૉલિસિટરો અને વકીલો સાથે અનેક મિટિંગો ચાલે છે.

કવિતાનું સંપાદન કરનારા પૈસાનો વહીવટ કરવામાં પડી ગયા. બિચારી કવિતા ('પૉએટ્રી')નું શું થશે? રોબર્ટ ગ્રેવ્સ કહે છે તેમ, 'There is no money in poetry but there is no poetry in money either'.

## દારિદ્ર્ય માનવતણું ☐ અશોક હર્ષ

આજે ક્ષયિષ્ણુ જગ જ્યાં નિજ ઘોર ખોદે,
ને માનવી જ ખુદ માનવતા વિલોપે,
જ્યાં ભવ્ય દિવ્ય બનતું બધું ભૂમિશાયિ,
ગાવા ઘણું તલપતું મન ગાય ક્યાંથી?
જામ્યાં તિરસ્કૃતિ તણા ઘર વિશ્વવ્યાપી,
ને કાલજિહ્વ ગગને અડતી કરાલી;
સ્વાર્થાગ્નિઝાળ પડ ભીતરનાં વિદારી
સૌ સ્નિગ્ધ, ત્યાં હૃદયભોમ કહીં રસાળી?
દારિદ્ર્ય માનવ તણું જગજિષ્ણુ કેરું
નગ્ન સ્વરૂપ અહ! ભૂતલમાં પ્રકાશ્યું:
નાથ્યાં વરાળ વીજળી, મન તો અનાથ્યું:
આંબ્યા ગ્રહો, નિજનું અંતર તો અજાણ્યું;
આ માનવોદ્ભવ તણી મહતી પ્રવૃત્તિ!
તું ગીત એ ગણીશ વા કરુણ પ્રશસ્તિ?

(અવસાન ૧૩ ડિસેમ્બર ૨૦૦૩)
('અખંડાનંદ' માંથી)

## હાઈકુ-સપ્તક ☐ સ્નેહરશ્મિ

ઝાપટું વર્ષી
શમ્યું, વેરાયો ચંદ્ર
ભીના ઘાસમાં.

સૂકેલી ડાળે
પોપટ બેઠો : પાન
ચોગમ લીલાં.

જુએ હરિણી
આંખ સિંહની : હિમ
વસન્ત-પુષ્પે.

રાજરાણીની
છબી ઓથે ગરોળી
કરે શિકાર.

પતંગિયું ત્યાં
થયું અલોપ : શૂન્ય
ગયું રંગાઈ.

નહિ સૂરજ,
નહિ ચંદ્ર, ન તારા
કેવળ વીજ.

માછી ફેલાવે
જાળ : પૂર્ણિમા કેમે
નહિ ફસાય.

## ❒ સુરેન ઠાકર મેહુલ

એક હડદોલો વાગ્યો ને લાગ્યું,
કે રાજ અમે જીવી ગયા,
એમાં એવું તે કંઈક અમે તાગ્યું,
કે રાજ અમે જીવી ગયા.

એક હડદોલે જોબનીયું જાગ્યું,
કે રાજ અમે જીવી ગયા,
પછી ટગડાળે સોણલું આંબ્યું,
કે રાજ અમે જીવી ગયા.

આજ જીવતર તો દોમદોમ લાગ્યું,
કે રાજ અમે જીવી ગયા,
અમે માગવાનું કંઈ ના માગ્યું,
કે રાજ અમે જીવી ગયા

હાથ એકલ દોકલ જે કાંઈ આવ્યું,
કે રાજ અમે જીવી ગયા,
એને જન્મારો આખું પંપાળ્યું,
કે રાજ અમે જીવી ગયા.

એક ધમ્મરવલોણું મંડાયું,
કે રાજ અમે જીવી ગયા,
અમે ગમતીલું ગીત એક ગાયું,
કે રાજ અમે જીવી ગયા.

、 કમળપૂજા " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : એન.એમ. ઠક્કરની કંપની. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ , મુંબઈ
- ૪૦૦ ૦૦૨. મૂલ્ય રૂ. ૧૫૦ )

## આઈ ડોન્ટ નો, સર ☐ લાભશંકર ઠાકર

(સ્વગતોક્તિ)

નાટકમાં પડદો પડે કે ચડે
તે મારા અને તારા હાથની વાત છે.
દીવો પેટાવ
કે જીવતા પતંગિયાને બાળ
તે તારા હાથની વાત છે.
પણ એ તો બાળે.
દીવાની વાટને બાળે
અને લાકડાની હાટને બાળે.
કિચુડ કિચુડ ઊંઘતી ખાટને બાળે.
બાળવું એની ભાષા.
મંચ પરના તારા ભાવોદ્રેકની ભાષા
એ સાંભળે છે?

( " આઈ ડોન્ટ નો સર " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળે, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ.૪૫ )

## ☐ વિજય સેવક

લાંબી સફર ભલે છતાં થાક્યો નથી વિજય
અણજાણ ભોમથી કદી હાર્યો નથી વિજય

ખોલ્યાં છે બારણાં બધાં યે આવવા - જવા
સંબંધનો ય આગળો વાસ્યો નથી વિજય

અંધાર ઓગળ્યા પછી અજવાળું યે જશે
આકાશના ઉઘાડને ખાળ્યો નથી વિજય

અણસાર આવતો નથી સાન્નિધ્યનો મને
મારી નિકટ છતાં તને ભાળ્યો નથી વિજય!

( " એક કે બે શ્વાસ " કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : સાહિત્ય સંકુલ, ચૌટાબજાર, સુરત - ૩૯૫૦૦૩. મૂલ્ય રૂ.૧૦૦ )

## સીતાને ❐ સુલભા દેવપુરકર

ઊડતી ઊડતી
વાત સાંભળી છે કે
ભગવાન રામ પુનઃ અવતાર લેવાના છે.
ત્યારે,
અમે આપના સ્વાગતની પણ
પૂરી તૈયારી રાખી છે.
વલ્કલની એક સારા માઈલી જોડ
બાજુ પર રાખી મૂકી છે
નગરપાલિકાએ ખાસ લક્ષ દઈ
અશોકવાટિકા સાફસૂફ કરાવી છે
દરિયા કિનારે એક ચિતા સજાવી રાખી છે.
વાલ્મીકિ સતત જાગતા રહે છે કે
રખે ક્યાંય અરણ્યમાં રડતી ગર્ભવતી
સીતાનું રુદન સંભળાય
અને,
આમ તો અનેક સ્ત્રીઓની કાકલૂદીઓ
ઠુકરાવતી આવી હોવા છતાં
આપને - સ્પેશ્યલ કેસ તરીકે
ધરતીએ માર્ગ આપવા તૈયારી દાખવી છે.

("તમરાં" કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પોરેશન સામે, ઢેબર રોડ, રાજકોટ. મૂલ્ય રૂ. ૩૦)

## એક જ દે ચિનગારી ☐ હરિહર ભટ્ટ

(ભૈરવી)

એક જ દે ચિનગારી, મહાનલ!
એક જ દે ચિનગારી.

ચકમક લોઢું ઘસતાં ઘસતાં
ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો,
ન ફળી મહેનત મારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ-અટારી;
ના સળગી એક સગડી મારી —
વાત વિપતની ભારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

ઠંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ! હું અધિક ન માગું —
માગું એક ચિનગારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

( 'એક જ દે ચિનગારી' [સમગ્ર કવિતા : હૃદયરંગ અને હૃદયનૃત્ય] કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિ. પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, મૂલ્ય રૂ. ૧૦૦ )

## ❐ દેવજી મોઢા

જગનાં સહુ ચિત્રોમાં માત્ર બે જ મને ગમે:
એક તો એ જહીં કોઈ કન્યા, કોઈ કુમારનો
લઈને પગ ખોળામાં, વ્હાલની ભરતી ઉરે
આણી, વદી મીઠાં વેણ, ને વેણે અર્ધ વેદના
હરીને, હળવે હાથે કાંટાને હોય કાઢતી!

ને બીજું જ્યાં કુમાર એ કાંટાના ભયને પરો
કરીને, કોમળે અંગે ઊંડા ઉઝરડા સહી.
ને લહી પીલુડાં જેવા લોહીના ટશિયા કરે,
ચૂંટી પાકાં ટબાબોર કન્યાને હોય આપતો,
ને ખાધાથી ખવાડીને ખુશી ઑર મનાવતો!

: " લહેરખી " કાવ્યસંગ્રહમાંથી. સંપાદનઃ સુરેશ દલાલ, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ,૧૯૯/૧
ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ , મુંબઈ - ૪૦૦ ૦૦૨. મૂલ્ય રૂ. ૭૫ )

## *When You Are Old* ❐ W. B. Yeats

When you are old and grey and full of sleep,
And nodding by the fire, take down this book,
And slowly read, and dream of the soft look
Your eyes had once, and of their shadows deep;

How many loved your moments of glad grace,
And loved your beauty with love false or true,
But one man loved the pilgrim soul in you,
And loved the sorrows of your changing face;

And bending down beside the glowing bars,
Murmur, a little sadly, how Love fled
And paced upon the mountains overhead
And hid his face amid a crowd of stars.

કવિતા : જળનું પાદળમાં રૂપાંતર
સળંગ અંક : ૨૧૯
વર્ષ: ૩૭, અંક: ૩, ફેબ્રુ.-માર્ચ '૦૪
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



❖

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સરક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિમિત્રો અને મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, ઍરમેલ રૂ. ૪૨૦/-, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ 'SAU
પત્રવ્યવહારનું સરનામું :
મુદ્રક અને પ્રકાશક :
માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



રામનારાયણ વિ. પાઠક

૮/૪/૧૮૮૭ - ૨૧/૮/૧૯૫૫

## બા ☐ મુકેશ જોશી



બા એકલાં જીવે
　　બા સાવ એકલાં જીવે
એકલતાનાં વર્ષો એને ટીપે ટીપે પીવે........ બા સાવ એકલાં જીવે

બાના ઘરમાં વેકેશન જ્યાં માળો બાંધી રહેતું
રસગુલ્લાની ચાસણી જેવું વ્હાલ નીતરતું વ્હેતું
દોડાદોડી પકડા-પકડી સહુ પકડાઈ જાતાં
ભાઈ-ભગિની ભેળાં બેસી સુખનો હિંચકો ખાતા
સુખડીમાં ઘી રેડી રેડી બા સહુને ખવડાવે
ઊડવાનું બળ આપી પાછી ઊડવાનું શિખડાવે
સુખનો સૂરજ છાનો માનો જલતો બાના દીવે........ બા સાવ એકલાં જીવે

કાળ કુહાડી ફરી કપાયાં વેકેશનનાં ઝાડ
કોઈ હવે પંખી ના ફરકે ચણવા માટે લાડ
સુનકાર ને સન્નાટાઓ ઘરમાં પહેરો ભરતાં
બાના જીવતરની છત પરથી ઘણાં પોપડાં ખરતાં
સુખડીનો પાયો દાઝેલો શેમાં એ ઘી રેડે
બાએ સહુનાં સપનાં તેડ્યાં : કોણ બાને તેડે
ફાટેલા સાળુડા સાથે કૈંક નિઃસાસા સીવે........ બા સાવ એકલાં જીવે

કમ સે કમ કો' ટપાલ આવે તાકે આંખો રોજ
નીચું ઘાલી જાય ટપાલી ખાલી થાતો હોજ
દાદાજીના ફોટા સામે કંઈક સવાલો પૂછે
કેમ ઘયેલા દાદા એની આંખો ક્યાંથી લૂછે
શબરીજીને ફળી ગયાં એ બોર અને એ નામ
બાનાં આસુ બોર બોર પણ ના ફરકે એ રામ
જીવતરથી ગભરાવી મૂકી મોતથી જે ના બીવે........ બા સાવ એકલાં જીવે

☐

## ❑ પ્રણવ પંડયા

હરિવર આંખ ઉઘાડો થોડી
માંડ ઊભો છું ભાંગેલા આ બેઉ હાથને જોડી

બેક દિવસ હરિયાળા જોઈ ભૂલી ગયો હું ભાન
એમ તમે ઉથલાવ્યા દિવસો જેમ ખરેલાં પાન

બધા ગુનાને ગણકારીને તમે તારજો હોડી

હરિવર મારા શબ્દોનો પરસાદ ચલાવી લેજો
હરિવર મારા મેલા ઘેલા મનની માથે રેજો

એક તમે : હું દુઃખમાં જેની પાસે આવું દોડી



## તથાસ્તુ ❑ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

વાસ્તવમાં
કૈકેયીએ માગ્યાં હતાં
આ બે વરદાન :
રામનું વિશ્વ
અને
વિશ્વના રામ.



❑ નીલેશ રાણા

મૌન કહો તો એક શબ્દ છે : આમ જુઓ તો વાણી.
આભથી જુઓ બરફ પડે છે ને પળમાં વહેતું પાણી.

જળની કુંડળી પરપોટામાં
શાને જાય સમાઈ ?
પથ્થરમાંથી ઝરણું ક્યાંથી
પ્રકટે એ જ નવાઈ ?

નદી, સરોવર, સમદર જળની જૂજવી હોય કહાણી
મૌન કહો તો એક શબ્દ છે : આમ જુઓ તો વાણી.

રેતી પર એક નામ લખું
રે પવન ભૂંસતો જાય
જળમાં તારું નામ લખું તો
તરંગમાં લહેરાય

રહસ્ય પછી આ જિંદગી જોને બેઠી ઘૂંઘટ તાણી
મૌન કહો તો એક શબ્દ છે : આમ જુઓ તો વાણી.



## બે ગીત ❑ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

(૧) કાંઈ ઝીણું ઝીણું ફરકે,
ઊંડાણોના ગર્ભો છલછલ સ્વાતિ જલ શા છલકે.
હું મારામાં અરૂપ થઈને
આવી તમને મળું,
હર એક પળને અનનુભૂત થઈ
મધુર સમણાં શું છળું,
વાસંતી ફરફર ઓઢીને મદન બેઠો પલકે,
કાંઈ ઝીણું ઝીણું ફરકે.
ઝીણું દુકૂલ ધરી દેહ પર
અત્તર શું, શું છરકે ?
અંગ - અલસમાં મધુ કેફ થઈ
લીલી સાપણ સરકે,
આશ્લેષે તો પ્હાડ પીગળે, ઝમતી ક્ષણની હલકે,
કાંઈ ઝીણુ ઝીણું ફરકે.
તેજ - તિમિરનાં પૂર ચઢ્યાં ને
ઘૂવડ થઇ 'ગ્યું અંધ,
અસ્ત થતા અજવાળે ફેલી
અંધારાની ગંધ,
સમણાનું સુખ આંખ ઉઘાડે, અલોપ થઈને મલકે,
કાંઈ ઝીણું ઝીણું ફરકે.
ગામ ગોંદરે વડલો ઊભો
લીલી છાંયને ઢાળી,
ઊંચી ડાળે બેસી કોયલ
ગાતી કંઠ ઉલાળી,
વગડો આખો ફરી સીમમાં, ભીની આંખને તલકે,
કાંઈ ઝીણું ઝીણું ફરકે.

❑

(૨) ભરબપ્પોરે તમરાં બોલે : આંખોમાં અંધારાં છે,
દરિયો આખો ડ્હોળો, નીર તો ખારાં છે.

વ્હાલપના વગડે ઊગેલી
તરસ ચડે જ્યાં ચાળે,
પીંજરનું પંખી શું જાણે
ઝૂલવું ડાળે ડાળે !

વ્હેતી નદીયું પડતું મૂકે, રસ્તાઓ નોધારા છે,
ભરબપ્પોરે તમરાં બોલે : આંખોમાં અંધારાં છે.

કાળમીંઢ ખડકોમાં દીઠી
અણદીઠાની માયા,
રાન-પશુ શા તડકે ઊભા
હળુ હળુ પડછાયા,

આંબે કોયલ કૂ.. કૂ.. બોલે, આવ્યાં એ પરભારાં છે,
ભરબપ્પોરે તમારાં બોલે : આંખોમાં અંધારાં છે.
ફગફગતાં ફીણ ખીણમાં ઊડે
પડતાં ઝરણાં ધોધે,
પ્હાડ હાડને છેદી વાદળ
એવું શું અવરોધે ?

સવાર જેવી સાંજ થઈ છે, પાસા સૌ પોબારા છે,
ભરબપ્પોરે તમરાં બોલે : આંખોમાં અંધારાં છે.



❑ ફિલિપ ક્લાર્ક

પાદર તળાવ ઘેઘૂર વડલાની ડાળ
કોઈ મારામાં હીંચકાઓ ખાય છે;
લાગણીનું લખલખું એવું આવી જાય કે,
ના કહેવાય કે શું શું થાય છે
૦ કોઈ મારામાં હીંચકાઓ ખાય છે.

ઓતરા ચીતરાના ઝીંકાતા તાપ,
હું તો પરસેવે રેબઝેબ થાતી
આયના સામે જતાં ગભરાતી એવી
કે ખુદમાં હું ખુદ ના સમાતી
એક પા ઊભી  છે ઉંબરાની મરજાદ
બીજી પા સાદ સંભળાય છે
૦ કોઈ મારામાં હીંચકાઓ ખાય છે.

અમથી લગરીક આડી પડું ને મને
સાંભરણની શરણાઇયું ઘેરતી
આંખમાં ઝૂરે અંજન અણસારનાં,
ઓરડે હું ઉદાસીઓ ઊછેરતી
ઝોકું આવી જાય કે ખાલી ચડી જાય કે
અમથીય અંગડાઈ આવી જાય છે
૦ કોઈ મારામાં હીંચકાઓ ખાય છે.



## ❑ પિનાકીન ઠાકર

સખી રી, સાવન આયો રે (૨)
સાવન મેં સાંવરિયો સુહાવન
અતિ મન ભાયો રે.... સખી રી
રિમઝિમ રિમઝિમ મેહા બરસે
નેહ બઢાયો રે.... સખી રી
ચહુ દિશામેં દામિની દમકત
જી ગભરાયો રે.... સખી રી
સાવન કી ઋત અતિસુહાની
શ્યામ દિખાયો રે.... સખી રી
શ્યામ બિના ઘનશ્યામ ન ભાયે
કહાં છુપાયો રે.... સખી રી
દરસ પરસ કો દાન દેકર
દાહ મિટાયો રે.... સખી રી



શ્યામ તિહારે દરસ બિન સૂની (૨)
નિશદિન નામ રટે મન મેરો
એક હી લાગી ધૂની.... શ્યામ
નાથ બતાઓ યે કલિજુગમે
તુમસે બઢકર ગુની.... શ્યામ
તીન લોકમેં ઐસી કહાં હૈ
મૂરત શ્યામ સલૂની.... શ્યામ
અનહદ આનંદ ભયો ઉર માંહી
મૂરત બસી સગુની.... શ્યામ



## એક જ વિભુનાં ❑ રતિલાલ સથવારા

જાર તો વેરી છે એક જ ચોકમાં,
ચણવું ભીનો રાખી સાથ,
ભલે ને, કંકર ફેંકે પારધી,
ઝીલજો રહીને સંગાથ,
આપણે સંતાનો એક જ વિભુનાં.

સાચું રે કહું તો વેરી કોઈ નથી,
જગ તો મોંઘેરું હાટ,
આખું રે ખડકાયું છે હેતથી,
લઈ લ્યો, જોશો ના વાટ,
આપણે સંતાનો એક જ વિભુનાં.

ડૂસકાં ઊગે જો કોઇ કુટિરમાં,
ધાજો, કરશો ના વાર,
પાણીડાં પાજો એને હેતનાં,
મનખો ઊતરશે પાર,
આપણે સંતાનો એક જ વિભુનાં.

વિભુએ ઘડયાં છે એક જ ઘાટમાં,
સૌનો એક જ કંથ,
વાડા રે મિટાવી દેજો ધર્મના,
આપણો એક જ પંથ,
આપણે સંતાનો એક જ વિભુનાં.

❑

## કેળવણી ❑ પ્રીતમ લખલાણી

સારું થયું !
કે
હું
જાનવરનો
ડૉક્ટર થયો !
નહીંતર
કોઈ કાળે
આ વાત
સમજી ન શક્યો હોત !
કે
એક માણસે
માણસ થવા !
કૂતરાં બિલાડાં પાસેથી
પણ
કેટલું બધું
શીખવાનું હોય છે !!!



## પોપલિયાં ❑ વજેસિંહ પારગી

કોઈક તો
એકાદ ખજૂરી
ઉછેરી દેશેની આશામાં,
કેટલાય સામે
હું ધરતો ફરું છું ;
રણ જેવી
મારી હથેળી.

.............

ભિક્ષાપાત્ર જેવી
હથેળીને
ભરવા માટે,
અક્ષયપાત્ર શોધતાં શોધતાં
મારા હાથ
ખોવાઈ ગયા છે ;
દુનિયાના કાટમાળમાં !

.............

મને મળેલી
રણ જેવી હથેળીમાં
કલ્પદ્વીપ રચતાં રચતાં,
મારા હાથ
સુકાઈ ગયા છે !



## ગુચ્છ ત્રણ - દેશાંતર ❑ નટવર ગાંધી

(પૃથ્વી)

એક

હરે સકળ જે બધું મનુજતેજ ને અસ્મિતા,
મનુષ્ય મનની મહેચ્છ મનીષા વળી રૂંધતાં
ભૂંડો ભૂખમરો, પુરાણી રૂઢિ, ક્રૂર દારિદ્રય વા,
કલંકમય દંડધારી દુષ્ટ કારમો રાજવી,
પ્રકોપમય ધર્મગુરુ અનુદારને કારણે,
ભરી સુખડી, ભાથું સાથ લઈ ધર્મસંસ્કારનું
જનો સ્વજનસંગ, દેશ, ઘરબાર સૌ છોડીને,
અતૃપ્ત ઉરના મનોરથ બધા પૂરા પાડવા,
પ્રદેશ નવલે નવું જીવન જીવવા નીકળે.

મશાલ લઈ હાથ આર્દ્ર હૃદયે, ખુલ્લા બારણે,
ઉદાર રમણી ખડી રૂડી સ્વતંત્રતા નામની,
નિમંત્રણ વિના જ આવી પડતા મહેમાનની
લીએ ખબર ખ્યાલ ને અગણ આવતા લોકનો
સ્વીકાર કરતી રહે દિવસ રાત ઔદાર્યથી.

બે

વિવિધ વરણી પ્રજા, ધવલ, પીત ફિક્કી, ભૂરી
યથેચ્છ અહીં આવી છે, હબસી બેડી બંધાઈને,
અમીર, ઉમરાવ, શૂર શુચિદક્ષ, બુદ્ધિધનો
ભરાડી, ભડવીર, ભદ્ર, અપરાધી, બંદી વળી,
દુખી, દલિત રંક શાપિત જનો, ભીરુ, રાંકડા,
ઘણા અભણ, કૈં ફકીર, ફીતૂરી બડા ફાંકડા
મનુજ કુળના વિવધ નમૂના અહીં આવિયા.

જહાજ ભરી આવિયા, કદીક દોડી, સંતાઈને,
વિમાન ચડી, ડૂબતા બચી ગયા, તરાપે તરી,
વળી બસથી, ટ્રેનથી, ટ્રક ચડી, ચડી કાંધ કૈં,
નજીક દૂરથી, સમુદ્ર કરી પાર, ઉલ્લંઘીને
અરણ્ય, નદી,નાળ, ને ગિરિવરો ઊંચા, ટેકરા,
સહી વિકટ વિઘ્ન, કષ્ટ, જીવ જાનના જોખમે,
જવું બસ જવું જ એમ દઢ નિશ્ચયે આવિયા.

ત્રણ

પૂછો કદીક જો, અરે અધીર કેમ રે આવિયા ?
ભલા તુરત તો કહે : સકળ વિશ્વનું સ્વર્ગ છે
અહીં ધરતીપે; મજા, બસ અમેરિકામાં મજા;
સ્વતંત્ર થવુંતું ; ન હાક, હુકુમો હતા સાંખવા;
ન બંધન અહીં; તમે જ તુંબડે તમારે તરો
તમે જ મરતા બચો, કદીક વા ડૂબો ; છે અહીં
નસીબ નિજ હાથમાં; કરવું હોય જે તે કરો.

ગુલામ દિલમાં વિશેષ, અભિલાષી આત્મા વિષે
સદા ધબકતો ઊંડો અમર મંત્ર સ્વાતંત્ર્યનો,
વિમુક્ત મનનો, પરિશ્રમ અને નવોન્મેષનો,
જીવંત અહીં, જે થકી સરજીયું રૂડું સ્વર્ગ તે
થયું જગનું લોહચુમ્બક નવીન આકર્ષણ,
થતું પ્રગટ જ્યાં અબાધ બધું વ્યક્તિનું દૈવત,
બન્યું વળી સમષ્ટિનું પ્રગટ, શ્રેષ્ઠ દષ્ટાંત જે.



નોંધ : પહેલા સૉનેટમાં ન્યૂ યૉર્કના બારામાં દુનિયા આખીના દુ:ખિયા, દુભાયેલા અને દાઝેલા લોકોને આવકારતા સ્ટૅચ્યૂ ઑફ લિબર્ટીનો ઉલ્લેખ છે.

## માગી ❑ અંજુમ ઉઝયાન્વી

અજાણા કેફમાં કાલે દુઆ થોડી ઘણી માગી,
કદી તારું ભવન માગ્યું, કદી તારી ગલી માગી !

તને તો ઓળખે છે મારી આંખો સાત જન્મોથી,
મને થોડો પરખવા મેં હંમેશાં આરસી માગી !

નથી ખાલી જવા દેતો કદી તું કોઈ યાચકને,
કસોટી તારી કરવા આજ મેં પયગંબરી માગી !

સફળ ફેરો થયો તારા નગરમાં આજ ફાનસનો,
અજાણી ભીડમાંથી કોઈએ તો રોશની માગી !

કળશ કોના ઉપર ઢળશે સમય સમજી ગયો મનમાં
તમે આખું ચમન માગ્યું, ફક્ત મેં ગુલછડી માગી !

ઘવાયો છે અહં સૂરજનો કેવળ એ જ બીના પર
રઝળતા આદમીએ ભરબપોરે ચાંદની માગી !

સદા અર્પણ કરે પનઘટ બધાને પ્યાસનું ઓસડ
ફક્ત એ કારણે સાગર કને મારી નદી માગી !

ઉમળકો જાગશે અંજુમ કદી લીલા થવાનો ત્યાં,
ઘણું સારું થયું તેં કોઈની તો લાગણી માગી



## પાંચ ગઝલ ❑ ખલીલ ધનતેજવી

(૧) બોલવા ટાણે જ ચૂપ રહેવું નથી ગમતું મને,
પણ બધાની રૂબરૂ કહેવું નથી ગમતું મને.

એકલો ભટક્યા કરું છું, એનું કારણ એ જ છે,
ઘરની વચ્ચે એકલું રહેવું નથી ગમતું મને.

આંખમાં આવીને પાછા જાય એનું મૂલ્ય છે,
આંસુઓનું આ રીતે વહેવું નથી ગમતું મને.

આમ તો કૂદી પડું છું હું પરાઈ આગમાં,
મારું પોતાનું જ દુઃખ સહેવું નથી ગમતું મને.

મિત્ર અથવા શત્રુઓની વાત રહેવા દે ખલીલ,
એ વિશે તો કાંઈ પણ કહેવું નથી ગમતું મને.



(૨) પહેલાં તો સાપ કાંચળી ખુદની ઉતારશે,
બીજે દિવસ, એ મોરની કલગી ઉતારશે.

સાંભળશે પૂરી વાત મારી ધ્યાનથી, છતાં,
મનમાં તો એ અડધામાંથી અડધી ઉતારશે.

દીવો સળગતો લઈને એ સામે જશે અને,
ખૂનખાર ઝંઝાવાતની મસ્તી ઉતારશે.

પોચી હથેળીઓમાં સરકતો જતો સમય.
શેહઝાદીઓના હાથની મહેંદી ઉતારશે.

લાવ્યો ખલીલ, આજ હું એક એવો કાફિયો,
એ કાફિયો રદીફની ચરબી ઉતારશે.



(૫) ને પછી એવું થયું કે રાત વરસાદી હતી,
ને પછી રસ્તામાં એક પલળેલી શેહઝાદી હતી.

ને પછી એવું થયું કે બંને સ્વપ્નામાં મળ્યાં,
આ રીતે બીજે તો ક્યાં મળવાની આઝાદી હતી.

ચંદ્રને પણ છત ઉપર ઊતરી જવાનું મન થયું,
ચાંદનીના સમ અગાશી એવી ઉન્માદી હતી.

હાર પહેરાવા જતાં ઓચિંતી આંખ ઉઘડી ગઈ,
ને પછી સ્વપ્નાએ કીધું ઊંઘ તકલાદી હતી.

ને પછી એવું થયું, લયલા કશે પરણી ગઈ,
ને પછી મજનૂની પણ બીજે દિવસ શાદી હતી.

આત્મહત્યાનો ગુનો દાખલ થયો દીવા ઉપર,
ને પછી જાણ્યું, હવા પોતે જ ફરિયાદી હતી.

ને ખલીલ એવું થયું કે ક્યાંય ટાઢક ના મળી,
આમ તો છાતી ઉપર એક બર્ફની લાદી હતી.



❑ વિજય દાફડા

બેસું છું
કવિતા લખવા
છતાં
વારે ઘડીએ,
લખાઈ જાય તારું નામ...
પછી
હું કલમ પાછી મૂકી દઉં છું.



(૩)

ભીંજવું પાંપણની ભીનાશે તને,
મારામાં વરસાદ દેખાશે તને.

આ રીતે પણ ક્યાંક ચૂમાશે તને
હોઠ પર મૂકી કોઈ ગાશે તને.

તારો શત્રુ હું નહીં પણ તું જ છે,
આજ નૈં તો કાલ સમજાશે તને.

હું જ ધરતી પર તને લાવી શકીશ,
મેં જ બેસાડયો છે આકાશે તને.

મારા હૈયામાં કરી જો ડોકિયું,
ત્યાં અણિશુદ્ધ તું જ દેખાશે તને.

કોરો કાગળ સમજીને ફેંકી ન દે,
ધીરેથી વાંચી જો વંચાશે તને,

જોવું હો તો લે, મારી આંખોમાં જો,
આયનો તો છેતરી જાશે તને.

તું ખલીલ, આ વર્ષે યાદીમાં નથી,
આવતા વર્ષે વિચારાશે તને.

(૪)

એ હવાને રાતવાસો આપીએ,
પણ દીવાને શું ખુલાસો આપીએ.

એનું સરનામું લઈ આવે કોઈ,
તો દુવાઓ સો-સવાસો આપીએ.

સૌ દુઃખી છે, કોણ કોનું દુઃખ જુએ,
જાતને જાતે દિલાસો આપીએ.

આમ જીવતદાન મળતું હોય તો,
લો, ઉછીના થોડા શ્વાસો આપીએ.

ઊંઘને પણ શી રીતે ધમકાવીએ,
શી રીતે સ્વપ્નાને જાસો આપીએ.

નામમાં શું છે ખલીલ, એવું નથી,
નામને પણ અર્થ ખાસો આપીએ.



(૫) ને પછી એવું થયું કે રાત વરસાદી હતી,
ને પછી રસ્તામાં એક પલળેલી શેહઝાદી હતી.

ને પછી એવું થયું કે બંને સ્વપ્નામાં મળ્યાં,
આ રીતે બીજે તો ક્યાં મળવાની આઝાદી હતી.

ચંદ્રને પણ છત ઉપર ઊતરી જવાનું મન થયું,
ચાંદનીના સમ અગાશી એવી ઉન્માદી હતી.

હાર પહેરાવા જતાં ઓચિંતી આંખ ઉઘડી ગઈ,
ને પછી સ્વપ્નાએ કીધું ઊંઘ તકલાદી હતી.

ને પછી એવું થયું, લયલા કશે પરણી ગઈ,
ને પછી મજનૂની પણ બીજે દિવસ શાદી હતી.

આત્મહત્યાનો ગુનો દાખલ થયો દીવા ઉપર,
ને પછી જાણ્યું, હવા પોતે જ ફરિયાદી હતી.

ને ખલીલ એવું થયું કે ક્યાંય ટાઢક ના મળી,
આમ તો છાતી ઉપર એક બર્ફની લાદી હતી.



## ❑ વિજય દાફડા

બેસું છું
કવિતા લખવા
છતાં
વારે ઘડીએ,
લખાઈ જાય તારું નામ...
પછી
હું કલમ પાછી મૂકી દઉં છું.



## ❑ સાહિલ

વચ્ચે ભીની રઢ જીવે છે,
ફરતો વજ્જરગઢ જીવે છે.

ક્યાંક વમળના ચકરાવામાં,
લીરા લીરા સઢ જીવે છે.

વેરણ છેરણ જીવતર વચ્ચે,
બસ ઇચ્છા એક દૃઢ જીવે છે.

મૌન પળોને વાંચી લેતો,
છાતીમાં અનપઢ જીવે છે.

ફૂલોની સોંસરવા 'સાહિલ'
ઘાવ જનોઈવઢ જીવે છે.



## ❑ હિમાંશુ પ્રેમ

કૃષ્ણ કાલિય નાગને નાથી ને જેવા નીકળ્યા
જળ જમુનાના અચાનક એ પછી કાળાં થયાં,
અંતનો અવરોધ થઈ અવકાશ અહીં પ્રસર્યો સકળ
શૂન્યમાંથી સામટા એથી જ સરવાળા થયા.



### ❑ અંકિત ત્રિવેદી

કશું જાહેર કરવાનો વખત ક્યાં છે ?
હજુ સંબંધ એવો જડભરત ક્યાં છે ?

મને હારી જવાનો ડર નથી તોય -,
ફરી રમવું ગમે એવી રમત ક્યાં છે ?

તમારી આંખમાં ખોયું હતું મેં જે -,
મને પાછી જરૂરત એ જગત ક્યાં છે ?

ખરેખર તો શરૂ તૂટયા પછી થાશે,
અરે ! સંબંધ છે આ તો શરત ક્યાં છે.?



### ❑ અશરફ ડબાવાલા

આ ગઝલ ને ગેબની જાદુગરીમાં આવજે,
શબ્દના પ્રાગટ્યની દીપાવલીમાં આવજે.

તું ભલે હો વિશ્વવ્યાપક ને બહુભાષી છતાં,
મારી પાસે ગુર્જરી બારાખડીમાં આવજે.

થાક જો લાગે કદી અખબારના પાના ઉપર ;
સાવ અંગત કોઈની નામાવલીમાં આવજે.

એક પળ એવી વિરલ આપીશ તને કે તું તરત;
પુણ્યની છોડી તમા પયગંબરીમાં આવજે.

જે તને ગમતા હો એવા વેશ તું લેજે બધે;
પણ ફક્ત અશરફ રૂપે એની ગલીમાં આવજે.



## બીજું કૈંક છે ❑ ડૉ. મહેશ રાવલ

પગલાંની ધારોધાર, બીજું કૈંક છે
કેવળ નથી આકાર, બીજું કૈંક છે !

નજરોનજર દેખાય છે અનહદ છતાં
એ હદની પેલે પાર, બીજું કૈંક છે !

કોઇ નામ દઇને "જિંદગી" - જીવ્યા કરે
કોઇનાં મતે, સંસાર બીજું કૈંક છે !

મુઠ્ઠી ઊઘડતાં, ભેદ પણ ઊઘડી જશે
દસ ટેરવાંની બ્હાર, બીજું કૈંક છે !

ઘટના, અમસ્તી ક્યાં ઘટી છે આપણી ?
આ જન્મ, આ અવતાર, બીજું કૈંક છે !

કોણે ઉકેલ્યાં છે રહસ્યો, મૌનનાં ?
એથીય અપરંપાર, બીજું કૈંક છે.

મારા હિસાબો, શેષથી સંલગ્ન છે
ત્યાં, શૂન્ય ભારોભાર બીજું કૈંક છે !

ઘટતાં જવાની વાત, રાખો બાજુએ
તો શ્વાસ હારોહાર, બીજું કૈંક છે !

છાયો, કદી સમજાય નહીં તડકા વગર
છે સત્ય, પણ સ્વીકાર બીજું કૈંક છે !!!

❑

## ❑ મનીષ પરમાર

સળવળેલી લાગણીના સળ લખું છું,
કેટલાં વરસો પછી કાગળ લખું છું !

ફૂલને ઉછેરવાના ઓરતા છે -
આંખમાં હું આંસુનું ઝાકળ લખું છું.

એટલામાં તો નદીનો પટ છલકતો,
હું સમયની રેત પર અંજળ લખું છું.

સાવ સુક્કી ઝાડની ડાળી ઉપર હું,
નામ તારું કોતરી કૂંપળ લખું છું.

આવશે ગોરંભમાં તારી સુવાસો,
હું વરસતી યાદનું વાદળ લખું છું.

❑

❑ મનીષ પરમાર

ઓગળેલા કણ વિશેની વાત કર,
વિસ્તરેલા રણ વિશેની વાત કર.

બાંધવો છે ગાંઠમાં લીલો પવન,
કૈંક તો કારણ વિશેની વાત કર.

જોઉં છું નખશિખ તારું બિંબ હું,
આંસુના તોરણ વિશેની વાત કર.

શબ્દમાં ચ્હેરો જ કચ્ચરઘાણ છે,
તૂટતા દર્પણ વિશેની વાત કર.

નીકળ્યો છું શોધવા તમને મનીષ
એ જ લાંબી ક્ષણ વિશેની વાત કર.



બ્હાર આવો ❑ ડૉ. મહેશ રાવલ

ઓળખીતા ખ્યાલમાંથી બ્હાર આવો !
સાવ, બરછટ છાલમાંથી બ્હાર આવો !

એટલું અઘરું નથી - જીતી જવાનું
છે શરત, કે ઢાલમાંથી બ્હાર આવો !

એક, બીજું વિશ્વ પણ અસ્તિત્વમાં છે
કૂપનાં કંકાલમાંથી, બ્હાર આવો !

છેતરી બહુ જાતને જાતે જ દોસ્તો !
ગોઠવેલાં વ્હાલમાંથી બ્હાર આવો !

કાં કહી દ્યો કંઈ નથી, ને કાં બધું છે
કાં, નપુંસક ખાલમાંથી બ્હાર આવો !

એકપણ ખિસ્સું નથી હોતું કફનમાં
જીવ ! માલામાલમાંથી બ્હાર આવો !

શક્ય છે, તમનેય મળશે માર્ગમાં એ
ઝટ કરો, ગઈકાલમાંથી બ્હાર આવો !!!



❑ વંચિત કુકમાવાલા

બને શક્ય તો, ભીતરે રણ સમેટો
સમેટો, અજંપાભરી ક્ષણ સમેટો

પ્રણયની મજા, રોગમાં ફેરવાશે
તમે મૌન પાછળનાં કારણ સમેટો

પ્રતીક્ષાની જાજમ થશે ધૂળધાણી
જુઓ એ સમેટે, તમે પણ સમેટો

ધુમાડો સબંધોનો ઊંબર ટપે છે
કરો મૌન ચૂલો, એ આંધણ સમેટો

ભલે લોહીથી પણ વધુ હોય નિકટ
હૃદય ના કબૂલે એ સગપણ સમેટો

અહીંથી ઘણે દૂરનો સ્પર્શ કરતા
ઘડી બે ઘડી આપ સમજણ સમેટો.

❑

વલખાં ❑ વજેસિંહ પારગી

હું નથી ગૌતમી
કે નથી મને બુધ્ધે કહ્યું,
છતાં હું
મારી મરેલી આશાઓને
છાતીએ વળગાડીને,
ઘેર ઘેર ભટકું છું :
ચપટીક રાઈના દાણા માટે !

❑

**મારી પત્નીનો પત્ર** ❑ નઝિમ હિકમત ❑ લક્ષ્મીકાંત તન્ના
(તુર્કી)

મારે તારી પ્હેલાં મરવું છે
માને તું કે
શોધી લીએ પાછળથી આવનારો
અગાઉ જનારને ?
માનતી નથી હું એમ

સારું તો એ છે કે
બાળવામાં આવે મારા શરીરને
અને મૂકવામાં આવે
મારી અસ્થિને ફૂલદાનીમાં
તારા "ફાયર-પ્લેસ" ઉપર
જોજે પારદર્શક હોય ફૂલદાની
જેથી રહેલી અંદર મને
પામે તું જોવા
મારો ત્યાગ તો જો
ત્યજું હું મોહ પૃથ્વીમાં સમાવાનો
સમર્પું હું ઇચ્છા ફૂલ થવાની
બસ તારી નિકટ રહેવા

બનું હું રાખ, રહેવા તારી સાથે
મૃત્યુ તું પછી પામે જ્યારે
આવે ફૂલદાનીમાં મારી પાસે
રહેવા સંગાથે એકમેકની
રાખ તારી, મારી રાખમાં ઓતપ્રોત
જ્યાં સુધી
માથાફરેલ કોઈ નવોઢા અથવા
નઠારો આપણો પૌત્ર

હડસેલી ન દીએ આપણને
પણ ત્યાં સુધી
હળીમળી ગયા હશું આપણે એકબીજામાં
એટલા કે
પડશે આપણા પરમાણુઓ
ફૂલદાનીના ટુકડામાં એકમેકને વળગીને
સમાઈ જશું ધરતીમાં આપણે સાથે
ને જો પામશે વગડાઉ ફૂલ કોઈ દિવસ જળ
ને ઊગશે પૃથ્વીના એ પટમાંથી
તો ખીલશે તેની ડાળીએ ત્યારે
બેશક, બે ફૂલ
એક હશે તું
ને બીજી હું.

હજુ હું મરવાની નથી
દેવો છે જન્મ મારે બીજા બાળકને
છલકાઉં છું જીવનથી
ઊનું છે રક્ત મારું
જીવીશ લાંબો કાળ તારી સાથે
નથી મૃત્યુનો ભય મને
પણ લાગે આપણી અંતિમ ક્રિયા જરા કઢંગી
છતાં બદલાઈ શકે છે સર્વ
મરું હું તે પ્હેલાં

કોઈ શક્યતા ખરી કે
છૂટે તું જેલમાંથી જલદી ?
અંદર મારી, કંઈ કહી રહ્યું છે
"કદાચ"



હડસેલી ન દીએ આપણને
પણ ત્યાં સુધી
હળીમળી ગયા હશું આપણે એકબીજામાં
એટલા કે
પડશે આપણા પરમાણુઓ
ફૂલદાનીના ટુકડામાં એકમેકને વળગીને
સમાઈ જશું ધરતીમાં આપણે સાથે
ને જો પામશે વગડાઉ ફૂલ કોઈ દિવસ જળ
ને ઊગશે પૃથ્વીના એ પટમાંથી
તો ખીલશે તેની ડાળીએ ત્યારે
બેશક, બે ફૂલ
એક હશે તું
ને બીજી હું.

હજુ હું મરવાની નથી
દેવો છે જન્મ મારે બીજા બાળકને
છલકાઉં છું જીવનથી
ઊનું છે રક્ત મારું
જીવીશ લાંબો કાળ તારી સાથે
નથી મૃત્યુનો ભય મને
પણ લાગે આપણી અંતિમ ક્રિયા જરા કઢંગી
છતાં બદલાઈ શકે છે સર્વ
મરું હું તે પ્હેલાં

કોઈ શક્યતા ખરી કે
છૂટે તું જેલમાંથી જલદી ?
અંદર મારી, કંઈ કહી રહ્યું છે
"કદાચ"





**ગોવિંદસ્વામી** : ભરતપુર રાજ્યમાં જન્મ. સનાઢ્ય બ્રાહ્મણ. વિખ્યાત કવિ અને ગાયક. તાનસેન એમની પ્રેરણાથી ગુસાંઈજીના શિષ્ય બનેલા. સંવત ૧૬૪૨માં ગોવર્ધનમાં સમાધિ લીધી. ૫૦૦ પદ મળે છે.



**કૃષ્ણદાસ** : ગુજરાતના કણબી પટેલ. મથુરામાં સં. ૧૫૬૭માં દીક્ષા. ગોસાઈ વિઠ્ઠલનાથજીએ એમને ગિરિરાજ મંદિરના કૃષ્ણભંડારના 'અધિકારી' બનાવેલા. ૭૦૦ પદ રચ્યાં છે.



**સૂરદાસ** : જન્મ દિલ્હી નજીક સિહીમાં. સંવત ૧૫૩૫માં સારસ્વત બ્રાહ્મણ. સ્વયં જન્માંધ. સં. ૧૫૬૭માં વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશ. કીર્તનસેવામાં પરાસોલીમાં રહ્યા. સં. ૧૬૪૦માં અવસાન.

સૌજન્ય : રજની વ્યાસ (દિવ્ય ભાસ્કર)



**ગોવિંદસ્વામી** : ભરતપુર રાજ્યમાં જન્મ. સનાઢ્ય બ્રાહ્મણ. વિખ્યાત કવિ અને ગાયક તાનસેન એમની પ્રેરણાથી ગુસાંઈજીના શિષ્ય બનેલા સવત ૧૬૪૨મા ગોવર્ધનમાં સમાધિ લીધી. ૫૦૦ પદ મળે છે.



**કૃષ્ણદાસ** : ગુજરાતના કણબી પટેલ. મથુરામા સ. ૧૫૬૭માં દીક્ષા. ગોસાઈ વિઠ્ઠલનાથજીએ એમને ગિરિરાજ મંદિરના કૃષ્ણભંડારના 'અધિકારી' બનાવેલા. ૭૦૦ પદ રચ્યા છે.

**સૌજન્ય : રજની વ્યાસ ( દિવ્ય ભાસ્કર )**



**સૂરદાસ** : જન્મ દિલ્હી નજીક સિંહીમાં. સંવત ૧૫૩૫માં સારસ્વત બ્રાહ્મણ. સ્વયં જન્માંધ. સં. ૧૫૬૭માં વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશ. કીર્તનસેવામાં પરાસોલીમાં રહ્યા. સં. ૧૬૪૦માં અવસાન

❑ જયા મહેતા

ક્યાં સુધી આવ્યા કરશે
મારી પાછળ
આ મારાં પગલાં ?

ક્યાં સુધી ખૂટશે નહીં સામે દેખાયા કરતો
આ રસ્તો ?

ઘડિયાળના બે કાંટા જો
ક્ષણ એક થઈ જાય સ્થિર, તો
હું ખસી જાઉં દૂર
આ મારો પીછો કરતાં
પગલાંથી
નીકળી જાઉં બહાર
આ રસ્તાના બે છેડાની

ન પગલાં ન રસ્તો
પછી તો...

❑

❑ ડિમ્પલ આનંદપરા

અરીસો ફૂટયો
ચોતરફ વેરાયેલા ટુકડામાં
મારા હજારો ચહેરા દેખાયા
પણ
મારો ચહેરો ખોવાઈ ગયો
બેબાકળી બની હું મને જ ગોતવા લાગી
સ્મૃતિપટ પરથી પસાર થયાં
એક પછી એક ચિત્રો
હાંસિયામાં ધકેલાતા
સંબંધોમાં
ઓગળતો ગયો
ચહેરો
ને
ઓગળતા ચહેરાને
પકડવાની
મથામણમાં
હું મને જ ખોઈ બેઠી

❑

□ ચંદ્રેશ ઠાકોર

### ઉધામા

રેતીને
જો
આસાનીથી ઓગાળી શકાય
તો, સહરાનું રણ
એટલાન્ટિક સમુદ્રની હરીફાઈ કરી શકે
અને, કદાચ જીતી પણ જાય !

પાણીની જો ઢગલી કરી શકાય
તો, એટલાન્ટિક સમુદ્ર
હિમાલયની હરીફાઈ કરી શકે
અને, કદાચ જીતી પણ જાય !

પણ, સબૂર !
અશક્ય પાછળની
એ આંધળી દોટના ઉધામા પછી શું ?
એક ડહોળો દરિયો, અને
એક પાણીપોચો પર્વત ?!



### પાઠ

તને
મારાં કપડાંને અસ્ત્રી કરતી જોઈને
વિચાર આવે :
એ અસ્ત્રી
જાતે ધીકીને
કરચળી દૂર કરીને
સરસ સળ ઉપજાવીને
ચોળાયેલાં કપડાંને
કેવું ચારિત્ર્ય આપે
અને પછી,
ધીમે ધીમે
ઠંડી પડે.

તારો હાથ લાગતાં માત્ર જ
અસ્ત્રી
એ બધું શીખી ગઈ ?!



### માનો વિયોગ

સૂનો પડેલો
અને સોરાતો
રુદ્રાક્ષનો
એક ગળગળો મણકો
ખાલી પડેલી
ખુરશીની ગાદીને
પૂછે છે :
હવે
હું
તારે ખોળે
માથું કેમ મૂકીશ ?



## ચૂપ-ચાપ ❑ અજ્ઞેય ❑ સુશી દલાલ

(હિંદી)

ચૂપચાપ ચૂપચાપ
ઝરણાનો સ્વર
અમારામાં ભરાઈ જાય
ચૂપચાપ ચૂપચાપ
શરદની ચાંદની
સરોવરની લહેરો પર તરે,

ચૂપચાપ ચૂપચાપ
જીવનનું રહસ્ય
જે કહ્યું ન જાય
અમારી સ્થિર આંખોમાં ગહનાય,

ચૂપચાપ ચૂપચાપ
આપણે પુલકિત વિરાટમાં ડૂબીએ
અને વિરાટ આપણને આપણામાં મળી જાય
ચૂપચાપ ચૂપચાપ...



## અનંત પ્રતીક્ષા ❑ દિનેશ ક્રનાણી 'પાગલ'

પર્વતની ટોચ પરથી
ગબડી પડેલા સૂર્યને
મારા સ્કંધ પર ઉઠાવી
ક્યારનો બેઠો છું
તારી પ્રતીક્ષામાં !



❑ જયા મહેતા

વૃક્ષનું એક એક પાંદડું ખરતું જાય છે.
વૃક્ષની લીલી માયા સંકેલાતી જાય છે.
વૃક્ષની કેવળ ડાળીઓ વાંકી ચૂકી ફેલાયેલી દેખાય છે.
વૃક્ષની છાયા બિહામણી જાળ જેવી લાગે છે.
હવે વૃક્ષ ઉપર પાંખોનો ફફડાટ સંભળાતો નથી.
હવે વૃક્ષ નીચે સ્મશાનવત્ શાંતિ છે.

હવે વૃક્ષ મૂળસોતું ઊખડી પડવાની તૈયારીમાં છે.

હવે આસપાસથી મૂંગીમંતર આંખો
વૃક્ષને પસવારી રહી છે... કે રાહ જોઈ રહી છે ?



ગદ્યમાં વપરાયેલ શબ્દો ❑ 'પ્રભુ' પહાડપુરી

સર્પ જેમ
અર્થની કાંચળી વાચકના મન પર ઉતારી
પાછા પુરાઈ જાય છે... ચિત્તના કરંડિયામાં
ને હું !
કરંડિયો ઊંચકી ગલીએ... શેરીએ
ફરતો મદારી
મારી પાથરેલ સંદર્ભની ચાદર પર
સારાંશના ટુકડાઓ ફેંકે છે, ભાવકો
ટોળે વળેલ પ્રેક્ષકોની જેમ
ને હું !
ચાદર વાળી લઈ પેસી જાઉં છું...
શબ્દકોષમાં, મારા ઘરની જેમ
લાગણીઓના ખોરા સિક્કા ગણતો ગણતો.



## મા ચોસઠી ❑ ઇન્દુ પુવાર

મારી આઈડેન્ટીટી ડેન્જર થઈ ગઈ છે
લોડેડ પીસ્તોલ થઈ ગઈ છે
ભૂખ્યો વાઘ થઈ ગઈ છે
અંધારી રાતમાં સંભળાતી ચીસ થઈ ગઈ છે
સોનલદે સરગવાવાળી !

આઈડેન્ટીટી બોલી બોલી
લખી લખી
શોધી શોધી કંટાળી ગયો છું
અરે સાલો હું રિપિટેશન થઇ ગયો છું
નર્યું પુનરાવર્તન !
જૂનો પુરાણો નેપકીન થઈ ગયો છું
બગડી ગયેલો કોડલેસ થઈ ગયો છું
ચોવીસ કલાક ચાલતો
એકધારો અવાજ કરતો પંખો થઈ ગયો છું
રૂપાંદે રૂપક્યારી !
ઓહ આ આઈડેન્ટીટી
સાલીને અહીંથી ઉડાડી મૂકો
જાજરૂની માખી
હરામજાદી ઊડી ઊડીને મને હચમચાવ્યા કરે છે
મને ઇરીટેટ ક્યાં કરે છે
રન્નાદે રણુજાવાળી !
આઇડેન્ટીટી તું ૬૪ વર્ષની થઈ
તારી મોનોટોનીએ મને
શઢ વગરનું વહાણ બનાવી દરિયામાં મૂકી દીધો છે
હોકાયંત્ર હોત તો દિશાઓનું જ્ઞાન લાધત
કિનારો હાથવેંતમાં હોત

પછી ખભે અખંડઆનંદનો થેલો ભરાવી
થેલામાંથી પાકીમીઠી કેરી કાઢી, ધોળી, ચૂસત
અને હેઇ મજાના ટેસડા મારત
નાચત તારી સાથે
તરણાંદે તાલવાળી !
પણ મારું વાલું હોકાયંત્ર ક્યાં ?
પીપી કરવાનું મન થાય ત્યાં ?
એકલા બેઠા હઈએ
કોઈ આવી 'હો' બોલી ચમકાવી દે ત્યાં ?
કે જતા હઈએ
વીજળીના ચમકારા સાથે અગોચર રસ્તે ત્યાં ?
ક્યાં બોલને મારી આઈડેન્ટીટીબાઇ ક્યાં ?
મારે તારાથી છુટકારો જોઇએ
જોઈએ હોકાયંત્ર
દિશાભાન કરાવે એવું
દેજો ગોરમા હોકાયંત્ર
પાંચ નહીં, દસ નહીં, વીસે આંગળીએ
પૂજશું હો હો
દેજો ગોરમા હોકાયંત્ર
આઈડેન્ટીટીથી છોડાવે એવું
દેજો ગોરમા હોકાયંત્ર
આ હોહોનું
ને કાકાનું યંત્ર
તારામાં તો પડિયું રે ચરિયા
માથામાંથી ખેંચ્યા કરતો
રોજ સવારે સાંજે પરિયાં
ને શોધ્યા કરતો હોકાયંત્ર ?

બે ટાઇમ જમવાનું તારે એ જ તારું છે હોકાયંત્ર
બે ટાઇમ સૂરજ જોવાનો તારે એ જ તારું છે હોકાયંત્ર
એક કલાકે પીવાનું પાણી એ જ તારું છે હોકાયંત્ર
બે કલાકે બોવાની વાણી એ જ તારું છે હોકાયંત્ર
ક્યારેક આવતી છીંક ખાવાની એ જ તારું છે હોકાયંત્ર
માટે આવો સઘળાં
સોનલદે, રૂપાંદે, રન્નાદે, તરણાંદે
ભેગાં થઈને ગાઇએ ગરબો
આ હોકા તે યંત્રમાં
        સ્થિત થયાં મા ચોસઠી
રમ્યા કરજે દિનને રાત
        ચરિયા આ સોગઠી
પાંખ હલેને હલકારો
        થાય છે મા પોપટી
કઠપૂતળીનો કાઢ્યો ખેલ
        સુણજો મા ચોસઠી
આ હોકા તે યંત્રમાં
        સ્થિત થયાં મા ચોસઠી....



**બોધિસત્ત્વ ❑ વજેસિંહ પારગી**

બુદ્ધ થવાયે
નિત લડવું પડે
સ્વ સાથે યુધ્ધ.



બજાર ❑ વિજયા જહાગીરદાર ❑ ઉષા પટેલ

(મરાઠી)

સ્ત્રીઓનું બજાર ! કેટલું સોંઘું ?
ચપટી કંકુના બદલા.. એક સ્ત્રી..
જન્મથી જ ગુલામ !
પાણી ભર્યું નહીં ? લાત પડી !
રોટલો બાળ્યો ! ચટકો પડ્યો !
ચા મોડી ? ગાલ પર તમાચો !
મારી નોકરાણી આવે ત્યારે.. તેના શરીર પર
ઊપસેલો હોય આ દુર્દૈવી નકશો ?
પતિએ તેના મુખ પર ફેંકેલા દારૂથી
તેની આંખો સુજેલી !
કપાળ પરનું કંકુ આંખમાં પીગળે !
તે કહે, "અમારી વસ્તીમાં..
આવું જ હોય બાઈ !
વહુ, પત્ની, દીકરી, મા, બહેન...
સંબંધ કોઈ પણ
પરંતુ નસીબમાં માર !"
જે ઘરમાંથી સ્ત્રીનું રૂદન ન સંભળાય
તે ઘર... કોઈ વિધવાનું હોય... અથવા
તેના દીકરાનો હાથ માર માટે
નાનો પડે !

❑

❑ મહેશ દવે

*મારા અવસાન પછી*
*એ લોકો*
*મારી જમીન, બંગલો*
*જર અને ઝવેરાત*
*વહેંચી લેશે,*
*કદાચ એ માટે લડશે પણ ખરા,*
*પણ મારા પુસ્તકોનું શું થશે?*

*એને તેઓ ઊધઈને હવાલે કરશે*
*કે પસ્તીમાં વેચી દેશે*
*કે પછી કોઈ લાઇબ્રેરીને આપી દેશે.*
*પણ એટલું તો ચોક્કસ કે*
*તેઓ એને જાળવશે નહીં*
*અને વાંચશે તો નહીં જ.* ❑

## જામ ત્યાં ઢળી ગયું

ચિત્ત હતું, ચળી ગયું,
મન હતું, મળી ગયું.

ચાંદનીની આગમાં
આયખું બળી ગયું

ખોળશો મા, રાખ છું,
દિલ બળીઝળી ગયું.

સ્વપ્ન એમનું હતું,
એ મને ફળી ગયું.

રૂપ પ્યારનું લઈ,
કોણ એ છળી ગયું ?

આંખ મળી આંખથી,
જામ ત્યાં ઢળી ગયું.

પારકું ગણેલ એ
હેત દઈ હળી ગયું.

(કિરણો, ઢળતા સૂરજનાં, પૃ. ૨૩)
**જમિયત પંડ્યા 'જિગર'**



નાની બહરની ગઝલનું શીર્ષક છઠ્ઠા શેઅરમાંથી પ્રસ્તુત થયું છે.

સુરા, સાકી સનમ અને જામ પરંપરિત ગઝલ પ્રકારમાં પુનરાવર્તન પામતાં પ્રતીકો છે. આવાં પ્રતીક અનેક વાર વારંવાર પ્રયોજાઈને ચર્વિતચર્વણ થઈ 'ક્લિશે' માં સરકી પડતાં હોય છે. આનો અર્થ એવો નથી કે પરંપરાપુષ્ટ પ્રતીકોનો વિનિયોગ ના કરી શકાય, અથવા ના કરવો જોઈએ.

શીર્ષકસ્થ 'જામ' નું પ્રતીક સમગ્ર રચનાની શિરામાં, એના ભાવલોકમાં પરોક્ષપણે કેવું ઇન્જેક્ટ થઈ રહ્યું છે તે પૂરી રચનાના પાઠ પછી જ ખ્યાલ આવે.

અહીં રદીફ લેખે 'ગયું' છે, જે સાદ્યન્ત અફર અને અપરિવર્તનશીલ રહે છે.

કાફિયા ચળી-મળી, બળી, બળીઝળી, ફળી, છળી, ઢળી અને હળી જેવા અનુપ્રાસોમાં ઉપસ્થિત છે અને સહજ બદલાતા પણ રહે છે.

ગઝલનો પ્રત્યેક શેઅ્‌ર અન્ય શેર કરતાં સ્વતંત્રપણે માણી શકાય એવો શિરસ્તો શિસ્તપૂર્વક અહીં બરાબર જળવાયો છે.

મતલો વ્યક્તિના સમગ્ર મનોવૈજ્ઞાનિક તંત્રને આશ્લેષતા ચિત્ત તથા મનને લક્ષીને અવતર્યો છે. 'ચિત્ત હતું, ચળી ગયું' એ એક જ લઘુક પંક્તિમાં ચિત્તની મૂળભૂત પ્રકૃતિની પરિણતિને સ્પષ્ટ કરે છે. ચિત્તની ચંચળતા વિશે પુરાણકથાઓએ પણ ગાઈવગાડીને ઘણુંબધું કહ્યું છે. આ ક્ષણે વિશ્વામિત્ર સાંભરે જે હજારો વરસ તપ તપ્યા પછી પણ ઇન્દ્રપ્રેષિત અપ્સરાના રૂપરાશિને નીરખતાં, ચિત્ત એમનું ચળી ગયું હતું. આમાં નવતરું શું ? ચિત્ત તો ચળી જ જાયને - એવું કોઈ કહે તો ના ન પડાય, પણ અહીં કાવ્યપુરુષ જે નાયક છે એના સંદર્ભમાં જ ચિત્તની દશા અને દિશાના સંકેતો જોવા ઘટે.

ચિત્ત પછી મનની વાત 'મન હતું, મળી ગયું'. જેમ ચિત્તનો સ્વભાવ ચળી જવાનો તેમ મનનો સ્વભાવ મળી જવાનો હોય એમાં શું આશ્ચર્ય ? નાયક સંબંધે જોઈએ તો ચિત્ત ચળ્યું અને મન મળી ગયું એ પછીની સ્થિતિઓ અન્ય શેઅ્‌રોમાં જોઈએ ત્યારે જ ચિત્ત અને મનના સહજ દ્વિવિધ સ્વભાવની સાભિપ્રાયતા ઉદ્‌ઘાટિત થાય.

અહીં જ બીજો શેઅ્‌ર નાયકની કરુણ મનોદશાનો આઘાત પ્રદર્શિત કરે છે.

ચાંદનીની આગમાં-

આયખું બળી ગયું.

આ વિરોધ, આ કૉન્ટ્રાસ્ટ કેટલો તીવ્ર છે. શીતળ ચાંદનીને સ્થાને અહીં ચાંદનીની આગ પ્રકટી છે જેમાં આખું આયખું બળીને ભસ્મીભૂત થઈ ગયું છે. ! વાત આટલેથી અટકતી નથી, ત્રીજા શેઅ્‌ર સુધી આગની તાસીર અને અસરને હવા મળી છે : ખોળશો મા, રાખ છું દિલ બળીઝળી ગયું'. આયખું બળી ગયા બાદ દિલ બળી ઝળી ગયાનું પુનરાવર્તન સાહિત્યપ્રકારની ઇકોનોમી અને સંયમને હાનિ પહોંચાડે, પણ ગઝલકારને આયખું બળ્યાનું પરિણામ 'રાખ' દર્શાવવું જરૂરી જણાયું હશે.

રચનાના અનુલક્ષે, પ્રત્યેક શેઅરની સ્વતંત્રતા સ્વીકારીએ તોય દૂરવર્તી ભાવાનુસન્ધાન સાધતાં એક તથ્ય વિસારે પાડવા જેવું નથી કે સનમ- નાયિકાના સૌંદર્યને - અધ્યાહારની વીંગમાં ગોપવી - જોઈ જોઈને જ નાયકનું ચિત્ત ચળી ગયું ને મન મળી ગયું હતું ! અને છતાંયે વક્તા પ્રમાણે કે ચાંદનીની આગમાં આયખું અને દિલ બળીઝળી ગયું !

આ પછી એક અકલ્પ્ય વળાંક રચનામાં ઝબક્યો છે.

**સ્વપ્ન એમનું હતું,**

**એ મને ફળી ગયું.**

સ્વતંત્ર શેરની વાત હમણાં ઉપર કરી, બાકી દિલાયખું બળીઝળી ગયા બાદ સનમનું સ્વપ્ન આવા દગ્ધ કાવ્યનાયકને ક્યાંથી ફળે ?! એ જ રંગમાં બીજો આંચકો આ બેતમાં નવીન પલટા રૂપે આવ્યો છે : 'રૂપ પ્યારનું લઈ, કોણ એ છળી ગયું ?' પણ એનું સંધાન આગળ સંગતિ સાધે છે આ પંક્તિઓમાં

**આંખ મળી આંખથી,**

**જામ ત્યાં ઢળી ગયું.**

સનમનું સ્વપ્ન નાયકને ફળી ગયું એ માન્યતા જ એક આત્મછલના હતી તે કોઈ પ્યારનું રૂપ લઈ છળી ગયું ત્યારે જ માલૂમ પડ્યું. જાગી ઝબકીને જોયું તો આંખથી આંખ તો મળી, સારું લાગ્યું, ઘડીક કરાર વળ્યો અને ત્યાં જ અણધાર્યું જામ ઢળી ગયું ! આમ જામ ઢળ્યાના વ્યથાવ્યાખ્યાનનું અચ્યુતમ્ થયું. મક્તો નાયકની અંતર્ગૂઢ કથાના કારુણ્યને સચોટ રીતે પેશ કરે છે : 'પારકું ગણેલ એ હેત દઈ હળી ગયું.' પારકું ગણ્યા પછી કદાચ ઘડીક / હેત દઈ અન્યત્ર હળીભળી જાય તો નવાઈ નહિ, પણ નાયક માટે તો જામ ઢળી ગયાની સ્થિતિ જ શાશ્વતિ સુધી લંબાવાની...

'ગઝલપુરુષ' રૂપે એક કાળે યોગ્ય પોંખાયેલા કવિ શ્રી જમિયત પંડયાની આ કૃતિ એમના 'જિગર' ઉપનામને પણ સાર્થક કરે એવી છે.



'કિરણો, ઢળતા સૂરજનાં' લેખક : કવિ જમિયત પંડ્યા 'જિગર', પ્રકાશક : અર્જુનભાઇ જ. પંડયા, **મુખ્ય વિક્રેતા :** ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. ૧૯૯/૧, ગોપાલ ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨. (૨) ૧-૨, સેન્ચૂરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬.
પ્રથમ આવૃત્તિ - ૨૦૦૩.

❑ મહેશ દવે

આવ્યો છું અહીંયા આયુષ્યની આ પાર
તું, તેઓ, પેલાઓ કોઈ નથી આવતા યાદ
આવે યાદ ફકત
આરસની લાદીઓની ટાઢી સફેદ ફરસ
સૂઈ રહેતો ઉનાળાની રાતે તેના પર ઉઘાડા શરીરે
આરામખુરશી પેલી, વીતાવ્યા કલાકો લંબાવી
ખૂણામાંની મૂર્તિ,-આંખોમાં તેની હતું કંઈક
લાંબો પેલો રસ્તો ને ડુંગર પરની કેડી
ઊછળતાં પેલાં મોજાં
કાંઠા પરનો કાળમીંઢ અડીખમ ખડક
ટેબલ વહાલું મારું, વિતાવી જે પર રાતો લખતાં લખતાં
ને ડાઈનિંગ ટેબલ, પીધો'તો ઠંડો, કડવો, તૂરો બિયર
ને ખાધા'તા ચટાકેદાર પિત્ઝા, ટાકોઝ ને કંઈ કંઈ
ખૂબ કર્યો અન્યાય
ગણ્યા નિર્જિવ આ બધા પદાર્થને
નિહાળું તે સર્વમાં આજે સળવળ સળવળ પ્રાણ.



❑ સુ. દ.
સ્કાયસ્કેઈપરની
ઊંચી પાલખ પર
બેઠેલો ચાંચિયા જેવો કાગડો
ચાંચમાં
આકાશનો માછલી જેવો ટુકડો
આંચકી લેવાનો
પ્રયત્ન કરે છે.


❑ સૂ. દ.

હોઠ હસતાં રહ્યા ને મારી આંખ ઝરી ગઈ
ક્ષણ તો આવી આવીને સરી ગઈ.

પડછાયા પકડું કે સૂરજને પકડું
મને એનો મૂંઝારો હતો ભારે
સારું થયું કે મન શાંત થઈ બેઠું છે
ધોધમાર નદીના કિનારે
કાળના દર્પણમાં જોયું તો લાગે :
હું તો કેટલી નદીઓ તરી ગઈ
ક્ષણ તો આવી આવીને સરી ગઈ.

નદીઓ તો એમના દરિયે સમાય
પણ મારો સાગર રહ્યો નોખો
છૂટા પડવાનું ભલે ભાગ્યમાં હોય
પણ મળવાનો મળી ગયો મોકો
પૂરવજનમની સઘળીયે ઘટનાઓ
પળપળમાં પાંગરી ગઈ
ક્ષણ તો આવી આવીને સરી ગઈ.

❑

❑ હિતેન આનંદપરા

ચાર રૂપિયા બસનું ભાડું
રોજ સાલું ક્યાંથી કાઢું ?

જોઉં છું આકાશ સામે
તો તરત જુએ છે આડું

ભીંત પણ થાકી ગઇ છે
કેટલા મુક્કા પછાડું ?

ટ્રેનમાં એવો ચઢું છું
હોઉં જાણે ધાડપાડુ

ટેરવાં બરછટ થયાં છે
કઇ રીતે સ્પર્શો ઊગાડું ?

રોજ પડછાયાઓ પહેરું
રોજ પડછાયાઓ ફાડું

મારા જેવા કોઇકને હું
આયનામાંથી ભ· ! ·

❑

## કેવળ કવિતા માટે □ સુનીલ ગંગોપાધ્યાય □ સુ.દ.

(બંગાળી)

કેવળ કવિતા માટે, આ જન્મ.
કેવળ કવિતા માટે, આ લીલા
કેવળ કવિતા માટે, આ એકાન્તભર્યો પ્રવાસ
પાનખરના સંધ્યાકાળમાં
કેવળ કવિતા માટે અચાનક શાંતિની ક્ષણ
પ્રગટતી સુંદર મ્હોરાથી.
કેવળ કવિતા માટે, તું સ્ત્રી.
કેવળ કવિતા માટે, આ લોહીનો પ્રપાત
ને ગંગાની શૈયા પર વર્ષાનાં વાદળ.
કેવળ કવિતા માટે, આ પ્રલંબ જિજિવિષા
વેદનામય જીવનની, જેમાં મરણશીલ જીવે
કેવળ કવિતા માટે, મેં અમરતાને હડસેલી.
□

## One Flesh – *Elizabeth Jennings*

Lying apart now, each in a separate bed,
He with a book, keeping the light on late,
She like a girl dreaming of childhood,
All men elsewhere – it is as if they wait
Some new event: the book he holds unread,
Her eyes fixed on the shadows overhead.

Tossed up like flotsam from a former passion,
How cool they lie. They hardly ever touch,
Or if they do it is like a confession
Of having little feeling – or too much.
Chastity faces them, a destination
For which their whole lives were a preparation.

Strangely apart, yet strangely together,
Silence between them like a thread to h
And not wind in. And time itself's a
Touching them gently. Do they know
These two who are my
whose fire, from which I came, has now

## હાટડિયે કેમ રે'વાશે ? ❑ દાસીજીવણ

હાટડિયે કેમ રે'વાશે ભઈ,
મારા, રામની રજા નંઈ.
બેસવા સારુ હાટડી કીધી, હાટડી ખડી થઈ,
તેડાં આવ્યાં શ્રીરામનાં ત્યારે હાટડી પડી રઈ. -હાટડિયે૦
જમ જરાયલ ઢોલિયે બાંધ્યા, જરા મરણ નંઈ,
દશ મસ્તક ને વીશ ભુજાળો, રાવણ ન શક્યો રઈ. -હાટડિયે૦
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, સુખમાં રહ્યો સૂઈ,
જમરે આવી ઝાલિયો પછેં, લા'વ ન શક્યો લઈ. -હાટડિયે૦
ધરમના કામમાં ઢીલ ન કરવી, વેળા જાશે વઈ,
દાસીજીવણ સતભીમ પ્રતાપે, નામની નોબત થઈ.
હાટડિયે કેમ રે'વાશે ભઈ,
મારા રામની રજા નંઈ.

( "મોરલી મરતલોકમાં આયો" ભક્ત કવિ દાસીજીવણનું જીવન-કવન-દર્શન. લેખક : ડૉ.નાથાલાલ ગોહિલ, પ્રકાશક : પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, મૂલ્ય રૂ. ૫)

## આનંદ ઘડી ❑ રવિસાહેબ

*આનંદ ઘડી, હેતે ભજવા હરિ,*
*મારો સાહેબો સોહાગી મળિયા*
*આનંદ ઘડી.*
*પ્રેમનો પિયાલો મારા ગુરુજીએ પાયો,*
*નુરતે ને સુરતે મેં તો નીરખ્યા હરિ. – મારો૦*
*સત શબદ મારા ગુરુએ સુણાયો,*
*જોતાં ને જોતાં અમને વસ્તુ જડી. – મારો૦*
*રુદિયા કમળમાં હુવા અંજવાળા,*
*તખત તરવેણી પર જ્યોતું ખડી. – મારો૦*
*કહે રવિરામ સંતો ભાણ પ્રતાપે,*
*અગમ આસન ઉપર સુરતા ચડી.*
*મારો સાહેબો સોહાગી મળિયા*
*આનંદ ઘડી.*

( " ભજન રૂપદર્શન " લેખક : ડૉ. નાથાલાલ ગોહિલ, પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન્સ, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ. ૨૧૦ )

## કેવળ કવિતા માટે ❑ સુનીલ ગંગોપાધ્યાય ❑ સુ.દ.

(બંગાળી)

કેવળ કવિતા માટે, આ જન્મ.
કેવળ કવિતા માટે, આ લીલા
કેવળ કવિતા માટે, આ એકાન્તભર્યો પ્રવાસ
પાનખરના સંધ્યાકાળમાં
કેવળ કવિતા માટે અચાનક શાંતિની ક્ષણ
પ્રગટતી સુંદર મ્હોરાથી.
કેવળ કવિતા માટે, તું સ્ત્રી.
કેવળ કવિતા માટે, આ લોહીનો પ્રપાત
ને ગંગાની શૈય્યા પર વર્ષાનાં વાદળ.
કેવળ કવિતા માટે, આ પ્રલંબ જિજિવિષા
વેદનામય જીવનની, જેમાં મરણશીલ જીવે
કેવળ કવિતા માટે, મેં અમરતાને હડસેલી.
❑

## One Flesh – *Elizabeth Jennings*

Lying apart now, each in a separate bed,
He with a book, keeping the light on late,
She like a girl dreaming of childhood,
All men elsewhere – it is as if they wait
Some new event: the book he holds unread,
Her eyes fixed on the shadows overhead.

Tossed up like flotsam from a former passion,
How cool they lie. They hardly ever touch,
Or if they do it is like a confession
Of having little feeling – or too much.
Chastity faces them, a destination
For which their whole lives were a preparation.

Strangely apart, yet strangely together,
Silence between them like a thread to hold
And not wind in. And time itself's a feather
Touching them gently. Do they know they're old,
These two who are my father and my mother
W fire, from which I came, has now grown cold?

## હાટડિયે કેમ રે'વાશે ? ❑ દાસીજીવણ

હાટડિયે કેમ રે'વાશે ભઈ,
મારા, રામની રજા નંઈ.
બેસવા સારુ હાટડી કીધી, હાટડી ખડી થઈ,
તેડાં આવ્યાં શ્રીરામનાં ત્યારે હાટડી પડી રઈ. -હાટડિયે૦
જમ જરાયલ ઢોલિયે બાંધ્યા, જરા મરણ નંઈ,
દશ મસ્તક ને વીશ ભુજાળો, રાવણ ન શક્યો રઈ. -હાટડિયે૦
ઊંચી મેડી ને અજબ ઝરુખા, સુખમાં રહ્યો સૂઈ,
જમરે આવી ઝાલિયો પછેં, લા'વ ન શક્યો લઈ. -હાટડિયે૦
ધરમના કામમાં ઢીલ ન કરવી, વેળા જાશે વઈ,
દાસીજીવણ સતભીમ પ્રતાપે, નામની નોબત થઈ.
હાટડિયે કેમ રે'વાશે ભઈ,
મારા રામની રજા નંઈ.

( "મોરલો મરતલોકમાં આયો" ભક્ત કવિ દાસીજીવણનું જીવન-કવન-દર્શન. લેખક : ડૉ.નાથાલાલ ગોહિલ, પ્રકાશક : પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, મૂલ્ય રૂ. ૧૭૫)

## આનંદ ઘડી ❑ રવિસાહેબ

*આનંદ ઘડી, હેતે ભજવા હરિ,*
*મારો સાહેબો સોહાગી મળિયા*
*આનંદ ઘડી.*
*પ્રેમનો પિયાલો મારા ગુરુજીએ પાયો,*
*નુરતે ને સુરતે મેં તો નીરખ્યા હરિ. – મારો૦*
*સત શબદ મારા ગુરુએ સુણાયો,*
*જોતાં ને જોતાં અમને વસ્તુ જડી. – મારો૦*
*રૂદિયા કમળમાં હુવા અંજવાળા,*
*તખત તરવેણી પર જ્યોતું ખડી. – મારો૦*
*કહે રવિરામ સંતો ભાણ પ્રતાપે,*
*અગમ આસન ઉપર સુરતા ચડી.*
*મારો સાહેબો સોહાગી મળિયા*
*આનંદ ઘડી.*

( " ભજન રૂપદર્શન " લેખક : ડૉ. નાથાલાલ ગોહિલ, પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન્સ, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ. ૨૧૦ )

□ મનીષા દેસાઈ

સદીઓથી આંકેલો ચીલો ચીંધ્યો
ને કહ્યું 'જોઈ લે આ જ તારો રૂટ છે'
પછી એને આંગળીથી અળગી કરી
ને કહ્યું 'હવે તને ચાલવાની છૂટ છે'
આમ તો મારગ છે સીધો પણ ઢાળ પર
મળી જાય ફૂલ કે પતંગિયાં
તો ય દોડવું નહીં ને ફૂલ તોડવું નહીં
ને વળી ખિલવાની વાતે નનૈયા
મોટેથી હસવાની અમથી છે ના
આમે એનાં ક્યાં કારણ લખલૂટ છે?
આખું આકાશ એની આંખમાં સમાય
પણ પાંખોમાં પીંછાં તો ચૂપ
ઉડવું હો દૂર તો ય ટોળામાં રહીને
સાવ બીબામાં ઢાળેલાં રૂપ
પીંછાં તો ખેરવ્યાં પણ બહુ બહુ તો પાલવથી
પહોંચ્યાં જ્યાં પંજાબીસૂટ છે
દઈ દીધા દરિયા પણ તરવાની ના
ને રમવું પણ ફેંકવો ન પાસો
આવી વાતોમાં જોજે આંસુ તો દૂર
ક્યાંય સરે નહીં એક્કે નિસાસો
બાકી ભીતરમાં મોજાં તો એવાં ઉછળે
વળી જળની ખારાશ પણ અખૂટ છે

(" ભીતર કંઠક સમંદર " કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : સુમન પ્રકાશન, ૮૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ -૪૦૦ ૦૦૨, મૂલ્ય રૂ. ૫૫ )

## જોજે ☐ કલ્પના મોહન બારોટ

બધા રંગ પહેલાં તું જાગીને જોજે,
પછી એ બધા યે તું ત્યાગીને જોજે...

જડી જાય એક જ જો રંગ આત્માનો,
તો બાકીના બીજા ફગાવીને જોજે...

અહીં મોહ-માયાના રંગો છે ઘેરા,
તું સમજણથી આછા બનાવીને જોજે...

પછી પામશે તું નવલ રંગ-છોળો,
કે ભગવો ભભકતો તું માગીને જોજે...

તું પહોંચીશ બ્રહ્માંડની પાર પળમાં,
જરા આંખ મીંચી ને જાગીને જોજે...

કે રંગોભર્યા રાગ આલાપતો ના,
નિરાકારનો રાગ રાગીને જોજે...

તને લાગશે શુષ્ક રંગો ધનુના,
બધા રંગ-રાગો તું ત્યાગીને જોજે...

(" શબ્દ સંનિધિ " કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : કલ્પના મોહન બારોટ, ૨૯ સુનીતા સોસાયટી. અકોટા માર્ગ, વડોદરા - ૩૯૦ ૦૨૦. મૂલ્ય રૂ.૪૦ )

**મિતવા ☐ સલીમ વારિયા**

શબ્દનું આ તો ગગન છે, મિતવા,
અર્થના દરિયા ગહન છે, મિતવા.

કંઈક વરસોનું મનન છે, મિતવા,
એ પછીનું આ કથન છે, મિતવા.

યાદ તું આવે છે હરપલ-હરઘડી,
હોઠ પર તારી લગન છે, મિતવા.

કૃષ્ણની કૃપા થકી બદલાઈ ગયું,
આ સુદામાનું સદન છે, મિતવા.

શબ્દને ક્યારેય નહિ ત્યાગી શકું,
એ જ આંખોનું રતન છે, મિતવા.

આમ તો છે, આ ગઝલ ગાલિબની,
એક મીરાંનું ભજન છે, મિતવા.

એક તું, ને એક આ મારી ગઝલ,
કોણ અહીં મારું સ્વજન છે, મિતવા.

( ' પ્રતિબિંબ ' કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : હીના પ્રકાશન, પાવર હાઉસ પાસે, પરા, બોટાદ-૩૬૪૭૧૦, મૂલ્ય રૂ. ૪૦ )

**હાઈકુ ☐ ભરત ત્રિવેદી**

એક્સપ્રેસ લેનમાં
હાંફતી મારી
આ ઓટોમોબાઈલ
- પણ અહીં
એક્ઝિટ ક્યાં છે ?

( ' કલમથી કાગળ સુધી ' કાવ્યસંગ્રહમાંથી. પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨. મૂલ્ય રૂ. ૧૫૦ )

 કવિતા

## ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂસ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ ૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |
| ૨. પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫. |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શૅરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૨૦૦૪

**ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ**

પ્રકાશકની સહી

કવિતા : ઉન્મત્ત અને ઉન્નત—
વર્ષ : ૩૭/અંક : ૪, એપ્રિલ-મે
સળંગ અંક : ૨૨૦
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.

લવાજમ : દેશમાં રૂા. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂા. ૨૮૦/-, એરમેલ રૂા. ૪૨૦/-,
આ અંકના રૂા. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097

મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

હજીય ડાળથી તમામ પાંદડા ખરે, નદી વહે, પવન વહે, સમય વહે, અને...
હજીય જીવ કૈંક જળ પ્રવાહ પર તરે, નદી વહે, પવન વહે, સમય વહે, અને...

અતૃપ્ત એષણા બધી ત્વચાની કેદ તોડવા કરે પ્રયત્ન સામટા અને પછી,
ફુત્કારતા ભુજંગ સ્પર્શથી જ અવતરે,નદી વહે, પવન વહે, સમય વહે, અને...

ત્યહીં ઉદય થયાં પ્રથમ કિરણ પ્રભાતનાં,અહીં અસંખ્ય ચણ વડે ભરાય આંગણું
ન ખાય એક કણ, બધીય ચાંચ સંઘરે,નદી વહે, પવન વહે, સમય વહે,અને...

કદીક આયના સમી સપાટ ને પ્રશાંત જિંદગીય ધ્યાનમગ્ન થૈ જતી છતાં
જરા ચરણ ઝબોળતા તરંગ વિસ્તરે, નદી વહે, પવન વહે, સમય વહે, અને...

પણે પહાડની દિશા તરફ સ્વયં ઢળે સુવર્ણ તેજ-કાફ્લો, ક્ષણોય સ્તબ્ધ છે
નિતાંત એમ શ્વાસમાં નિશા તમસ ભરે,નદી વહે, પવન વહે, સમય વહે, અને...



## ❑ નીલેશ રાણા

ચાલો, ઘર ઘર રમીએ
એકબીજાથી થઈ અજાણ્યા : એકમેકને ગમીએ

હું લાવીશ ચોખાનો દાણો, તું દાળનો દાણો
સોનલવરણી રેતી ઉપર સરતાં રહે વહાણો
અહીંયા આપણે રહીએ તોયે જગ આખામાં ભમીએ
ચાલો, ઘર ઘર રમીએ

વયના વસ્ત્રો સરી પડશે ને થઈશું નાના અમથા
આપણને પણ ખબર પડે નહીં, કેમ એકમેકને ગમતાં
રમતા રમતાં, એકમેકમાં એવા તો વિરમીએ
ચાલો, ઘર ઘર રમીએ

આપણા ઘરની આસપાસ એક સાવ નિરાળો બાગ
એમાં એક જ મોસમ કેવળ, ફાગ ફાગ ને ફાગ
વારે વારે વર-વહુ થઈને પળ પળ અહો પરણીએ
ચાલો, ઘર ઘર રમીએ



## શક્યતા ❑ રેખા સરવૈયા

બંધ બારણાં આગળથી
પાછા ફરતાં પહેલાં -
આપણે એને હડસેલો મારીને
ખોલવાની કોશિશ તો કરવી જોઈએ
શક્ય છે કે -
બારણાની પેલી બાજુએ સાંકળ ન પણ હોય !



## ❑ ડાહ્યાભાઈ પટેલ ' માસૂમ '

એક એવું ગામ ,
લ્યો, કર્યું તમારે નામ.

સોનાનાં નળિયાં ; રૂપાની વળીઓ
ગણી ગણાય નહીં
થાંભલીઓ પર સૂરજ, ચંદર, તારા
વીણ્યા વીણાય નહીં

ઘરને ઉંબર રંગોળી ને બારસાખ બેફામ,
એક એવું ગામ
લ્યો, કર્યું તમારે નામ.

તડકાનું તો તળાવ ને માથે
મા'દેવનું દેરુ
વૃક્ષોનો તો પાર નહીં, વળી
વગડો લાગે ભેરુ

એક જ ઉણપ હતી તમારી, રૂહોને ઠરીને ઠામ ;
એક એવું ગામ ,
લ્યો, કર્યું તમારે નામ.

❑

## ❑ પ્રીતમ લખલાણી

મૃગજળ પછવાડે
હડી કાઢતું
ઊંટ
લહેરાતી ખજૂરીને પૂછે :
' દરિયો કેટલો દૂર ? '

❑

☐ યાકુબ પરમાર

હું તરસનો ટાપુ
        એમાં તળાવ તું
ગૂંચ આ તરસની,
        ઉકેલી બતાવ તું

મારા અણુ અણુ માં,
        વ્યાપી વળે, સતાવે
ક્યાંથી તને જરી પણ
        પ્રસરી જવાનું ફાવે ?
આ તપ્ત રણના પટમાં
        ભીનો બનાવ તું

આભાસ પાથરીને
        મૃગજળ તને પજવશે,
શાતા બનીશ તોયે
        આંધી તને ચગળશે
પ્યાલા ધરું તરસના
        લે ગટગટાવ તું
        ☐

## વીજળી જતી રહે ☐ હરકિસન જોષી

વંચાતો હોય ગ્રંથ ને વીજળી જતી રહે
જીવનકથાની અવદશા આવી થતી રહે

બચવાનો આ ઈલાજ છે દીવાનગી થકી
દિલ ખોઈ બેસું ક્યાંક ને સાબુત મતિ રહે

જાવું પડે ન ક્યાંય જો મુજમાં વસો તમે
સરનામું મારું મંજિલોય માગતી રહે

થાકી ગયા છે સાવ ચરણ ચાલશે નહિ
કંઈ શોધ એવું જેથી સડક ચાલતી રહે
☐

❑ મકરંદ મુસળે

તમે આવો તો વારતાય માંડીએ
મ્હોરાંને હળવેથી ખસકાવી લઈએ
ને ચ્હેરાના ફોટાઓ પાડીએ..

આંખોની ભાષામાં શબ્દોના વાડા
ને અર્થોનાં છીંડાં, ને છીંડાંને રસ્તો કે'વાય નૈ
ઊર્મિઓ ઉર્ફે આ દરિયાનાં મોજાં,
ને મોજાંમાં મસ્તી ને મસ્તી કૈં મુઠ્ઠીમાં માય નૈ.
પગની ભીનાશથી પલળેલા રસ્તા પર
ટહુકાનો વરઘોડો કાઢીએ..

મારાથિ તારી ને તારાથી આપણી
આપણાથી સૃષ્ટિ ને સૃષ્ટિથી આગળની જાતરા
શ્વાસોના મેળામાં ઇચ્છાનાં ટોળાં,
ને ટોળાનું વળગણ ને વળગણને કાનો નૈ માતરા.
વિસ્મયના ખુલ્લા ઝરૂખાઓ જેવી
આ આંખોમાં ઢોલિયાઓ ઢાળીએ

❑

તડકો ❑ અબ્દુલ ગફાર કાઝી

ભરબપોરે
મારી હવેલીના
છજ્જા નીચે
હાંફી રહ્યાં છે
કેટલાંક
તડકાનાં કબૂતરો . . .

❑

ભરબપોરે
મારા શ્વાસના
પિંજરમાંથી ઊડી ગયું
એક તડકાનું પંખી. . .

❑

❑ યાકુબ પરમાર

હું તરસનો વપુ
એમાં તળાવ તું
ગૂંચ આ તરસની,
ઉકેલી બતાવ તું

મારા અણુ અણુ આ,
વ્યાપી વળે, સતાવે
ક્યાંથી તને જરી પણ
પ્રસરી જવાનું ફાવે ?
આ તપ્ત રણના પટમાં
ભીનો બનાવ તું.

આભાસ પાથરીને
મૃગજળ તને પજવશે,
શાતા બનીશ તોયે
આંધી તને ચગળશે
પ્યાલા ધરું તરસના
લે ગટગટાવ તું
❑

વીજળી જતી રહે ❑ હરકિસન જોષી

વંચાતો હોય ગ્રંથ ને વીજળી જતી રહે
જીવનકથાની અવદશા આવી થતી રહે

બચવાનો આ ઈલાજ છે દીવાનગી થકી
દિલ ખોઈ બેસું ક્યાંક ને સાબુત મતિ રહે

જાવું પડે ન ક્યાંય જો મુજમાં વસો તમે
સરનામું મારું મંઝિલોય માગતી રહે

થાકી ગયા છે સાવ ચરણ ચાલશે નહિ
કંઈ શોધ એવું જેથી સડક ચાલતી રહે
❑

❑ મકરંદ મુસળે

તમે આવો તો વારતાય માંડીએ
મ્હોરાંને હળવેથી ખસકાવી લઈએ
ને ચ્હેરાના ફોટાઓ પાડીએ..

આંખોની ભાષામાં શબ્દોના વાડા
ને અર્થોનાં છીંડાં, ને છીંડાંને રસ્તો કે'વાય નૈ
ઊર્મિઓ ઉર્ફે આ દરિયાનાં મોજાં,
ને મોજાંમાં મસ્તી ને મસ્તી કૈં મુઠ્ઠીમાં માય નૈ.
પગની ભીનાશથી પલળેલા રસ્તા પર
ટહુકાનો વરઘોડો કાઢીએ..

મારાથિ તારી ને તારાથી આપણી
આપણાથી સૃષ્ટિ ને સૃષ્ટિથી આગળની જાતરા
શ્વાસોના મેળામાં ઇચ્છાનાં ટોળાં,
ને ટોળાનું વળગણ ને વળગણને કાનો નૈ માતરા.
વિસ્મયના ખુલ્લા ઝરૂખાઓ જેવી
આ આંખોમાં ઢોલિયાઓ ઢાળીએ

❑

તડકો ❑ અબ્દુલ ગફાર કાઝી

ભરબપ્પોરે
મારી હવેલીના
છજ્જા નીચે
હાંફી રહ્યાં છે
કેટલાંક
તડકાનાં કબૂતરો . . .

❑

ભરબપ્પોરે
મારા શ્વાસના
પિંજરમાંથી ઊડી ગયું
એક તડકાનું પંખી. . .

❑

## 'લ્યા ☐ યોગેશ પંડ્યા

'લ્યા હૈયામાં બાંધીને મૂકેલી સમરણની
 પોટલીની ગાંઠ્યું તું છોડ મા!
'લ્યા બચપણનાં મીઠાં મધુરાં એ વેણ
 મારા હૈયાના બારસાખે ચોડ મા!

મીં તો મૂક્યા છે મહીં બચપણના કોલ
કોઈ સૈયરની મીઠેરી વાત,
સાચવીને રાખી છે જીવતરની સાહ્યબી
શમણાંવંતી રે કૈંક રાત
'લ્યા છબી રાખી છે એક હૈયાના આભલે
 આભલાને નાહકનું તોડ મા!

પાવાના સૂર, એ જ પાદરનો કૂવો ને
વૈશાખી વાયરાનો સાથ,
ગુલાબી ઓઢણી, છલકાતી હેલ અને
ભીંજાતી બન્નેની જાત
'લ્યા કાંકરીનો ચાળો કરીને મારા હૈડાની
 માટલીને અમથો તું ફોડ મા!

☐

❑ સંજય પંડ્યા

દરિયામાં વહેતી કરું છું હાંફપણાની નાવ
રૂદિયામાં ધક ધક કરે ભીનીભીની વાવ

રેતકણોના બારણા પાછળ છીપનું ગામ
ઝીણાં ઝીણાં માછલાંને હૈયે વસતું ધામ

છીપલાં,મોજાં,ખારવો,સમદર ભણતાં વેદ
ભીંત ઉપરની ફ્રેમમાં બધ્ધાં જાણે કેદ

એની લિપિ વાંચશું, એની ઉકલું વાત
ચહેરા ઉપર ચીતરી, જળની કેવી વાત

લોહી સમેતે દોડતી સાગરની ખારાશ
ગાલે લથબથ ટેરવાંના પગરવનો બોલાશ

દરિયાની ખીંટી ઉપર ટાંગ્યું જળનું ગીત
મોજાં સરસી ભીંત પર પથરાણી છે પ્રીત

ઘૂઘવતાં જળ સામટાં, છાતીમાં શેં માય
સોળ વરસની ખારવણ, ટેભાં તૂટ્યાં જાય

❑

❑ જતીન બારોટ

સેંથે પૂરિયો હીંગોળો ને ભાતીગળ છે કમખો રે રામૈયા રામ,
હું ખેતરમાં એકલી ને હોલો શેઢે ભમતો રે રામૈયા રામ.

તપ તપ તપતો તવે રોટલો જાણે તપતી ઇચ્છાઓ રામૈયા રામ,
ભરચક ઊગી જાર કે જાણે ઊગ્યાં દેહે પીંછાંઓ  રામૈયા રામ.

ટાઢી ટાઢી ઓદડીઆમાં નીંદર રાતીચોળ રે રામૈયા રામ,
ઠાર પાડતા શિયાળે મારે ન્હાવું માથાબોળ રે રામૈયા રામ.

ચૂલે ખીચડી ચડતી રે ને સાસુ મારી વઢતી રે રામૈયા રામ,
રામ થયેલા દીવા સાથે સાંજ સોંસરી ઢળતી રે રામૈયા રામ.

પરોઢિયે લીમડા દાતણથી મોઢાં કડવાં થાતાં રે રામૈયા રામ,
કાઠી સંગે રાતડીયે ગળચટ્ટાં શમણાં વાતાં રે રામૈયા રામ.
❑

## જલપથ ❑ તસલીમા નસરીન ❑ સુશી દલાલ

(બાંગ્લાદેશ)

લખ્યું છે એક અનવદ્ય જલપથ
જલથી ઉઠાવ્યું છે એક કમલ
લાલ કમલ
જલકમલ !
કોને આપીશ જલકમલ, આ પથ
જે એને લેનાર હતો, એને જવાની
ઉતાવળ હતી, એ ચાલી ગયો
શિયાળાના પક્ષીની જેમ ગયો
જલ-ગ્રસ્ત નાવિકની જેમ ગયો !
હાથમાં પથ છે, જલકમલ
પ્રતીક્ષામાં ઊભી છું, હદ છે બેવકૂફીની !
❑

❑ સુ.દ.

દોસ્ત જેવું આ શરીર મારું વીફરે વેરી થઈને
અમૃતનો એક કુંભ અંતે પ્રકટે ઝેરી થઈને

તનોમંથન ને મનોમંથન
કે મંથનનું એક ગામ
દુકાળ ને અતિવૃષ્ટિથી
આ જીવન થયું બદનામ
દાવાનળમાં મનોરથોને સાવ વઘેરી દઈને
દોસ્ત જેવું આ શરીર મારું વીફરે વેરી થઈને

પગ અટક્યા છે, આંખે ઝાંખપ
કાનને અવાજ ન ઉકલે
થાક થાકની ધાક શરીરમાં
પેઠી તે નહીં નીકળે
ઊભો થઈશ કે નહીં : ખાટલો આ ખંખેરી દઈને ?
દોસ્ત જેવું આ શરીર મારું વીફરે વેરી થઈને

❑

❑ સુ.દ.

જપનું આવ્યું : જાપનું આવ્યું
વ્હેલી સવારે સપનું આવ્યું
છાનું છાનું છપનું આવ્યું :
સપનું રૂપ, અરૂપનું આવ્યું

❑

## ચાર ગીત ❑ પ્રફુલ્લ પંડ્યા

(૧) નોબેલ ચોરાયું મારા દેશમાં . . .
ટાગોરની સાથે પણ આવું કૈં થાય, આ તે કેવું બને છે પ્રદેશમાં?

ટાગોરને આ રીતે ભજવાના હોય?
શું આ રીતે વાંચશું ગીતાંજલિ?
શાંતિ-નિકેતનમાં ચોરી પ્રવેશે છે :
ટાગોર માટે છે આ અંજલિ?
નોબેલ રોળાયું મારા દેશમાં . . .
ટાગોરની સાથ વિશ્વશાંતિની વાત, આ તે કેવી દુર્ઘટના છે શ્લેષમાં.

ક્યાં ઊડી ગઈ પેલી ભાતીગળ ચૂંદડી;
કેવું ખરડાયું એનું પોત !
મૂલ્યોના રંગો ઝંખવાઇ ગયાં કેટલા?
સંસ્કૃતિનું આવું હોય મોત?
સઘળું ચોળાયું મારા દેશમાં. . .
હૈયું કકળે છે મારી અંદર ને અંદર,નથી ગાવું અબ ગીત હવે શેષમાં

સારું થયું કે આ તો નાબેલ ચોરાયું
ખુદ ટાગોર ચોરાત હોત જીવતા !
ગુરુદેવને બાનમાં રાખીને રેન્સમ
માંગત, બર્બરની આ ક્રૂરતા !
તિમિર ફેલાયું છે દેશમાં. . .
આયનાની સામે કેમ ઊભા રહેવાશે? બધું કાળું કાળું છે પરિવેશમાં
હાય, નોબેલ ચોરાયું મારા દેશમાં !

❑

(૨) આમ અર્ધે રસ્તે પાછું વળીને જોવાની આ ટેવ ખરેખર સારી નહીં
રસ્તાઓની અદલાબદલી કરતા કરતા થાકી જવાની, ટેવ ખરેખર સારી નહીં

આમ જુઓ તો એક અરીસા વચ્ચે માણસ છૂપાયાના અહેવાલો કૈં સારા નહીં
આમ જુઓ તો કારણ વિના સાવ ચીંથરેહાલ થયેલાં બેહાલો કૈં સારા નહીં

સૌના અચરજ વચ્ચે પાછાં હાજર થઈ ખોંખારો ખાવો,ટેવ ખરેખર સારી નહીં
આમ અર્ધે રસ્તે પાછું વળીને જોવાની આ ટેવ ખરેખર સારી નહીં

આમ જુઓ તો ગમતી વાતો અણગમતા આકાશમાં જઈને રોજ કરી છે
આમ જુઓ તો રંગબેરંગી પુષ્પોને ખીલવવા કોશિશ રોજ કરી છે

અને છતાં પણ ખબર રહે નહીં સાવ ઉલટી દિશાની, ભૈ ટેવ ખરેખર સારી નહીં
આમ હકીકત બહાર આવે ને રહે નહીં કોઈ નિશાની,ભૈ ટેવ ખરેખર સારી નહીં



(૩) એક હતો ભવ અને ભવમાં ભવ હવે પૂરું થૈ ગ્યું છે બધું આપણું !
મારેલી મચડેલી ઇચ્છાઓ સૌઃ કહે પૂરું થૈ ગ્યું છે બધું આપણું !

આપણી પાસે જે હતી વાર્તા એ વાર્તા છેવટે તણાઈ ગૈ અંધારમાં
વાર્તામાં ઝગમગતા દીવડાઓ રોજ મને આવે છે યાદ હવે સારમાં

એ રંગીલી વાતોનો સાર તે શું કહું? હવે પૂરું થૈ ગ્યું છે બધું આપણું !

સારમાં સૌ સાર હતો ધૂંધળો સંસાર, કોઇ સ્પષ્ટ ચિત્ર દોરી શકાય ના
સતત કોરો કેન્વાસ અને ફફડી છે આશ, રંગ સાથિયામાં પૂરી શકાય ના

હવે જીવનને સંગ સાવ સૂનો પદરવઃ કેવું પૂરું થૈ ગ્યું છે બધું આપણું !



(૪) પહોંચી શકાય નહીં એવા મુકામ યાદ રહેવાના કારણ અનેક છે
આંગણેથી પાછાં વળ્યાં છે કૈંક નામ : યાદ રહેવાના કારણ અનેક છે

કેટલાંયે ચ્હેરાઓ ઝળકી ઉઠ્યાંટતા, કૈંક ઘટનાઓ મ્હોરી'તી બાગમાં
કેટલાંય સંદેશા વહેતા થયા'તા કૈંક પથ્થરને તોડવાના સ્વાંગમાં
અહીં કેટલાંય હસતાં ને રમતાં, શું કામ? યાદ રહેવાના કારણ અનેક છે
આંગણેથી પાછાં વળ્યાં છે કૈંક નામ : યાદ રહેવાના કારણ અનેક છે

કેટલાંયે અરમાનો ટકરાતા હોય ત્યારે એક ફૂલ કેમ કરી ખીલે ?
દોડવાની સ્પર્ધામાં અથડાતી વાયકાઓ એકલદોકલ તે કેમ ઝીલે?
નથી એકલા માણસનું આ કેમેય તે કામ! યાદ રહેવાના કારણ અનેક છે
તમે એકવાર આવજો મારે તે ગામઃ યાદ રહેવાના કારણ અનેક છે

મારા તે ગામમાં સપનાનો શોર અને સપના તૂટ્યાની ચીસ સાંભળો
મારા તે ગામમાં બુધ્ધિના સૈનિકો કરતા'તા કિસમકિસ સાંભળો
સાંભળીને વર્તો તો વર્તો મુકામ યાદ રહેવાના કારણ અનેક છે
કેદ દીધાં વરતારોનો કેવો કારમો અંજામ? યાદ રહેવાના કારણ અનેક છે



❑ સુ.દ.
તારા અસ્તિત્વમાં
દેખાય છે મને
ઝરણાંનો કલનાદ,
ફૂલોની સુવાસ
અને સિતારનો ઝંકાર
❑

## એને ખબર નથી ❑ લાલજી કાનપરિયા

એ ઝળહળ તેજમાં ન્હાય, એને ખબર નથી કે હોય કેવાં અડાબીડ અંધારાં
એ અમરત ઝરણું પીએ, એને ખબર નથી કે હોય કેવાં દરિયાનાં જળ ખારાં

પંખી જેવું પંખી પણ જ્યાં ટહુકો ભૂલી જાય
એવા વાયરા ઊના ઊના મારે મલક વાય
એ શીળી છાંયડી ઓઢે, એને ખબર નથી કે બળતા રણના હોય કેવા તિખારા
એ ઝળહળ તેજમાં ન્હાય, એને ખબર નથી કે હોય કેવાં અડાબીડ અંધારાં

ડગલે પગલે કંકર વાગે, ડગલે પગલે કાંટા
જે કેડી પર ચરણ પડે ત્યાં ઊગી જાય સન્નાટા !
એ મબલખ ફૂલમાં મ્હાલે, એને ખબર નથી કે હોય કેવા શૂળના ડંખ અકારા
એ ઝળહળ તેજમાં ન્હાય, એને ખબર નથી કે હોય કેવાં અડાબીડ અંધારાં

લોચન અવિરત ઝૂરે છે કાંઈ એના દરશન કાજે
દલડાના ધબકારે અવિરત નામ એનું જ ગાજે !
એ જગમાં એકલ રાચે, એને ખબર નથી કે હોય કેવાં જીવતર પણ સહિયારાં
એ ઝળહળ તેજમાં ન્હાય, એને ખબર નથી કે હોય કેવાં અડાબીડ અંધારાં



❑ સુ.દ.
વિરાટ પરમેશ્વર તો
પ્રાર્થનામાં
પલાંઠી વાળીને બેઠા છે.



## ગ્રીષ્મની ભીનાશ ❑ અવિનાશ પારેખ

જંગલમાં:
ફાટી નીકળેલા હુલ્લડમાં
ઘવાયા છે ગુલમહોર,
સૂરજની મશાલના
ટપકતા અંશોથી
સળગ્યા છે ગરમાળા
અને
અડાબીડ ફૂટી નીકળેલા અતડા વાંસના તણખા
દઝાડે છે રોમે રોમ.

આકાશ:
તરડાયેલી ધરાની કરચલીવાળું
એક સૂકાયેલ સરોવરનું તળિયું
શંકુદ્રુમની ટોચ ઉપર ટકી રહ્યું છે માંડમાંડ
એને વળગી રહેલું ભૂરા પાણીનું ધાબું
ક્યાંક રણમાં સળગીને ઉપર ચડ્યું છે
દરિયામાં જઈને વરસી પડ્યું છે.

એવામાં
મારી બારીના
ચોરસ આકાશના તળિયામાં
લીલ બાઝેલા
પીળા ચાંદના પથ્થરમાં
હજુ જે ભીનાશ સચવાયેલી છે
એ
તું છે કે કવિતા?

❑

❑ સુ.દ.
આંખના આંસુ
છત્રીમાં પણ
છુપાવી શકાતા નથી
❑

❑ મહેન્દ્ર જોશી

દરિયો તો આમ તારી ટીખળ કરવાનું એક બહાનું
અસ્સલમાં આપણી વચ્ચે જે ઘૂઘવે છે
એનું ઈ પાક્કું સરનામું !

ઉજ્જડ એ બાગમાં પાછા જઈ બેસીએ તો
ઊભરાશે રંગરંગ પતંગિયાં પાંપણે
ફૂંક મારીને ફીણસોતાં વર્ષો ઉડાવીને
પૂછીએ કે કોણ છીએ આપણે ?
ગોઠણભેર દરિયામાં હું-તુંની સાંજ જાણે
આલ્બમનું પીળું પડેલ કોઈ પાનું !
દરિયો તો આમ તારી ટીખળ કરવાનું એક બહાનું

યાદ કર ભીની રેતીમાં ઘર નાનું એક ચીતરીને
કોને તું હિંડોળે ધારતી ?
અલ્લડ મોજાંઓ બધું વીંખી જો નાખતાં
તો પોશ પોશ આંસુડાં સારતી
દરિયો તો જળનો એક જબ્બર કબાટ જેમાં
સંતાડ્યું સુખ સાવ નાનું !
દરિયો તો આમ તારી ટીખળ કરવાનું એક બહાનું
❑

❑ રમણીક સોમેશ્વર

આ સમય એને તમે ઈતિહાસમાં ઠારી શકો
કે અનાગતમાં વહાવી ખૂબ વિસ્તારી શકો

ઊંચકો એને ખભે કે પગ તળે ચાંપો તમે
ધારણામાં કોઈ પણ રીતે તમે ધારી શકો

હોય એ તરડાયલી દીવાલ જેવો તે છતાં
પોસ્ટરો ચોડીને એને ખૂબ શણગારી શકો

આંતરી એને શકો જો માર્ગ વચ્ચે કોઈ દી
શક્ય છે ક્યારેક તો એનેય પડકારી શકો

આ સમય, એના વિશે એથી વધુ તો શું કહું
ડૂબકી મારી શકો તો શ્વાસને તારી શકો

❑

❑ સુ.દ.

સિગારેટ સળગાવી
અને કરચલીમાં છુપાયેલા વર્ષો
ધુમાડાની સાથે વહી રહ્યાં

❑

❑ નીતિન વડગામા

માન કે અપમાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી
સાંકડા ચોગાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

આપણા સૌમાં રહેલા કૌરવો ને પાંડવો,
યુધ્ધના મેદાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

આમ, હસવાનો બધો દાવોય પોકળ હોય છે,
ભીતરી તોફાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

કાટ લાગે છે બધી તલવારને વર્ષો થયાં,
ને છતાંયે મ્યાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

છાંયડો ઘેઘૂર ઊગ્યો સ્હેજ પણ જોતાં નથી-
ને ખરેલાં પાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

ડૂસકું કાને નથી પડતું અહીં ક્યારેય ને-
આ ધરમ ને ધ્યાનમાંથી મુક્ત થઇ શક્તાં નથી

❑

❑ સુ.દ.

સૂરજ સાથે
આંખ મેળવતા
મુશ્કેલી પડે
તો છેવટે
સૂરજમુખીને
તો જોઈ લો.

❑

❑ રમણીક સોમેશ્વર

આ સમય એને તમે ઈતિહાસમાં ઠારી શકો
કે અનાગતમાં વહાવી ખૂબ વિસ્તારી શકો

ઊંચકો એને ખભે કે પગ તળે ચાંપો તમે
ધારણામાં કોઈ પણ રીતે તમે ધારી શકો

હોય એ તરડાયલી દીવાલ જેવો તે છતાં
પોસ્ટરો ચોડીને એને ખૂબ શણગારી શકો

આંતરી એને શકો જો માર્ગ વચ્ચે કોઈ દી
શક્ય છે ક્યારેક તો એનેય પડકારી શકો

આ સમય, એના વિશે એથી વધુ તો શું કહું
ડૂબકી મારી શકો તો શ્વાસને તારી શકો

❑

❑ સુ.દ.

સિગારેટ સળગાવી
અને કરચલીમાં છુપાયેલા વર્ષો
ધુમાડાની સાથે વહી રહ્યાં

❑

❑ ભગવતીકુમાર શર્મા

મારા સાચા ઘરમાં બેઠો
જ્યારે હું અક્ષરમાં બેઠો

ઊઘડી વૃક્ષ તરફની બારી
ને હું સચરાચરમાં બેઠો

ઝાકળઝીણાં સ્મરણો સંગે
ભીંજાતો ઝરમરમાં બેઠો

ચંદ્ર કાચનો ધુમ્મસ ઘેર્યો
ચશ્માનાં ગળતરમાં બેઠો

ઇચ્છાનાં કંકુ-ચોખાથી
પૂજાય એ પથ્થરમાં બેઠો

કોઈ ગયું ભૂંસી રંગોળી;
સૂનમૂન હું ઉંબરમાં બેઠો

ખાંખાખોળા બહાર ઠાલા
એ તો છે ભીતરમાં બેઠો
❑

❑ ભગવતીકુમાર શર્મા

ઈચ્છા વિનાય ઊર્મિનો વિસ્તાર થઈ ગયો;
ટહુકો સમગ્ર આભનો આધાર થઈ ગયો

જ્યારે સમયને તૂટી જવાની ગરજ પડી;
લાચારીથી સવારનું અખબાર થઈ ગયો

મારાથી મોઢું ફેરવ્યું તો દુર્દશા જુઓ !
પડછાયો સૂર્ય દ્વારા ગિરફ્તાર થઈ ગયો

ભીતર તો ધૂંધવાયું હતું લાકડું ઘણું;
નિ:શ્વાસ પણ પછી તો ધુંઆધાર થઈ ગયો

મૃત્યુનો સાદ મેં તો હજી સાંભળ્યો નથી
માહોલ મારો તો પ્રથમ તૈયાર થઈ ગયો!

એનું પ્રતીક્ષા સાથેનું તાદાત્મ્ય છે વિરલ;
ઘરનો ઝરૂખો પોતે મુશળધાર થઈ ગયો!

નક્કી કર્યું કે મારે દુવા માગવી નથી;
ઈશ્વર બિચારો સ્વર્ગે નિરાધાર થઈ ગયો!

એકલતા મારી કોઈ ના ખંડિત કરી શક્યું
તો મારી સાથે હું જ મિલનસાર થઈ ગયો!
❑

❑ અશોક ચાવડા 'બેદિલ'

યાદનું પહેરણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે
આખરી વળગણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે

કેટલાં વરસો થયાં છે તોય એકલતા અહીંથી એક ડગ ચાલી શકી નહિ
ભીંત પરથી ક્ષણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે

આયનામાં ડોકિયું કરવા જતાં સૌ બિંબ ચાલ્યાં જાય છે મોં ફેરવીને
હું જરા સગપણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે

જિંદગીને મોત વચ્ચે ક્યારનો ઊભો છું હું, થાકી ગયો છું, સાંભળો છો?
કાંધ દો, ખાંપણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે

શક્યતા એકે નથી પહેલાં સમું વાતાવરણ આજે ફરી ઘેરાય 'બેદિલ'
પાંપણોથી રણ ઉતારી જોઉં છું, કેં છે ખરું! જો હોય તો છોડી જવું છે



❑ દિનકર 'પથિક'

ગુપ્ત રાખ્યું પત્રમાં તુજ નામ તેં
ને મને અટકળમાં રાખ્યો આમ તેં

એક ટીપું શાહીનું ઢોળ્યું અને
કેટલા અક્ષર કર્યા બદનામ તેં

જિંદગી આખીય રાખ્યો દોડતો
ને દીધા રસ્તા બધા સૂમસામ તેં

એક કરતા બે ભલા માની 'પથિક'
નામ સાથે આપ્યું આ ઉપનામ તેં



### ઘર વિશે ☐ વિષ્ણુ પટેલ

બોલે છે લોક બહુ બધું બીજાના ઘર વિશે,
મોઢું ન ખોલે પણ કદી પોતાના ઘર વિશે

જેના નસીબામાં નથી દીવાલ - છાપરું,
એને ભલા, ન પૂછીએ સપનાના ઘર વિશે

એ પણ બને કે દૂરથી લાગે લઘરવઘર
નીકળે એ જાણતા ઘણું મોભાનાં ઘર વિશે

કૈં ના સૂઝે તો કાઢવી વાતો નગર વિશે
શેખી શું ખોટી મારવી ભાડાના ઘર વિશે

દર-દર ભટકવું આમ ના આપણને પરવડે,
રાધાને પૂછવું પડે કૃષ્ણાના ઘર વિશે

કેવળ ભીનાશ હોય જ્યાં છલકાતા સ્નેહની
અંતરને એવા ઓરતા રહેવાના ઘર વિશે

☐

### ☐ સાહિલ

જે અભેદ થઈ બેઠાં
એ જ છેદ થઈ બેઠાં

ઢેઢેરા સમા લોકો
ભારે ભેદ થઈ બેઠાં

મોકળાશ વચ્ચોવચ
સ્વપ્ન કેદ થઈ બેઠાં

લાગણીના સંબંધો
જળમાં છેદ થઈ બેઠાં

મેઘધનુષ્ય ભીતરનાં
લ્યો સફેદ થઈ બેઠાં

જે અભણ હતાં 'સાહિલ'
એ જ વેદ થઈ બેઠાં
☐

❑ મનસુખ નારિયા

તું જન્મજાત કેવળ આનંદની ફસલ છે
તો પણ હે જીવ શાથી તું વેદનાસભર છે?

કોઈ ચરમ ક્ષણોથી ધબકાર સંભવે છે
જીવન ફલન પછીનું આખું અહીં અલગ છે

જેન મળે છે એને પહેલેથી ક્યાં ખબર છે?
મળ્યું, તો જોઈ લઈએ, કેવીક આ સફર છે!

સર્જકના હાથ કેવી અદ્દ્ભૂત કળા કરે છે?
બીબાં ને ઢાળ સરખાં તો પણ બધા અલગ છે

ખુદથી જ બેખબર મેં, જાણ્યું નહીં જીવનભર-
જીવન મરણની વચ્ચે ઉર્જા અજર અમર છે

કોઈક એના કામે, આપણને મોકલે છે
શેની છે 'આવ-જા' એ કોઈને ક્યાં ખબર છે?
❑

કારણ ❑ ચંદ્રેશ ઠાકોર

તારાથી વિખૂટો પડું છું ત્યારે
હું
આંખ બંધ કરું,
તું આંખ સામે તાદશ્ય થાય
અને, એમ
તારો વિયોગ સહ્ય બને.

મૃત્યુના આગમન સમયે
હું આંખ મીંચીશ, તો
બસ,
માત્ર એ એક જ કારણે !
❑

### હરુંફરું છું ❑ રમેશ શાહ

બર્ફથીજેલા પહાડો પરના રસ્તા વચ્ચે હરુંફરું છું
ચારે બાજુ ધુમ્મસના આ દરિયા વચ્ચે હરુંફરું છું

ઠંડીમાં થથરે છે કાયા, તડકાને તેડાવું ક્યાંથી ?
ઇચ્છાઓનાં આછાંઆછાં ફેરાં વચ્ચે હરુંફરું છું

ચાંદ-સૂરજના જેવું અહીં ઢંકાઈ જવુંયે સારું છે,
વાદળ જેવા ધુમ્મસના આ ઢગલા વચ્ચે હરુંફરું છું

એક પળે છે સાવ ધૂંધળું, પળમાં પાછું ઊઘડે આભ,
પળપળનાં અંધારાં ને અજવાળાં વચ્ચે હરુંફરું છું

આજ ફરીને ઊંડી ખીણનું મૌન મને સ્પર્શે છે,
આજ ફરી હું મૌન-ગૂંજતા પડઘા વચ્ચે હરુંફરું છું
❑

### ભાર જેવું લાગતું ❑ મનીષ પરમાર

તું મળે ના તો બધે અંધાર જેવું લાગતું
શ્વાસ લેતાં આ હવામાં ભાર જેવું લાગતું

એટલે વાતાવરણ ધુમ્મસભર્યું ચારે તરફ-
આંખ અંદર ધૂંધળા આકાર જેવું લાગતું

જાય છે પગલાં ભૂંસાતાં ગામમાં સોંપો પડ્યો
સીમને પાદર સૂના વિસ્તાર જેવું લાગતું

ફૂલ પાસે હું જઈ અટકી પડ્યો છું એકદમ,
ક્યાંક તારી મ્હેકના આધાર જેવું લાગતું

આંખના ખૂણે નદીઓ વાળવી પાછી મનીષ
વિસ્તરીને આંસુ અનરાધાર જેવું લાગતું
❑

પણો દરિયો ને દરિયા પર સાંજ નમે છે

તારી કાયા પર પોચોપોચો તડકો પડે
તને અડવા જઉં તો મને આડો નડે
તું છે પડખે છતાં ય મને ક્યાંય ના જડે!

કેવા અઘરી રમતો તું સખી, આજ રમે છે!

તારી આંખોમાં ઘૂઘવતાં રાતાં તોફાન
ક્યાં ઉછાળી દેશે રે મારાં શઢ ને સુકાન
મારાં ગારોગારો થઈ ગયાં સઘળાં ગુમાન

સખી, આજે તું કેમ મને ખૂબ ગમે છે?

☐ ૧૩.૦૪.૦૪/મંગળ

હરુંફરું છું ❑ રમેશ શાહ

બર્ફથીજેલા પહાડો પરના રસ્તા વચ્ચે હરુંફરું છું
ચારે બાજુ ધુમ્મસના આ દરિયા વચ્ચે હરુંફરું છું

ઠંડીમાં થથરે છે કાયા, તડકાને તેડવું ક્યાંથી ?
ઇચ્છાઓનાં આછાંઆછાં ફેરાં વચ્ચે હરુંફરું છું

ચાંદ-સૂરજના જેવું અહીં ઢંકાઈ જવુંયે સારું છે,
વાદળ જેવા ધુમ્મસના આ ઢગલા વચ્ચે હરુંફરું છું

એક પળે છે સાવ ધૂંધળું, પળમાં પાછું ઊઘડે આભ,
પળપળનાં અંધારા ને અજવાળાં વચ્ચે હરુંફરું છું

આજ ફરીને ઊંડી ખીણનું મૌન મને સ્પર્શે છે,
આજ ફરી હું મૌન-ગૂંજતા પડઘા વચ્ચે હરુંફરું છું
❑

ભાર જેવું લાગતું ❑ મનીષ પરમાર

તું મળે ના તો બધે અંધાર જેવું લાગતું
શ્વાસ લેતાં આ હવામાં ભાર જેવું લાગતું

એટલે વાતાવરણ ધુમ્મસભર્યું ચારે તરફ-
આંખ અંદર ધૂંધળા આકાર જેવું લાગતું

જાય છે પગલાં ભૂંસાતા ગામમાં સોંપો પડ્યો
સીમને પાદર સૂના વિસ્તાર જેવું લાગતું

ફૂલ પાસે હું જઈ અટકી પડ્યો છું એકદમ,
ક્યાંક તારી મ્હેકના આધાર જેવું લાગતું

આંખના ખૂણે નદીઓ વાળવી પાછી મનીષ
વિસ્તરીને આંસુ અનરાધાર જેવું લાગતું
❑

પણે દરિયો ને દરિયા પર સાંજ નમે છે

તારી કાયા પર પોચોપોચો તડકો પડે
તને અડવા જઉં તો મને આડો નડે
તું છે પડખે છતાં ય મને ક્યાંય ના જડે !

કેવી અઘરી રમતો તું સખી, આજ રમે છે!

તારી આંખોમાં ઘૂઘવતાં રાતાં તોફાન
ક્યાં ઉછાળી દેશે રે મારાં શઢ ને સુકાન
મારાં ગારોગારો થઈ ગયાં સઘળાં ગુમાન

સખી, આજે તું કેમ મને ખૂબ ગમે છે?

□ ૧૩.૦૪.૦૪/મંગળ



નિસીમ ઇઝીકયેલ
( અવસાન - ૨૦૦૪ )

☐ **અદી મીરઝાં**

તારીય કોઈ પ્યાસ અધૂરી રહી કે શું?
એ તારી સુખની વાદળી વરસી ગઈ કે શું?

આવી ન કેમ મારી ખુશી મારા ઘર સુધી?
તારી જ શોધમાં એ ભટકતી રહી કે શું?

આ કેમ આજે આટલો અજવાશ છે બધે?
ઘર પર કોઇ ગરીબના વીજળી પડી કે શું?

પહેલાં તો લોક આટલા હસમુખ હતા નહીં!
મારા મરણની શહેરમાં અફવા ઊડી કે શું?

જીવનમાં મેં તો એને કદી જોઈ પણ નથી!
દુનિયામાં તમને દિલની એ દુનિયા મળી કે શું?

દિલને તો કોઇ દર્દ દુભવતું નથી હવે
ઊતરી ગઈ કટાર કલેજા સુધી કે શું?

આ કેમ આજે ક્યાંય જણાતો નથી 'અદી'?
એ આખરી શમાય બુઝાઈ ગઈ કે શું?
☐

## ભોળાભાઈ પટેલને વિશિષ્ટ એવૉર્ડ

રસજ્ઞ નિબંધ-લેખક અને અભ્યાસી વિવેચક-અનુવાદક ભોળાભાઈ પટેલને હવે, હિંદી-ઈતર-ભાષી લેખકોને હિંદી ભાષામાં પ્રદાન માટે માનવસંસાધન વિકાસ મંત્રાલય, દિલ્હી તરફથી દર વર્ષે અપાતો એક લાખ રૂપિયાનો એવૉર્ડ આપવાનું જાહેર થયું છે. 'ભારતીય ઉપન્યાસ-પરંપરા ઔર ઉપન્યાસ' નામના એમના અભ્યાસગ્રંથને આ પુરસ્કાર મળે છે. ભોળાભાઈને સપ્રેમ અભિ

*

□ ધીરુ મોદી

જે બારણું ખુલ્લું હતું, રે તે જ ખોલાયું અહીં;
જે કૈં યુગોથી સંભળાયું, તે જ બોલાયું અહીં

ખુલ્લા નભે પંખી સરે ને મુક્ત વાદળ વીજળી;
વર્ષો પુરાણું વસ્ત્ર ભ્રમનું, તે જ પહેરાયું અહીં

પળભર રચાતાં ઈન્દ્રધનુષો, રંગ બદલે પળ મહીં;
એથી જ તો જીવન સલામત, તે જ સમજાયું અહીં

કેવી વસન્તી કામનાઓ પુષ્પધન્વાની ફળે !
તાક્યું હતું જે તીર શિવ પર તે જ છોડાયું અહીં

જળની હતી તો ઝંખના જંગલ રચી આનંદવા;
રે, મુગ્ધ લીલુંછમ્મ શમણું તે જ વહેરાયું અહીં
□

□ સુ.દ.

તમને મારી આંખો
કોરીધાકોર લાગે તો
નવાઈ ન પામતાં.
મેં મારા આંસુઓ
દરિયાની માછલીને
સોંપી દીધાં છે.
□

❑ સલીમ વાડિયા ' *મિતવા* '

ખૂંપી જશે આ શબ્દ બાણભટ્ટના તીર જેમ,
હું પણ ગઝલમાં મસ્ત છું મીરાં કે મીર જેમ

તારી કને તો મેં કશું માગ્યું નથી સનમ,
સર્વસ્વ તેં આપી દીધું મુજને અમીર જેમ

છે સત્ય, સૂર્યને કદી કરતો નથી સલામ,
પીધા કરું છું ચાંદની ગંગાના નીર જેમ

મારી ગઝલને એ ભલે સમજે કથીર પણ
મારી ગઝલ મેં રાખી છે હૈયાના હીર જેમ

યાચકના વેશમાં આ કપટી કૃષ્ણ તો નથી?
ઊભો છે કોણ કર્ણના દ્વારે ફકીર જેમ !

'મિતવા' મને કાં રામ કાં રહીમ કહી શકો,
બે ડાળ વચ્ચેનું ગુલાબ છું કબીર જેમ !
❑

❑ **પ્રીતમ લખલાણી**

એક સવારે
મેં
કરિશ્માને પૂછ્યું,
'જો
ઈશ્વર
તને
એક દિવસ માટે
પંખી બનાવે
તો !'
'રૂડી,
સવારથી સાંજ લગી
બારીએ બેસીને
કાંઉ કાંઉ કરતા
પેલા કાગડાને
ટહુકવાનું
શીખવી દઉં !!!'
❑

## નેતિનેતિ ☐ ઉશનસ્

આ આવું છે, ને આટલું, એવું નહીં નહીં
બાકી રહે છે કેટલું, બીજું કંઈ કંઈ !

માણસમાં મૂક્યું મન; અરે,એ તો કમાલ છે:
મન ન માટી-માટલું, બીજું કંઈ કંઈ !

જોયા કરે શું શૂન્યની સામે ટગરટગર ?
ના પ્રશ્નનું એ પોટલું, બીજું કંઈ કંઈ !

બ્રહ્માંડ જેવું અન્ય અંડ સેવી એ શકે,
સંઘરે આ કોચલું બીજું કંઈ કંઈ !

દર્શન થશે તનેય તુંમાં એ અખિલનું,
તું માત્ર નથી ચાટલું, બીજું કંઈ કંઈ !

જરીક ચિત્ત-પાર જૈ તું તે તરાજુ તોલ,
અહંનું મૂકી કાટલું, બીજું કંઈ કંઈ !

ઉશનસ્! તને જો આંખ, તો પર્દાની પાર જો,
દાખે એ વસ્ત્ર ફાટલું બીજું કંઈ કંઈ !
☐

## ફૂલોની જાજમ

☐ પ્રીતમ લખલાણી

ઢળતી સાંજે
કોઈ કારણ વગર
પડોશી જોડે
થઈ ગયેલ
ચડભડે
અમે
સવારે ઊગતા
સૂર્યે
બાંધી બેસીએ
અસમજણની વાડ!
તે પહેલાં
વૃક્ષોએ
બિછાવી દીધી
બે આંગણા વચ્ચે
ઝાકળભીનાં
ફૂલોની
જાજમ !!!
☐

## તને ઘડતાં, હું જ ઊઘડ્યો ❑ ઉશનસ્

( શિખરિણી )

શક્યો ક્યારે પૂરેપૂરો નિરખી હું તને સંમુખ? કહે;
ક્વચિત્ અર્ધીપર્ધી અલપઝલપે ઝાંખી કરી, તે;
વધુ તો કલ્પી છે મનહિમન, જે જલ્પ કરી મેં
ગિરા કાલીઘેલી મહીં લીધ; વિમુખ હે !
તને વાણી પ્હોંચી પૂરણ ન શકે, ના મન શકે;
તથાપિ-ગંડુનીધૂન-શબદનું ટાંકણું તીણું
કરી કંડારી છે, નકશી કરી છે, કોતરી ઝીણું;
રહ્યો સંમાર્જી હું જીવનભર સ્થાપત્ય-ફલકે;

હવે આયુષ્યાન્તે પૃથુ કરી પથારો શબદનો
તને સંબોધેલાં સકલ ગીતનો, છંદ લયનો;
ચહેરો તારો ત્યાં અપરૂપ ઢૂંઢું નિર્વિષયનો;
અને પામું છું તો ખુદ મુજ; અને તે દરદનો!
તું તો ક્યાંથી આવે શબદ મહીં હે શબ્દ-અતીતે?
ઊઠ્યો ચ્હેરો તે તો નવઈ ખુદ મારો જ!
તુજ ભણી ગવાયાં મુજ ગીતે!

❑

❑ સુ.દ.
મારા શયનખંડની બહાર
હવે દેખાય છે
માત્ર ધુમ્મસ
❑

□ નટવર ગાંધી

( પૃથ્વી )

એક.

વિશાળ જગમાં મને પ્રિય, અમેરિકા શ્રેષ્ઠ છે.

ભૂલ્યો હું ભૂતકાળ, ડ્રેસ્ડન? અને શું હીરોશીમા?
કર્યા ખતમ દેશ કૈં વિએતનામ, કમ્બોડિયા,
ઈરાક, અફઘાન દેશ, ફીલપીન, લાઓસ જ્યાં
હજાર નહિ, લાખ લાખ જન કૈં થયા ખાખ ને
વિનાશ વસમો થયો વિરલ સંસ્કૃતિ ધામનો,
પ્રકોપ પ્રજળ્યો પૂરો, પરિણમ્યું બધું ભસ્મમાં.

વિઘાતક સજાવી શસ્ત્ર પછી શસ્ત્ર સૌ રાક્ષસી,
કહે જગત સર્વને : ખબરદાર જો બોલીયા,
પડે  અવળું આડું જો કદીક તો ચડે યુધ્ધ, ને
ઘમંડીત કરે વિલજ્જ નિજનો જ કક્કો ખરો,
ભરાડી જડ સ્વાર્થમાં ભરખવી બળાત્કારથી
અમૂલ જગ સંપત્તિ; મન,મતિ,વિચારો અને
નિસર્ગ જગને પ્રદૂષિત કરે ધખારો કરી
□

બે.

કહું ફરી ફરી અહીં સુખદ પૃથ્વીપટે.

પૂછશું અગર આદ્ય રક્તવરણી પ્રજાને કદી?
નિકંદન કર્યું, ધકેલી રહી બાકી ખાલી ખૂણે,
પચાવી લીધ રિદ્ધ ભૂમિ ફળદ્રૂપ જે જે હતી,
વળી ઘસડી લાવિયા હબસી બેડીએ બાંધીને,
જનાવર ગણી કરાવ્યું વળી કામ હીણું ઘણું,
ગુલામ કરી શ્યામ સુંદર પ્રજા સદીની સદી
હર્યું હીર મનુજનું વળી કલંક કાળું ચડ્યું.

અધિક ધનધાન્યથી ધનિક ધન્ય આ દેશમાં
ગરીબ ગુરબા મરે ભૂખમરે, દુખે દર્દના
દુભાય કચવાય લોક, જન દુબળા પાંગળા
ઝૂરે, વગર આશરે રખડતા રીબાતા ફરે,
અગણ્ય નિરનાથ કૈં શિશુ તણાં વિલાતાં સ્મિતો,
દુરીત ઊભરી રહ્યું શિથિલ ચારિત્ર્યનું.

ત્રણ.
વિલાસી વિષચક્ર ચંચલ મહીં, ફસાયા જનો
ક્ષણિક સુખના પ્રલોભનની જાળ માયા મહીં,
શરીરસુખ લક્ષ્ય એક બસ, કાલ કોણે દીઠી?
ન ભાવી-ભૂત, વર્તમાન અતિરેકમાં રાચતાં
ભરે હરણ ફાળ, વ્યર્થ જ હવાતિયાં મારતા.
કુટુંબ મનુ કેન્દ્રને અવગણી, પૂજા વ્યક્તિની
કરી જરૂર રોપતા બીજ સમાજના ભંજના.

કબૂલ કરું— છે દુરીત, પણ તે નથી ક્યાં કહો?
બધે જ વળી વિશ્વમાં દુરીત ઓછું વત્તું ખરું.
તફાવત અગત્યનો જરૂર એટલો જાણવો-
વિભિન્ન જન વિશ્વના સહજ સાથ ભેગા મળી
પ્રયોગ નવલો કરે સહનિવાસનો, ભઠ્ઠીમાં
ગળાઈ રસ એક થાય, ઊપજે એવી અસ્મિતા,
વળી ઊપજતી રહે નવીન દાયકે દાયકે.
❑

ચાર

અનંત ઇતિહાસમાં સદી અનેક આવી, ગઇ.
પરંતુ ઘટના ભરેલ ભમરાળી, ભૂંડી બડી,
સદી વીસમી ત્યાં અમેરિકન નામની જાણવી.
ભયાનક વિનાશી યુદ્ધ એક નહિ, બબ્બે થયા,
જ્વલંત જનક્રાંતિ, દ્રોહ, જબરા ઉહાપોહમાં
મશાલ, તલવાર, ટેંક, ગન, બોમ્બ, બાહુ બળે,
ગુલાગ, શબ છાવણી, ગરલ ગેસ ચેમ્બર્સમાં
નિકંદીત થયા કુળો, થઇ પ્રજા ફના ફાતિયા.

વિશિષ્ટ સદી છે છતાંઃ પ્રગતિ ભવ્ય, સંશોધનો
અનેક નવલાઃ વિમાન, ચીપ, પીલ, ટીવી, વળી
રડાર, અણુ, નેટ, કમ્પ્યુટર, જેટ, રોકેટથી
મનુજ પહુંચે ઉંચે ગગન, ગુહ્ય પાતાળ, ને
ઉકેલ કરતા અતીત, જગ પીડતા, પ્રશ્ન કેઃ
ગરીબી બુરી, ભૂખ ભૂંડી, મતિ અંધ, વ્યાધિ,જરા.

પાંચ

પ્રભાત ઉઘડે નવું, નવી સદી, નવા યુગમાં,
અમેરિકન છે વિશાળ સમુદાયી આ સંસ્કૃતિ,
ધસે કરતી ધાડફાડ, જગ છાપ જેની પડે
કલા સકલ, શસ્ત્ર,શાસ્ત્ર,ગણરાજ્યના તંત્રમાં,
વિવિધ વ્યવહાર, વાંચન, વિચાર, વાણિજ્યમાં,
નવીન રીત ભાત, ફેશન નવી, ક્રયે-વિક્રયે,
જનો અનુસરે ખરે જગ સમસ્તના દેશથી,
અને અગણ અન્ય કૈં ખખડાવતાં બારણાં.

ઘણી જ ગઇ, રોમ, બ્રીટ, ગ્રીસ સંસ્કૃતિ થૈ ફના
વિશિષ્ટ પછી એવું શું અમેરિકામાં વળી?
પ્રજા વિવિધના દ્રવીકરણ મિશ્રથી ઉદ્દ્ભવી,
સદૈવ પરિવર્તતી, સુધરવા મથે સર્વદા,
ચીરંજીવ થશે, દુસાધ્ય જનસ્વપ્નશી સંસ્કૃતિ,
મનુઉરની આશ અંતીમ, અનન્ય, સર્વોત્તમ.



## ડેથ- સર્ટિફીકેટ ☐ એષા દાદાવાળા

પ્રિય દીકરા . . .
યાદ છે તને?
તું નાની હતી ને આપણે પાનાં રમતાં,
તું હંમેશા જીતી જતી,
અને હું હંમેશા હારી જતો.
ક્યારેક-ક્યારેક જાણી જોઈને પણ. . .
તું કોઈ પણ હરીફાઈમાં જતી,
ત્યાંથી કાયમ જીતીને જ આવતી,
પછી તે જીતેલા તમામ શિલ્ડ અને સર્ટિફીકેટ્સ
તું મારા હાથમાં મૂકી દેતી,
અને ત્યારે મને તારા બાપ હોવાનો ગર્વ થતો
મને થતું કે હું દુનિયાનો સૌથી સુખી બાપ છું!
આપણને કાંઈ દુઃખ હોય,
કોઈ તકલીફ હોય,
તો એક બાપની હેસિયતથી
તારે મને તો કહેવું જોઈતું હતું . . .
આમ અચાનક,
તારા બાપને આટલી હદે
હરાવીને જિતાતું હશે . . . મારા દીકરા . . .?
તારાં બધાં જ શિલ્ડ અને સર્ટિફીકેટ્સ
મેં હજી સુધી સાચવી રાખ્યાં છે,
પણ એનો અર્થ એ તો નથી ને,
કે તારું ડેથ- સર્ટિફીકેટ
પણ મારે જ સાચવવાનું ?!!!
☐

સમય ❑ વિપિન પરીખ

ગલીમાંથી પસાર થતી જીપમાં બેઠેલા
ગોરા સાહેબ પર, એક છોકરાએ
જોરથી કોલસો ફેંક્યો.
અને પછી તરત ઝડપથી
રૂમમાં ભરાઈ ગયો
એ છોકરો તે હું હતો
૪૨'ની સાલ હતી અને
નસોમાં લોહી સમાતું ન હતું
હવામાં જાણે વીજળીનો સંચાર હતો
ગાંધી નામના એક માણસે
Quit Indiaની હાકલ કરી.
દેશ આખો સળગી ઊઠ્યો
કેવાં મોટાં મોટાં નામો હતાં
સુભાષ, જયપ્રકાશ, જવાહર, સરદાર
આંખોમાં કેટકેટલાં સપનાં ઊભરાતાં હતાં
આંખોમાંથી સપનાં ક્યારે ઊડી ગયાં ?
અને હું જોતજોતામાં શેરબજારના ભાવો
જોઈ ખુશ થતાં
સટોડિયો, ક્યારે બની ગયો ?
❑

❑ સુ.દ.

સ્કાયસ્ક્રેપરની
ઊંચી પાલખ પર
બેઠેલો ચાંચિયા જેવો કાગડો
ચાંચમાં
આકાશનો માછલી જેવો ટુકડો
આંચકી લેવાનો પ્રયત્ન કરે છે.
❑

## Lost ❑ વિપિન પરીખ

બા રોજ સવારે મંદિરે જતી
પણ તે ક્યા ? ગણપતિના કે શ્રી રામના ?
બા વારે તહેવારે અવનવા ફળફળાદિ લાવતી
ક્યાંથી ?
મેં પૂછ્યું નહોતું
બા કઈ નિશાળમાં ભણી હતી ?
તેની સખીઓ કોણ હતી ?
તેના શિક્ષક કેવા હતા ? સૌમ્ય-રુદ્ર
મેં પૂછ્યું નહોતું
બા અને બાપુજી વચ્ચે ક્યારેક ક્લેશ થતો
બાપુજી મોટે અવાજે બોલતા
બાની આંખ સજળ થતી
બા મારી નાની વાતોમાં રસ લેતી
કોણ મારા મિત્રો,
અને હું
ક્યાં જાઉં છું ખબર રાખતી
પણ
બાને મેં પૂછ્યું નહોતું
બા તને મનદુઃખ થાય છે ?
આજે બા સાથે ખૂબ વાતો
કરવાનું મન થાય છે.
પણ
બા . . . હવે ક્યાં છે ?
❑

**બોન્સાઈ □ ચંદ્રેશ ઠાકોર**
મને કબીરવડ કહીને લોક ખંધુ હસે છે . . .

સાચે જ
બે મૂઠેરી માટોડીમાંયે
શોધવા મુશ્કેલ પડે એ મૂળિયાં
પાતાળ સુધી પહોંચતા નથી,
મારી ઝીણકી પત્તીઓની નીચે
કોઈ ગોવાળિયાને
વિસામો નથી,
મારી નાનકડી ડાળખીમાં
કોઈ તરવરતી ખિસકોલીને
ટેકવવાનું જોર નથી. . .

પણ
નથી હિમ, નહીં ઠરવાનું
નથી વરસાદ, નહીં ભીંજવાનું
નથી તડકો, નહીં બળવાનું
નથી કરવત, નહીં ડરવાનું :
કેવળ,
મનના માહોલમાં નિજાંનદે મ્હાલવાનું !

અને,
કબીરવડને યાદ કરીને, બસ, જરા મલકી જવાનું . . .
□

□ રજનીકાન્ત ઓઝા

હું
દિવસે
ઘસઘસાટ
ઊંઘતો
હોઉં છું
અને
રાતે
જાગતો
રહું છું
તમે
જેને
ચાંદ
કહો છો
મારે
મન તો
એ
સૂરજ છે
તમે
જેમ
પોપટ
પાળો છો
એમ
મેં
ઘુવડ પાળ્યાં છે
આખી રાત
હું
ઘુવડને
સાંભળ્યા કરું છું
સાંભળ્યા જ કરું છું
□

## આક્રોશ □ રજનીકાન્ત ઓઝા

મને
તલવારનો
ઝાટકો
મારવાની
ઇચ્છા
થાય છે
પણ
શું કરું ?
મારા
હાથ
તો
ક્યારનાય
કપાઈ
ચૂક્યા
છે !!
□

અનુભૂતિ ❑ કલ્લોલિની હઝરત

ખળખળ વહેતાં નથી ઝરણાંઓ
કલરવ કરતી નથી સરિતા
નથી ગિરિવર હિમ-શ્વેત છવાયા
નથી તરુવરની લીલી છાયા
પણ તે છતાયે
સૃષ્ટિનો આ વૈભવ કેવો . . . કેવી માયા
રેતીની આ સુવર્ણકણનઅહીંતહીં ને ચારે બાજુ
મોજાં પર મોજાં લ્હેરાયા

ભવભવ દશ્યો લીધાં પ્હેરી
આ આંખોએ . . . સંધ્યા-ટાણે
જીવ આ મારો
પ્રિય વ્યક્તિના સંગને માણે

રાજસ્થાનનો લય ગુલાબી
સૂર-મસ્તીનો ઠાઠ નવાબી

દૂર ક્ષિતિજે અસ્ત પામતો સૂરજ જોયો
ને મારામાં ઉદય પામતી ગેરુઓ
આ રંગ નિહાળ્યો.

❑

❑ સુ.દ.

કુહાડીના ઘા-ઘસરકામાં
હું સાંભળું છું
વૃક્ષની ચીસ
❑

❑ સુ.દ.

સાંજ ઢળી છે.
અહીં કોઈ કરતાં કોઈ નથી,-
એના આનંદ સાથે
હું એકલો છું.

મારા એકાન્તના આકાશમાં
ધીમે ધીમે ઊગે છે ચંદ્ર
આક્રમક સૂર્ય કરતાં સાવ જુદો
એનો મિજાજ.

દૂર દૂરથી આવે છે કોઈનું ગીત.
ધુમ્મસથી વીંટળાયેલા શબ્દોને
ઉકેલવાનો પ્રયત્ન કરતો નથી.
અર્થની જંજાળમાં પડ્યા વિના
મને સાંભળવો ગમે છે
કુંવારો સ્વર.

પાતળી હવાના દર્પણમાં
હું જોઉં છું મારો ચ્હેરો
અને ચ્હેરા પરની કરચલીમાં
જોઉં છું
આથમી ગયેલા કેટલાયે સૂર્ય
અને ચંદ્ર.

ભૂતકાળના પડછાયાઓને ભૂંસી નાખી
આંખમાં નવો ચંદ્ર લઈને
હું અહીં બેસી રહું છું
ખડક પર, ખડકની જેમ.
❑

## ❑ મહેશ દવે

હું બહુ બોલતો નથી
ને ખડખડાટ હસતો નથી
તમે કહો છો —
જો કેવો વાતો કરે છે ઓલો
કેવું ખુલ્લું હાસ્ય કરે છે પેલો
જીવનના પડકાર ઝીલે છે મંગળદાસ.
દાખલા આપો છો તમે મને
ટોમ, ડીક અને હેરીના...

મને લાગે છે
જ્ઞાન પામ્યો નથી ત્યાં સુધી બોલ બોલ કરે છે ઓલો
ભાગ્યમાં રડવાનું આવ્યું નથી ત્યાં સુધી ખડખડાટ હસે છે પેલો
પડકાર ઝીલવાનો આવ્યો નથી તેથી હાકોટા કરે છે મંગળદાસ

  કેટલું બધું જૂઠ છે જગતમાં
ને કેટકેટલા વ્યાધિ, કેવી ગંદકી.
ત્યજી એ સર્વ બુદ્ધની જેમ ચાલી નીકળાતું નથી
સહી એ સર્વ ઈશુની જેમ ક્રોસ પર ચડી શકાતું નથી
  જીવવું, સહેવું એ છે નિયતિ આપણી

❑

❑ સુ.દ.
વૃધ્ધ માણસની
ઇચ્છાઓ રઝળે છે
નહીં જાણેલા પંથ પર
❑

# બાળક્રંદન

❑ નવનીતા દેવ સેન (બંગાળી)

❑ અનુવાદ : મહેશ દવે

જોઉં છું તને જ્યારે
ત્યારે ત્યારે

તરછોડાયેલું, ઘરબારવિહોણું, રસ્તે રઝળતું,
દિવસોથી ભૂખ્યું, મારામાંનું બાળક
ભારે કકળાટ કરી મૂકે છે.
બરછટ-ભૂખરા વાળ નીચે લાખો જૂ
ફાટેલી ચામડીમાં લોહીના ટશિયા
એની રડારોળથી છળી ઊઠે છે પડોશના કાગડા

જ્યારે પણ તને જુએ છે તે
જ્યારે પણ તને જુએ છે તે

મારામાંનું ભૂખ્યું, નાગું-પૂગું, શેરીમાં ભટકતું બાળક
રમતગમત છોડી દે છે ધૂળના ધફ્ફામાં;
પવન સામે પસારે છે હાથ
ને રોઈ રોઈ રાડો પાડે છે :
'મને વહાલ આપો'. 'મને વહાલ આપો!'

સાથે રમનારા તેના સાથી,
કાગડા ને શેરીનાં કૂતરાં
આંચકવાની ને પાછળ પાછળ ભમવાની
તેમની રમતો અટકાવી દે છે
ને કચરાના ઊકરડા પર ઊભાં રહી
એના માનમાં
બે મિનિટ મૌન પાળે છે.

પદ્મશ્રી નવનીતા દેવ સેન જાદવપુર યુનિ.માં તુલનાત્મક સાહિત્યનાં અધ્યાપક છે. તેમણે નવલકથા, નિબંધ અને કવિતા લખ્યાં છે, પણ વાર્તાકાર તરીકે તેઓ વિશેષ જાણીતાં છે.તેમને સાહિત્ય અકાદમીનો એવૉર્ડ પણ મળ્યો છે.

## □ Dom Moraes

### Wrong address

Objects of the wrong shape
share these rooms with me.
My body collides with them,
for I mismanage my body.

I feed plants on my balcony
to remind myself I am alive.
But this is the wrong climate
for the least gesture of love.

She, warmest, most delicate,
most tender half of me once,
becomes cold and separate,
mostly for the wrong reasons.

Growing old here is a waste.
A wrong key turns the lock.
The wards fall on my words
and truly I would like to go.

For here the months abrade
the gradual sounds of grief
to gutturals I don't know.
It's the wrong end of my life.



□ સુ.દ.

વૃક્ષમાંથી
પ્રકટે છે
પંખીના ગીત જેવાં ફૂલ
□

પાનખરની ડાળ પર
ચંદ્ર
ઝૂલે એક ફૂલ થઈને
□

રાત્રિના અંધકારમાં
દેખાય છે
કેવળ મૌનનો ચહેરો
□

આદરણીય સુરેશભાઇ,

સત્તર વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર ટ્રસ્ટના સાંધ્ય દૈનિક 'જન્મભૂમિ'માં આદરણીય હરીન્દ્રભાઈના તંત્રીપદ હેઠળ ઉપતંત્રી તરીકે જોડાયો ત્યારે કલ્પના પણ નહોતી કે દોઢેક દાયકા પછી આ ટ્રસ્ટના દ્વૈમાસિક 'કવિતા'ના એક અંકના શ્રેષ્ઠ કાવ્યની પસંદગી કરવાનું ઇજન મળશે. આ અવસર મળતા કવિતાના એપ્રિલ-મે ૨૦૦૪ના અંકને ચારેક વાર ચાળી ગયો.

ખેર, આજે તો હું પત્રકારત્વથી દૂર છું પણ વિજ્ઞાપનજગતમાં ગુજરાતી કોપીરાઈટર તરીકે સક્રિય હોવાથી ગઝલકાર અશરફ ડબાવાલાની ભાષામાં કહું તો હું હજી પણ બધા પાસે 'ગુર્જરી બારાખડી' દ્વારા રોજ પહોંચું છું.

હવે પસંદગીની વાત પર આવું તો કવિ મુકેશ જોશીની કૃતિ બા મારી આંખની અટારીને ભીંજવી ગઈ. તો ડૉ. મહેશ રાવલની ગઝલ *'બહાર આવ'* અંતરના આંગણામાં ડોકિયું કરવા મજબૂર કરી ગઈ. આમ છતાં મને જે ગઝલ સ્પર્શી ગઈ તે અંજુમ ઉઝયાનવીની કૃતિ 'માગી'. અહીં કવિએ આપણી અવારનવાર કસોટી કરતા પરવરદિગાર સાથે સંવાદ સાધીને તેને જે રીતે સાણસામાં લીધો છે તે કાબિલે તારીફ છે. કવિની માગવાની અદા તો જુઓઃ

નથી ખાલી જવા દેતો કદી તું કોઈ યાચકને<br>કસોટી તારી કરવા આજ મેં પયગંબરી માગી

આગળ જતાં તેમણે સૂરજના અહમ્ પર પણ કુનેહપૂર્વક ઘા કર્યો છે. આમ એક જ ગઝલમાં કવિએ અલ્લા, પયગંબરી, સૂરજ, પનઘટ, પ્યાસ, સાગર, નદી અને લાગણી જેવા શબ્દોની ખૂબસૂરત લણણી કરી છે જે તેમની કૃતિને લીલીછમ બનાવી દે છે. કવિને કાવ્યજગતના ભાવકના મુબારકબાદ.

- પ્રેમ કાપડિયા

કવિતાનો ઓગસ્ટ-સપ્ટેમ્બરનો અંક<br>કૃષ્ણ-કાવ્ય વિશેષાંક તરીકે પ્રગટ થશે.

કવિતા : કલા વ્યક્તિની અભિવ્યક્તિની
વર્ષ: ૩૭, અંક: ૫, જૂન-જુલાઈ '૦૪
સળંગ અંક : ૨૨૧
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, એરમેલ રૂ. ૪૨૦/-, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ०१૩.



કાંતિ મડિયા
( નાટ્યસંપદા અને કાવ્યસંપદાના સ્થાપક અને સંચાલક)
( ૩. ૭. ૧૯૩૨ / ૧૫. ૬. ૨૦૦૪ )

## ❑ શ્રી વલ્લભાચાર્ય



### શ્રી મધુરાષ્ટકમ્

અધરં મધુરં વદનં મધુરં નયનં મધુરં હસિતં મધુરમ્
હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૧

વચનં મધુરં ચરિતં મધુરં વસનં મધુરં વલિતં મધુરમ્
ચલિતં મધુરં ભ્રમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૨

વેણુર્મધુરો રેણુર્મધુર : પાણીર્મધુર : પાદૌ મધુરૌ
નૃત્યં મધુરં સખ્યં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૩

ગીતં મધુરં પીતં મધુરં ભુક્તં મધુરં સુપ્તં મધુરમ્
રૂપં મધુરં તિલકં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૪

કરણં મધુરં તરણં મધુરં હરણં મધુરં રમણં મધુરમ્
વમિતં મધુરં શમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૫

ગુંજા મધુરા માલા મધુરા યમુના મધુરા વીચી મધુરા,
સલિલં મધુરં કમલં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૬

ગોપી મધુરા લીલા મધુરા યુક્તં મધુરં ભુક્તં મધુરમ્
ઇષ્ટં મધુરં શિષ્ટં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૭

ગોપા મધુરા ગાવો મધુરા યષ્ટિર્મધુરા સૃષ્ટિર્મધુરા,
દલિતં મધુરં ફલિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ - ૮

❑

## ☐ નરસિંહ મહેતા

કૃષ્ણકીર્તન વિના નર સદા સૂતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન-કથા, હરિ તણા દાસ જ્યાં હેતે ગાયે. કૃ૦

પૂર્ણ પુરુષોત્તમ, નરહરંગી તણા, અન્ય દેવે જેનું મન મોહે;
કોટિ ચિંતામણિ કામધેનુ તજી, મહિષીના પુત્રનું દૂધ દોહે. કૃ૦

અર્ક જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે વ્રજદ્વાર આવીને ઊભા રહ્યા, ગોપિકા મુખ જોવાને ઢૂંકે. કૃ૦

અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહીં, નેતિ નેતિ કહી નિગમ વામે;
નરસૈંયો રંક જશ ગાઈને રીઝવે, સહસ્રમુખે શેષ પાર ન પામે. કૃ૦



આજ રે શામળિયે વહાલે અમ-શું અંતર કીધો રે;'
રાધિકાનો હાર હરિએ રુક્મિણીને દીધો રે. આજ૦

શેરીએ શેરીએ સાદ પડાવ્યું, ઘેર ઘેર હીંડું જોતી રે;
રાણી રુક્મિણીની કોટે મેં તો ઓળખ્યાં મારાં મોતી રે. આજ૦

જાગતી તો લેવા ના દેતી, કર્મ-સંજોગે સૂતી રે;
વેરણ નિદ્રા મુને આવી, 'હરિ હરિ' કરીને ઊઠી રે. આજ૦

ધમણ ધમાવું ને ગોળો ધિકાવું, સાચા સમ ખવરાવું રે;
આજ તો મારા હાર કાજે નારદને તેડાવું રે.' આજ૦

રાધાજી અતિ રોષે ભરાણાં, નેણે નીર ન માય રે;
'આપો રે, હરિ! હાર અમારો, નહિતર જીવડો જાય રે.' આજ૦

થાળ ભરી શગ મોતી મગાવ્યાં, અણવીંધ્યાં પરોવ્યાં રે;
ભલે રે મળ્યો નરસૈંયાનો સ્વામી, રૂઠ્યાં રાધાજી મનાવ્યાં રે. આજ૦



## □ મીરાં

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ.
દૂસરા ન કોઈ સાધો, સકલ લોક જોઈ. મેરે૦
ભાઈ છોડયા, બંધુ છોડયા છોડયા સગા સોઈ,
સાધુ સંગ બૈઠ બૈઠ, લોક લાજ ખોઈ. મેરે૦
ભગત દેખ રાજી હુઈ, જગત દેખ રોઈ.
અંસુવન જલ સિંચ સિંચ, પ્રેમ બેલી બોઈ. મેરે૦
દધિ મથ ઘૃત કાઢ લિયો, ડાર દઈ છોઈ,
રાણા વિષકો પ્યાલો ભેજ્યો, પીય મગન હોઈ. મેરે૦
અબ તો બાત ફૈલ પડી, જાણે સબ કોઈ,
મીરાં એસી લગન લાગી, હોની હોયે સો હોઈ. મેરે૦



નહિ રે વિસારું હરિ, અંતરમાંથી નહિ રે૦
જલ જમુનાનાં પાણી રે જાતાં, શિર પર મટકી ધરી. અંતર૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે, અમૂલખ વસ્તુ જડી. અંતર૦
આવતાં ને જાતાં વૃંદા રે વનમાં, ચરણ તમારે પડી. અંતર૦
પીળાં પીતાંબર, જરકશી જામા, કેસર આડ કરી. અંતર૦
મોરમુગટ ને કાને રે કુંડલ, મુખ પર મોરલી ધરી. અંતર૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરિધરના ગુણ, વિઠ્ઠલવરને વરી. અંતર૦



## ▢ દયારામ

પ્રગટ મળ્યે સુખ થાય, શ્રીગિરિધર પ્રગટ મળ્યે સુખ થાય!
અંતર્યામી અખિલમાં છે તેથી કહો, કોનું દુઃખ જાય?

શ્રીગિરિધર૦

તેલ વિના સ્ફુટ તિલ પૂર્યેથી દીપક કેમ પ્રગટાય?
પ્રગટ પાવક વિના કાષ્ઠને ભેટ્યે શી પેરે શીત શમાય?

શ્રીગિરિધર૦

પૃથ્વી ચાટ્યે તૃષા ટળે નહીં, અંતર જળ શ્રુતિ ગાય,
દીવાસળી પાષાણસ્પર્શથી કો કહે જ્વાળા જણાય?

શ્રીગિરિધર૦

સુરભિપેટમાં પય, તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય,
દોહીમથી માખણ તાવ્યે, સર્પિભક્ષણ સુખદાય.

શ્રીગિરિધર૦

વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના રૂપ અકળાય,
રસિયાજનમનરંજન નટવર! દયાપ્રીતમ! વ્રજરાય!

શ્રીગિરિધર૦



# એક વર્યો ગોપીજનવલ્લભ !

એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો,
નહીં સ્વામી બીજો રે, મારે નહીં સ્વામી બીજો.
અવર કોઈનું કામ ન મારે, રીઝો કે ખીજો !
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો !
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં મન રખે ભીંજો. એ૦

સુખીદુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં,
વિનામૂલનો ઘરનો ગુલામ વેચે ત્યાં વેચાઉં,
એ જ ગમ્યો, એથી મન માન્યું, બીજો નવ ચાહું,
એના અતિ અવતાર,હું કોઈનો દાસ ન કહેવાઉં. એ૦

કૃષ્ણ વિના શિર અવર નમે તો છેદનનો દંડ,
નંદકુંવરવણ નામ જપે તો જીહ્વા કરું શતખંડ,
અવર દેવની આશ કર્યે અઘ ભજે, વળી બ્રહ્માંડ
અન્ય અમરદર્શને દોડે પગ તો પાડું પિંડ. એ૦

હું ચાતક, જળ સ્વાતિ શ્રીજી, હું ઝખ, હરિ વારિ,
હું હારીલ, કાઠી, હરિ, દૃઢવત ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં તે કહીએ વ્યભિચારી,
શ્રીગુરુદેવ ! નભાવજો, કહે દયો, સદા ટેક મારી. એ૦



## લોકગીત

ઝૂલણ મોરલી વાગી રે રાજાના કુંવર!
હાલોને જોવા જાયેં રે
મોરલી વાગી રે રાજાના કુંવર.

ચડવા તે ઘોડો હંસલો રે રાજાના કુંવર,
પીતળિયા પલાણ રે. — મોરલી૦

બાંયે બાજુબંધ બેરખા રે રાજાના કુંવર,
દસે આંગળીએ વેઢ રે. — મોરલી૦

માથે મેવાડા મોળિયાં રે રાજાના કુંવર,
કિનખાબી સુરવાળ રે. — મોરલી૦

પગે રાઠોડી મોજડી રે રાજાના કુંવર,
ચાલે ચટકતી ચાલ્ય રે.— મોરલી૦



## ❐ ન્હાનાલાલ

હું તો ગઈ'તી કદંબના ઝાડે કદંબનાં ફૂલ લેવા;
હું શું જાણું કો આવે પછવાડે કદંબનાં ફૂલ લેવા ?

હું તો વગડાની વાટે ચાલી કદંબનાં ફૂલ લેવા;
એહ આવ્યા જાણે વને વનમાળી કદંબનાં ફૂલ લેવા.

મ્હેં તો મુખડે એને ઝાંખ્યું કદંબનાં ફૂલ લેવા;
એણે નેણલેથી નેણબાણ નાખ્યું કદંબનાં ફૂલ લેવા.

મ્હેં તો લીધો એ કુંજનો કેડો કદંબનાં ફૂલ લેવા;
એણે ઝાલ્યો મ્હારો પાલવછેડો કદંબનાં ફૂલ લેવા.

હું તો ગઈ'તી ધરાને ઢાળે કદંબનાં ફૂલ લેવા;
એહ આવ્યા મ્હારી દેહની ડાળે કદંબનાં ફૂલ લેવા.



ઝુલણ મોરલી વાગી રે રાજાના કુંવર!
હાલોને જોવા જાયેં રે
મોરલી વાગી રે રાજાના કુંવર.

ચડવા તે ઘોડો હંસલો રે રાજાના કુંવર,
પીતળિયા પલાણ રે. — મોરલી૦

બાંયે બાજુબંધ બેરખા રે રાજાના કુંવર,
દસે આંગળીએ વેઢ રે. — મોરલી૦

માથે મેવાડા મોળિયાં રે રાજાના કુંવર,
કિનખાબી સુરવાળ રે. — મોરલી૦

પગે રાઠોડી મોજડી રે રાજાના કુંવર,
ચાલે ચટકતી ચાલ્ય રે.— મોરલી૦



રાધાજીનાં ઊંચાં મંદિર નીચા મોલ,
ઝરૂખડે દીવા બળે રે લોલ.
રાધા ગોરી! ગરબે રમવા આવો,
સાહેલી સહુ ટોળે વળે રે લોલ.
ત્યાં છે મારા રૂપસંગ ભાઈની ગોરી,
*હાથડીએ હીરા જડ્યા રે લોલ.*
ત્યાં છે મારા માનસંગ ભાઈની ગોરી,
પગડીએ પદમ જડ્યાં રે લોલ.
ત્યાં છે મારા ધીરસંગ ભાઈની ગોરી,
મુખડલે અમી ઝરે રે લોલ.
રાધાજીનાં ઊંચાં મંદિર નીચા મોલ,
ઝરૂખડે દીવા બળે રે લોલ.
રાધા ગોરી! ગરબે રમવા આવો!
સાહેલી સહુ ટોળે વળે રે લોલ.



## □ સુન્દરમ્

### ૨. કાહેકો?

કાહેકો રતિયા બનાઈ?
નહીં આતે, નહીં જાતે મન સે,
તુમ ઐસે ક્યોં શ્યામ કનાઈ? કાહેકો૦

હમ જમના કે તીર ભરત જલ,
હમરો ઘટ ન ભરાઈ,
ઐસો ઘટ ક્યોં તુમને દિયો,
જાકે તુમ બિન કો ન સગાઈ? કાહેકો૦

ચલત ચલત હમ વૃંદાવન કી
ગલી ગલી ભટકાઈ,
સબ પાયા રસ, પિયા પિલાયા,
તુમરી સૂરત ન દિખાઈ. કાહેકો૦

હમ ઐસે તો પાગલ હૈં પ્રભુ,
તુમ જાનો સબ પગલાઈ,
પાગલ કી ગત પાગલ સમઝે
હમેં સમઝો, સુંદરાઈ! કાહેકો૦



## પસંદગી ❐ પ્રહલાદ પારેખ

'સખી રાધા, નહીં શાને કૃષ્ણને તુજ શોધતી?
કાય માંહી, પધારી છે કેવી, તારી, વસંતશ્રી?
કામનાકોકિલાયે તે હશે હૈયે ટહુકતી,
અને એ સાંભળી વાણી, હશે તું વિહ્‌વળે થતી!'

'ખરી છે વાત તારી એ, સખી, મેં કૃષ્ણ શોધવા
મારાં આ નયણાંને બે ઘણીયે વાર મોકલ્યાં;
પરંતુ એમ કે'તાં એ, જોઈ આવી ફરી ફરી:
તહીં ના એક છે કૃષ્ણ, સેંકડો કા'ન છે તહીં;
રચી છે રાસલીલાને, ઘણીયે ગોપીઓ લઈ.
ફોડતા મટુકી કોઈ, કોઈ વા દાણ માગતા;
રચી વા પગની આંટી કોઈ બંસી બજાવતા.

સખી, આ સાંભળી વાતો, પડી છું હું વિમાસણે:
શોધવા કેમ મારાને, કા'નના આ મહાધણે?
પરંતુ જિંદગાનીની આ વહે જમુના અહીં;
રાહ જોઈશ કા'નાની તેને તીરે ઊભી રહી.

જાણું છું, જલમાં તેના, નાગ કાલિય ઘૂમતો,
હજારો જિંદગાનીને મૃત્યુના દંશ આપતો,
હજારો જિંદગાનીમાં કાલકૂટ ભરી જતો.

કા'નો મારો તજી બંસી, રાસલીલા તજી દઈ,
દાણ બાકી બધાં રાખી, કૂદશે નીર આ મહીં:
નાથશે નાગને, એની સહસ્ર ફેણ ચાંપશે,
જિંદગી-જમુનામાંથી બા'ર એને ફગાવશે.

તે સમે કા'નને મારા ઓળખી હું લઈશ ને
દાણ જે માગશે ત્યારે બધુંયે ચૂકવીશ એ.'



# ❏ સુન્દરમ્

## ૨. કાહેકો?

કાહેકો રતિયા બનાઈ?
નહીં આતે, નહીં જાતે મન સે,
તુમ ઐસે ક્યોં શ્યામ કનાઈ? કાહેકો૦

હમ જમના કે તીર ભરત જલ,
હમરો ઘટ ન ભરાઈ,
ઐસો ઘટ ક્યોં તુમને દિયો,
જાકે તુમ બિન કો ન સગાઈ? કાહેકો૦

ચલત ચલત હમ વૃંદાવન કી
ગલી ગલી ભટકાઈ,
સબ પાયા રસ, પિયા પિલાયા,
તુમરી સૂરત ન દિખાઈ. કાહેકો૦

હમ ઐસે તો પાગલ હૈં પ્રભુ,
તુમ જાનો સબ પગલાઈ,
પાગલ કી ગત પાગલ સમઝે
હમેં સમઝો, સુંદરાઈ! કાહેકો૦



## પસંદગી ☐ પ્રહલાદ પારેખ

'સખી રાધા, નહીં શાને કૃષ્ણને તુજ શોધતી?
કાય માંહી, પધારી છે કેવી, તારી, વસંતશ્રી?
કામનાકોકિલાયે તે હશે હૈયે ટહુકતી,
અને એ સાંભળી વાણી, હશે તું વિહ્વળે થતી!'

'ખરી છે વાત તારી એ, સખી, મેં કૃષ્ણ શોધવા
મારાં આ નયણાંને બે ઘણીયે વાર મોકલ્યાં;
પરંતુ એમ કે'તાં એ, જોઈ આવી ફરી ફરી:
તહીં ના એક છે કૃષ્ણ, સેંકડો કા'ન છે તહીં;
રચી છે રાસલીલાને, ઘણીયે ગોપીઓ લઈ.
ફોડતા મટુકી કોઈ, કોઈ વા દાણ માગતા;
રચી વા પગની આંટી કોઈ બંસી બજાવતા.

સખી, આ સાંભળી વાતો, પડી છું હું વિમાસણે:
શોધવા કેમ મારાને, કા'નના આ મહાધણે?
પરંતુ જિંદગાનીની આ વહે જમુના અહીં;
રાહ જોઈશ કા'નાની તેને તીરે ઊભી રહી.

જાણું છું, જલમાં તેના, નાગ કાલિય ઘૂમતો,
હજારો જિંદગાનીને મૃત્યુના દંશ આપતો,
હજારો જિંદગાનીમાં કાલકૂટ ભરી જતો.

કા'નો મારો તજી બંસી, રાસલીલા તજી દઈ,
દાણ બાકી બધાં રાખી, કૂદશે નીર આ મહીં:
નાથશે નાગને, એની સહસ્ર ફેણ ચાંપશે,
જિંદગી-જમુનામાંથી બા'ર એને ફગાવશે.

તે સમે કા'નને મારા ઓળખી હું લઈશ ને
દાણ જે માગશે ત્યારે બધુંયે ચૂકવીશ એ.'



❑ રાજેન્દ્ર શાહ

## ૧. હો સાંવર થોરી અંખિયનમેં

હો સાંવર થોરી અંખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.
મોરી ભીંજે ચોરી ચુંદરિયાં તું ઐસો રંગ ન ડાલ,
નાગર સાંવરિયો.
તું નંદલાલરો છકેલ છોરો,
મૈં હૂં આહીર બેટી રી;
ફૂલનહાર ગલેમેં, દૂજો
હાર રહેગી છેટી રી;
હો સાંવર લીની કેસર ઝારી, મૈંને લીનો ગુલાલ;
નાગર સાંવરિયો.
હો સાંવર થોરી અંખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.

હો બાજે ઢોલક, ડફ, બાંસુરિયાં,
વસંતરો રત ગાવૈ રી,
હો કોઈ કીસીકી સુન નહિ પાવૈ,
અપની ધૂન મચાવૈ રી;
હો રંગરંગમૈં હિલમિલ રુમઝૂટ ખેલત ભયે નિહાલ,
નાગર સાંવરિયો.
હો સાંવર થોરી અંખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.

❑

## ૨. પીળી છે પાંદડી

પીળી છે પાંદડી ને કાળવો છ બાજરો,
સોહ્ય છે રે ઝાઝો સવારથી ય સાંજરો.

ઝાકળિયે બેસું હું તો ય રે બપોર લાગે
 આસો તે માસના અકારા,
આવડા અધિકડા ન વીત્યા વૈશાખના
 આંબાની ડાળ ઝૂલનારા;
હું તો
 અંજવાળી રાતનો માણું ઉજાગરો.

કોસના તે પાણીના ઢાળિયાનું વ્હેણ મને
 લાગે કાલિંદરી જેવું,
આંબલીની છાંય તે કદંબની જણાય મારા
 મનનું તોફાન કોને કહેવું?
મેં તો
 દીઠો રાધાની સંગ ખેલંતો સાંવરો.



**ભક્તિ ☐ મુકુન્દરાય પટ્ટણી " પારાશર્ય "**

ઝૂંટી કૃષ્ણની મોરલી હઠ કરી રાધા કદંબે ચડી
 આનંદે અધરે ધરી સ્વરસુધા વ્હેતી કરી ના કરી :
ત્યાં તો એ સ્વર કૃષ્ણવાદિત ગણી ધ્યાનસ્થ જાતે થઈ
 એ જોતાં ગળતા ગયા પ્રણયની સંતૃપ્તિમાં શ્રીહરિ.



❑ અનામી

બંસી કાહેકો બજાઈ
મૈં તો આવત રહી

❑

❑ નિરંજન ભગત

૧. એટલો રહેજે દૂર

સાંભળું તારો સૂર,
સાંવરિયા, એટલો રહેજે દૂર!

ગોપી ને ગોપની વચ્ચે સજોડલે
ભલે તું રાસ ના ખેલે,
વનને વિજન તું મારે અંબોડલે
ભલે કદંબ ના મેલે;

તારી તે મોરલીને સૂર,
સાંવરિયા, મૈં તો મેલ્યું છે મારું ઉર!

સૂરની સંગાથ મારાં સમણાંનો સાર
ને સઘળો સંસાર મૈં તો બાંધ્યો,
એમાં તો મુજને આ જગથી યે પાર
રે એવો કો સૂરલોક લાધ્યો;

હવે જાશે મધુરાપુર?
સાંવરિયા, થાશે તું કેસથીયે દૂર?

❑

કવિતા (૨૨૨)

હરિવર મુજને હરી ગયો!
મેં તો વ્હાલ કીધું ન્હોતું ને તોયે મુજને વરી ગયો!

અબુધ અંતરની હું નારી,
હું શું જાણું પ્રીતિ!
હું શું જાણું કામણગારી
મુજ હૈયે છે ગીતિ!

એ તો મુજ કંઠે બે કરથી વરમાળા રે ધરી ગયો!

સપનામાં યે જે ના દીઠું,
એ જાગીને જોવું
આ તે સુખ છે કે દુઃખ મીઠું?
રે હસવું કે રોવું?

ના સમજું તો યે સ્હેવાતું એવું કંઈ એ કરી ગયો!
હરિવર મુજને હરી ગયો!



## ❑ સુ.દ.

*મારા આ પુરુષાર્થનો રથ જતે તૂટી જ, ત્યાં તો તમે*
*સાચા સારથિ થૈ અપૂર્વ સૂઝથી દીધું મને દર્શન.*
*જો હું ના ઝૂઝિયો હતે રણમહીં તો તો મને લાંછન*
*કાળું લાગી જતે, થતે કથીર રે પૌરુષનું કાંચન.*



## ☐ ભૂપેશ અધ્વર્યુ

દ્વારકાના મ્હેલ મહીં જાદવરાય,
　　　　દર્પણુમાં દેખતાં કાનજી થાય.
રંગમ્હેલટોચપે બેસીને મોરલો,
　　　　નાનું શું મોરપિચ્છ ખેરવી જાય.

હૈયામાં સરવાણી ફૂટી
　　　　ને ઊમટ્યાં, જમનાનાં ખળખળતાં પૂર;
કાંઠે કદંબડાળ ઊગી,
　　　　ને ગાયોએ ઘેર્યો હાં, બંસીનો સૂર.
ઝરૂખે ઝૂકીને જુએ આભલાંની કોર ભણી,
　　　　ક્યાંક, અરે, ક્યાંક પેલું ગોકુળ દેખાય?
　　　　મટુકી ફૂટી ને બધે માખણ વેરાય.

દર્પણુની બ્હાર જદુરાય,
　　　　ને દર્પણુમાં, છેલ ને છકેલ પેલો કાનજી.
બ્હારની રુક્મિણી મોહે
　　　　ને દર્પણુની, અચકાતી દેખી ગોપાળજી.
હોઠની વચાળે હાં, બંસીનું મુખ મૂકી,
　　　　રોતી રાધિકાનું મુખડું દેખાય.
રાસ રમે વનરાની કુંજ, ને વચાળે હાં
　　　　નાથ રે દ્વારકાનો એવો ઘેરાય.

☐

**❑ જયન્ત પાઠક**

**કીકીમાં**

કીકીમાં કેદ કરી લીધા
મેં કાનજીને કીકીમાં કેદ કરી લીધા !

ભોળી નથી કે હવે લોચન ઉઘાડું
છોને વગડામાં વાંસળીઓ વાગે;
મધરાતે કોઈ ભલે બારણાં ધકેલે
બાઈ, મારે બલારાત જાગે !
જનમના જાણકાર કેદના તે એણે
છૂટવાનાં છળ ભલાં કીધાં ! —મેં૦

જુગ જુગ જોગીડા ભલે ગાળે સમાધમાં
વાળે પલાંઠી, સાસ રોકે;
મેં તો પલકમાં જ પકડ્યા ને પાધરા
પધરાવ્યા સમણાંના લોકે !
વાંકા તે વેણના ને વાંકા વ્હેવારના
એમ વના થાય ના સીધા ! —મેં૦

❑

**❑ ઉશનસ્**

બાઈ રે, તારાં ભાગ્ય મહા બળવાન:
અમૃતપ્રાશણહાર તે તારાં ગોરસ માગે ક્હાન !– બાઈ રે૦

ઊંચે વ્યોમભવન ખેલંદો ઊતર્યો તારે નેસ,
ગોરસ મિષે પ્રેમપિયાસી યાચત બાળે વેશ,
ધણી થૈ બેસે તો ય શું કહીએ; આ તો માગત દાણ – બાઈ રે૦

કંઈક બીજી એ મહિયારીની કોઈ ન ફોડે ગોળી,
રાત દિ પી પી પોતે, ગોરસ બગડ્યાં દેતી ઢોળી,
આપણું પીધું તુચ્છ, હરિનું ચાખ્યું બુંદ મહાન – બાઈ રે૦

ગગરી ફોડી સવ ફેંક્યો ને મહીમાં પ્રીત લૂંટાઈ,
કાનજી જેવો લૂંટણહાર ત્યાં કૈં ન બચાવવું બાઈ !
બચિયું એટલું એળે, અહીં તો લૂટવ્યું એટલી લ્હાણ !– બાઈ રે૦.

❑

## વેણીભાઈ પુરોહિત

૧. સાંવરિયા, કાહે હોત નઠોર ?
ઠકુર, મૈં તૂમરી હું તેરી
કજરી હું ચિતચોર...
સાંવરિયા, કાહે હોત નઠોર ?

સાવન કી બૈરીન બદરિયા
બરસત ભોલીભાલી;
ગોકુલ કી મૈં ગોરી ગ્વાલિન
ભીતર આંખ ભિગા લી;
કરજવા મોર કરજવા તોર —
સાંવરિયા, કાહે હોત નઠોર ?

નંદકુંવર, મૈં જમુના ભયી ના
ભયી ના મધુરી બંસી:
દહી-મક્ખન કી મિઠાસ લે કર
કહાં છિપે યદુવંશી ?
ઇત-ઉત ઢૂંઢત નૈન-ચકોર;
સાંવરિયા, કાહે હોત નઠોર ?

આપ હી દાવ લગા કર બૈઠે,
જિયરા ભયા જુઆરી;
લગન અગન મેં લેત હિચકિયાં
ગિરધારી...! ગિરધારી...!
બિલખતી રતિયા; ભટકત ભોર
સાંવરિયા, કાહે હોત, નઠોર ?





## ☐ અવિનાશ વ્યાસ

હું નહીં જાઉં જમુના ઘાટ
મુરલી મને નથ ગમતી !
હો.... મ્હારી વેરણ થાતી રાત,
જગાડે મુને અમથી અમથી.
મુરલી મને નથ ગમતી !
દિનરજનીભર શ્યામસુન્દરના
અધર ઉપર એ રમતી,
પોતે રહેતી શ્યામની સંગે
મુજને રાખે ભમતી.
મુરલી મને નથ ગમતી !
મુરલી કેરા અંગ માથે
આંગળિયું રમાડે;
દૂર દૂર વાગે તો યે
મનને ભમાડે,
એ મુરલીનાં માન ઝાઝાં,
હું તો રહેતી નમતી.
મુરલી મને નથ ગમતી !
મોહન કહે તો, મુરલી જ્યમ
કાયા હુ કોરાવું;
અધર ઉપર રહી મનમોહનના,
મનગમતાં ગીત ગાઉં.
કોઈ બતાવો કેમ કરી
હું અણગમતી થાઉં ગમતી ?
મુરલી મને નથ ગમતી !



## ❑ મકરન્દ દવે

### ૧. વળતા આજ્યો

માધવ, વળતા આજ્યો હો!
એક વાર પ્રભુ ખબર અમારી લેતા જાજ્યો હો!

રાજમુગટ પહેરો કે મોટા કરો ધનુષટંકાર,
મોરપિચ્છ ધરી જમનાકાંઠે વેણુ વાજ્યો હો!

અમને રૂપ હૃદય એક વસિયું ગમાર ક્યો તો સહેશું,
માખણ ચોરી, નાચણ પગલે નેણ લગાજ્યો હો!

રોકી કોણ શકે તમને પ્રભુ, રાખી પ્રાણ પરાણે
જોશું વાટ, અમારા વાવડ કદી પુછાજ્યો હો!



### ૨. મોરપિચ્છ

માધવ મોરપિચ્છ અવલોકે,
વારવાર કંપિત કરથી ધરતા વિરહાકુલ શોકે.

આતુર અપલક રાધા કેરી ઝાંખી ઉરે જગાડી,
મોરપિચ્છ મહીં અનુખન નીરખે અંકિત આંખ ઉઘાડી.

ઝીણી ઝલમલ તંતુ તંતુ પર સોહે સ્વર્ણિમ છાયા,
નયન તરે સંકોરે સરતી કોમળ કાંચન-કાયા.

પ્રાણે પૂર્ણ વણાઈ નીલિમા નિખિલ નીલમણિ કેરી,
પાગલ નૃત્ય કરી કરી ખરવું શ્યામ વદનઘન હેરી.

મોરપિચ્છ નિજ શિરે લગાવત ધારી પ્રેમ અગાધા,
માધવ ડોલત વન વન કુંજે બોલત રાધા! રાધા!

❑

### ૩. વસંત-વર્ષા

ખેલત વસંત આનંદકંદ.
સોહે ગુલાલમય શ્યામ અંગ, નીરદ નવીન પર અરુણ રંગ.
પટ પીત વીજ ચમકે અમાપ, શિર મોરપિચ્છ જ્યમ ઇન્દ્રચાપ.
પિચકારી કેસુ-જલ રેલછેલ, તરબોળ ગોપગોપી છકેલ.
નાચે નિછોરી હસી નંદલાલ, કેસર અબીલ કુંકુમ ગુલાલ.
બાજે મૃદંગ ડફ વેણુ શોર, ગાજે સુઘોષ ઘન ગગન ઘોર.
હરિ બોલ રંગ! હરિ બોલ રાગ! ગાવત ગુણીજન હોરી-ફાગ.
મકરન્દ ધન્ય મંગલ અનંત, વ્રજરાજ આજ વરસે વસંત.



## પરખ ☐ જગદીશ જોષી

વાંસળીથી વિખૂટો થઈને આ સૂર એક
ઝૂરે કદંબની છાંય:
મારગની ધૂળને કેડીઓ પૂછે :
મારા માધવને દીઠો છે ક્યાંય ?

યમુનાનાં વ્હેણ તમે મૂગાં છો કેમ
કેમ રાધાની આંખ આ ઉદાસ ?
વહી જતી લ્હેરખીને વ્યાકુળ કરે છે અહીં
સરતી આ સાંજનો ઉજાસ;
બાવરી વિભાવરીનાં પગલાંથી લાગણીની
રાતરાણી ઝાકળથી ન્હાય !

ઊડતું આવે જો અહીં મોરપિચ્છ : તો તો અમે
સાચવશું સુંવાળા રંગ :
મારી તે મોરલીના આભમાં ઊગે છે એક
શ્યામના તે નામનો મયંક;
જળમાં આ તેજ એનું એવું રેલાય
હવે પાતાળે હરિવર પરખાય !





કવિતા (૨૨૨)

## ૧. કાનુડાને બાંધ્યો છે હીરના દોરે

❑ હરીન્દ્ર દવે

કાનુડાને બાંધ્યો છે હીરના દોરે
બાળુડાને બાંધ્યો છે હીરના દોરે
કોમળ આ અંગ પરે કાપા પડે છે જેવા
આંગળીથી માખણમાં આંક્યા
નાનકડાં નેણ થકી ઝરમર ઝરે છે જેવાં
ઢળતાં શીકેથી દહીં ઢાંક્યાં;
એના હોઠ બે બિડાયા હજી તોરે
કાનુડાને બાંધ્યો છે હીરના દોરે.

માથેથી મોરપિચ્છ હેઠે સર્યું ને સરી
હાથેથી મોગરાની માળા.
આંખેથી કાજળ બે ગાલે જઈ બેઠું
કાનકુંવર શું ઓછા હતા કાળા?
બંધ છોડે જશોદાને કહો રે
કોઈ જઈને જશોદાને કહો રે
કાનુડાને બાંધ્યો છે હીરના દોરે.

❑

## ૨. આગ

મને રથમાંથી નીચે ઉતાર્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!
બાણની પથારી મને આપી જો હોત
મારી વેદનાને દુનિયા પણ જોત.
કુરુઓના શરથી વીંધાયો હોત
ઓઢત એ બાંધવોના હેત કેરું પોત.
મારી આરતને પૂરી પ્રજળાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી હો રામ!

રથનાં પૈડાંની રાખ ચકરાતી આભે
ને ધ્વજ જો લહેરાય થઈ જ્વાલા,
ભડભડ જળે છે થઈ તણખા શણગાર
જાણે ફૂટે છે મોતીઓની માળા;
મને અગ્નિની ઓળખ કરાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!

❑

□ નાથાલાલ હ. જોષી

હે માધવ! હે મધુસૂદન!

તારાં સુમધુર નામસંકીર્તન અને પાવનકારી સ્મરણથી અમોને હરહંમેશ સ્નિગ્ધ રાખ. તારી મધુરાતિમધુર અપ્રાકૃત લીલાનું શ્રવણ અને કથન અમારા જીવનનો એકમાત્ર વ્યવસાય બનાવ. તારી રૂપમાધુરીનું અપલકભાવે અને અનિમેષ દૃષ્ટિએ રસપાન કરવા અમારા ચિત્તને ઉત્કંઠિત કર. પ્રભો! તારા નામામૃતથી અમારા ભગ્ન હૃદયમાં રૂઝ વળે છે, ટાઢક થાય છે, તૃપ્તિ મળે છે અને રસનિષ્પત્તિ પણ થાય છે, કારણ કે તું રસરાજ છો. ભગવન્! તારાં મધુર નામના ઘોષથી સતત ચલિત પ્રકૃતિમાં પાવિત્ર્યનાં આંદોલનો ઊભાં થઈ જાય છે અને ક્યારેક તો એ પ્રકૃતિ પણ સમાધિસ્થ થઈ જાય છે. હે અનંત! તું સૌંદર્ય અને આનંદનું નિકેતન છો. એની અનુભૂતિ તારા મધુર મિલન સિવાય અમોને બીજે ક્યાં મળશે?

□

લીન મન કેવલ કૃષ્ણસ્મરણમાં,
□ ઉશનસ્ — વ્રજવૃંદાવન કુંજગલનમાં ! – લીન૦

જગજંગલને વાંકે પથ પથ,
અમથો રે અટક્યો જીવનરથ,
સઘળી યે યાત્રાનું ઇતિઅથ,
સાર તીરથનો કૃષ્ણશરણમાં – લીન૦

જગના મેઘધનુષ્યના રંગે,
ફાગ રમ્યો ફોગટ રસજંગે,
અવ તો પડ વિલસ્યું જે અંગે,
મન રંગ્યું ઘનશ્યામ વરણમાં – લીન૦

કવિતા (૨૨૨)

□

## ક્યારે ☐ સુરેશ દલાલ

શ્યામ મારો આ કોરો કાગળ
એમાં દોરો તમે કુંડળી
અને કહો કે મળશું ક્યારે ?
કૈં કેટલા ઘોંઘાટના અહીં ઘૂંઘટપટ રે ઢળ્યા
એને કહો ખોલશો ક્યારે ?

રાહુ ચંદ્રને ગળી જાય તો
તમે ઝૂલશો મારે માથે શરદપૂનમનું આભ થઈને
એવું વચન તો આપો.
સૂર્ય, ગુરુ કે કેતુ મંગળ:
અમને કાંઈ સમજ નહીં,
ગ્રહો વિરહના ટળશે
એવું આશ્વાસન તો આપો.
એક એક આ ઘરમાં મૂકો વાંસળીઓના સૂર.
અને બળવાન શુક્રને કરો
મોરપિચ્છને ધારી માધવ દર્શન દેશો ક્યારે ?
— તમે અમારું ભાવિ કહેશો ક્યારે ?
શ્યામ તમે અવ સાચું કહેજો
તમને પણ અમને મળવાનું
મન કદીયે થાય ખરું કે નહીં ?
અમે તમારી આગળપાછળ આમતેમ બસ લટક્યા કરીએ
તમને પણ ક્યાંક ઊભા રહીને
આંખોમાં આંખો રોપીને
માનમલાજો મર્યાદાને લોપી દઈને
ગોપીના આ લોચનને જલ લૂછી જવાનું
મન કદીયે થાય ખરું કે નહીં ?
શ્યામ તમારી સાથે મારે ક્યા જનમની સગાઈ થઈ છે
ને ક્યા જનમમાં સગપણ ફળશે
રે, ક્યાં લગી આ જીવ ટળવળશે ?
— મને કૈં કહેશો ક્યારે ?

### ❑ સુરેશ દલાલ

ગોકુળની ગાયોનું ધણ
　　　સપનામાં ટોળે વળ્યું
મને વ્હાલું છે એક એક જણ
　　　સપનામાં ટોળે વળ્યું

મેં તો બંસરીના સૂરની બચકી બાંધી
　　　અને મોરપિચ્છ મૂક્યું છે માથે
નરસિંહની કરતાલ ને મીરાંના ઝાંઝરની
　　　રણઝણ સંભળાય એક સાથે
મારી ફરકે છે ડાબી પાંપણ
ગોકુળની ગાયોનું ધણ
　　　સપનામાં ટોળે વળ્યું

રાજસ્થાન અને વૃંદાવનના હવે
　　　ઓગળી ગયા છે બધા ભેદ
મુક્ત હવાની જેમ રૂમઝૂમતી રહું :
　　　હું તો મારામાં પણ નથી કેદ
મને પૂછો નહીં કોઈ પણ કારણ
ગોકુળની ગાયોનું ધણ
　　　સપનામાં ટોળે વળ્યું



### તુમ બિન ❑ હસમુખ પાઠક

કેશવ, તુમ બિન
　　પ્રાણરહિત મન
　　　　ચેતન બિન તન
　　　　　　સકલ ઝુરાય;

જલ બિન મચ્છી
　　પવન બિન પંછી
　　　　તેજરહિત ઋતુ
　　　　　　સહુ મૂરઝાય.

તિમિર હરો પ્રભુ
　　કામ ગ્રહો પ્રભુ
　　　　પ્રેમ ધરો પ્રભુ
　　　　　　જીવ હિજરાય!

કિંકર હસમુખ,
　　તુમ બિન રડમુખ,
　　　　તુમ સંગ બહુત —
　　　　　　બહુત હરખાય!



❐ ભગવતીકુમાર શર્મા

## બે મંજીરાં

મારે રુદિયે બે મંજીરાં :
એક જૂનાંગઢનો મહેતો, બીજી મેવાડની મીરાં...

કૃષ્ણકૃષ્ણના રસબસ રણકે
પડે પરમ પડછન્દા :
એક મંજીરે સૂરજ ઝળહળ,
બીજે અમિયલ ચન્દા.

શ્વાસશ્વાસમાં નામસ્મરણના સરસર વહત સમીરા...

રાસ ચગ્યો ને હેડાહોંશે
હાથની કીધી મશાલ;
વિષનો પ્યાલો હોઠ પામીને
નરદમ બન્યો નિહાલ.

હરિનાં જન તો ગહનગભીરાં, જ્યમ જમુનાનાં નીરાં....
મારે રુદિયે બે મંજીરાં.



## નેજવાને પાંદડે ☐ અનિલ જોશી

નેજવાને પાંદડે પોઢ્યા માધવ તમે એટલે હું પાન નહીં તોડું
ધખતી બપોરમાં બળતું વેરાન, બધે
ઊના તે વાયરા ફૂંકાતા,
ભાદરવે તડકાનાં પૂર ચડ્યાં એટલાં કે
છાંયડાઓ જાય છે તણાતા !
બંધ કરું પોપચાં તો મળે સ્હેજ છાંયડી
એટલે વેરાન નહીં છોડું,
નેજવાને પાંદડે પોઢ્યા માધવ તમે એટલે હું પાન નહીં તોડું.
પીળચટ્ટા ગીતમાંથી ઊડીને પતંગિયાં
આવળનાં ફૂલ થૈ છવાય !
આવળનાં ફૂલ-પીળા રંગનાં ખાબોચિયાં
એમાં વેરાન પડી ન્હાય !
આવા વેરાનને બાંધતાં દોરીની જેમ વગડાનું ગાન પડે થોડું,
નેજવાને પાંદડે પોઢ્યા માધવ તમે એટલે હું પાન નહીં તોડું.



## ☐ રમેશ પારેખ

૧. મારા સપનામાં આવ્યા હરિ
મને બોલાવી, ઝુલાવી, વહાલી કરી.

સાથે મરકત મરકત ઊભા
મારા મનની દ્વારિકાના સૂબા
મારાં આંસુને લૂછ્યાં જરી...

આંધણ મેલ્યાં'તાં કરવા કંસાર
એમાં ઓરી દીધો મેં સંસાર
હરિ બોલ્યા : 'અરે, બાવરી...!'



૨. ગિરધર ગુનો અમારો માફ...

તમે કહો તો ખડખડ હસીએં, વસીએં આ મેવાડ
માર અબોલાનો રહી રહીને કળતો હાડોહાડ

સાવરણીથી આંસુ વાળી ફળિયું કરીએ સાફ

મીરાં કે' પ્રભુ, દીધું અમને સમજણનું આ નાણું
વાપરવા જઈએ તો જીવતર બનતું જાય ઉખાણું

પેઢી કાચી કેમ પડી છે જેના તમે શરાફ?



## ❒ નીલેશ રાણા

માધવ મટુકી થઈને આવો
થીજી ગઈ છે યમુના : એને બે કાંઠે છલકાવો

મારો ગોવર્ધનનો પ્હાડ
એ તો ટચલી આંગળી ઝંખે
નાથો વિરહનો કાળો નાગ
નાગ મને અંગેઅંગે ડંખે
મને આટલું નહીં તરસાવો, મને આટલું નહીં તલસાવો
માધવ મટુકી થઈને આવો

ગોકુળની આ ગલીઓ સૂની
સૂનું છે વૃંદાવન
નહીં પડેલા પગલાંઓની
જોઉં છું આવનજાવન
મીરાં જેવા મનને મારા ચરણકમલમાં સ્થાપો
માધવ મટુકી થઈને આવો



## □ માધવ રામાનુજ

એક વાર યમુનામાં આવ્યું'તું પૂર.
મથુરાથી એક વાર માથે મૂકીને કોક લાવ્યું'તું વાંસળીના સૂર.

પાણી તો ધસમસતાં વ્હેતાં રહેને એમ
ગોકુળમાં વ્હેતી યે વાતો,
આમ કોઈ પૂછે તો કહી ના શકાય અને
આમ કોઈ ભવભવનો નાતો!
ફળિયામાં, શેરીમાં, પનઘટ કે હૈયામાં બાજી રહ્યાં છે નૂપુર.

ઝૂકેલી ડાળી પર ઝૂક્યું છે આભ, કાંઈ
જોવામાં થાય નહિ ભૂલ,
એવું કદમ્બ વૃક્ષ મ્હેકે છે : ડાળી પર
વસ્ત્રો હશે કે હશે ફૂલ!
પાણી પર અજવાળું તરતું રહે ને સ્હેજ આંખોમાં ઝલમલતું નૂર.

કાંઠો તો યમુનાનો, પૂનમ ગોકુળિયાની,
વેણ એક વાંસળીનાં વેણ,
મારગ તો મથુરાનો, પીંછું તો મોરપિચ્છ,
નેણ એક રાધાનાં નેણ!
એવાં તે કેવાં ઓ ક્હેણ તમે આવ્યાં કે
લઈ ચાલ્યાં દૂર દૂર દૂર.



## ☐ મુકેશ જોશી

માધવની વાંસળીના પડઘાતા બોલ
બોલ સાંભળીને રાધાને દેવા'તા કોલ
કોલ કેમે દેવાય રાત બાકીમાં એક
એક હૈયું ને વેદના તળિયા લગ છેક
છેક આંખોમાં આવીને ઊમટેલાં પૂર
પૂર લાવ્યા'તા એક દી વાંસળીના સૂર
સૂર સાથે સંધાન, મળ્યું મનગમતું નામ
નામ મટકીમાં મૂકીને વેચ્યા'તા શ્યામ
શ્યામ જાશે તો આંખોનું ઉજ્જડ આ ધામ... શ્યામ જાશે તો....

હવે યમુનાને તીર થશે સૂના રે ઘાટ
ઘાટ કેમ કરી જાશે સહુ ભરવાને માટ
માટ માથે મૂકે ને તોય છલકે ના નીર
નીર આંખોથી છલકે તો ભીંજાશે ચીર
ચીર કોણ જશે ખેંચીને સંતાડે ડાળ
ડાળ તૂટું તૂટું કે ક્યાંક પડશે રે ઝાડ
ઝાડ ધ્રૂજે ને યમુનાની લહેરોમાં કંપ
કંપ એવો કે ક્યાંય નથી વળતો રે જંપ
જંપ કેમ કરી અટકાવું હૈયાનો, રામ... શ્યામ જાશે તો...

☐

## □ નિનુ મઝુમદાર

મેશ ન આંજું, રામ !
લેશ જગ્યા નહીં, હાય સખીરી ! નયન ભરાયો શ્યામ.

એક કરે રેખ ન ખેંચું ભલે હસે વ્રજવામ,
રખે નયનથી નીર વહે તો સંગ વહે ઘનશ્યામ. —મેશ૦

કાળાં કરમનો કાળો મોહન, કાળું એનું નામ,
કાજળની વધુ કાળપ લાગે કરશે કેવાં કામ. —મેશ૦



## મેં નહિ માખણ ખાધું □ સુરદાસ □ નિનુ મઝુમદાર

મૈયા, મૈં નહિ ચાખ્યું માખણ !
સવારથી ગાયોની પાછળ ગયો હતો વૃન્દાવન,
ચાર પ્રહર બંસીબટ ભટક્યો, સાંજ થયે મુજ આવન

હું બાળક ટૂંકા કર વાળો, ક્યાંથી પહોંચું શીકે ?
કોઈ વેરીએ મુખપર રગડ્યું, હું ના બોલ્યો બીકે.

તું જનની મનની અતિ ભોળી, ભરમાવે કોઈ ડાહ્યો,
તારે મન કૈં ભેદ ભરાયો જાણી પારકો જાયો.

આ લે તારી લકુટ કામળી, બહુ યે નાચ નચાવ્યો,
સૂરદાસ હસી પડી જશોદા, લઈને ગળે લગાવ્યો.



# ❒ ચંડીદાસ

(બંગાળી)

મને કોણે કહ્યું
સખી કોણે કહ્યું
સ્યામનું તે નામ મને કોણે કહ્યું ?
નામ કાને પડ્યું ને મારું હૈયું વીંધાયું,
રે, મારું આ મન કેવું વ્યાકુળ થયું.—સ્યામનું.

ખૂટી ખૂટે નહીં એની મધુરતા સ્યામના તે નામમાં
કેવી આ ઘટના
કે એની આ રટણામાં
હું કોઈનીયે નહીં કે નહીં કોઈનાયે કામમાં
અંગઅંગ ઊભરે છે એટલો ઉમંગ
કે થશે ક્યારે એ સંગ
મને એવું એવું થાય
કે વાંસળીની પાછળ મારું હૈયું વહી જાય
મારું હૈયું જાય વહ્યું.—સ્યામનું.

નામમાં જો આટલો જાદુ ભર્યો
તો એના સ્પર્શે કહોને શું થાશે ?
એને જોતાવેંત ભોળી કિશોરીનાં
હૈયાં નહીં હાથમાં સમાશે.
ભૂલવા માગું છું
પણ ભૂલ્યું ભુલાય નહીં
મારા મનમાં માધવનું નામ રહ્યું તે રહ્યું.—સ્યામનું.

ઘરબાર છોડીને
સૌને તરછોડીને
દોડે છે મન એવું દોડે છે મન
એ માને નહીં કોઈ દિવસ કોઈનુયે કહ્યું.
ચંડીદાસ પૂછે છે પોતાને એટલું
મારા માધવનું નામ મને કોણે કહ્યું ?



## સંસ્કૃત - પ્રાકૃત - અપભ્રંશ મુક્તકો ❐ હરિવલ્લભ ભાયાણી

### પૂતના-વધ

ગોવિંદ
બે કરે ગ્રહી મુખે મૂકે
પૂતનાનો સ્તન—
અસુર-સંહાર-સત્રે
પ્રારંભે
શું ફૂંકે પાંચજન્ય!

### અભિનંદન

નૃત્યનાં અભિનંદન આપવાને મિષે
એક ગોપી ચૂમે છે
પાસેની ગોપીઓના
કપોલ પર પ્રતિબિંબિત કૃષ્ણને.

### સંગમવંચિતા

થયાં વદન મ્લાન, નિઃશ્વસન-શુષ્ક બિંબાધરો,
વહે સતત ધાર અશ્રુજળની, ભૂંસ્યાં અંજને
ભૂંસાય કુચ-કુંકુમ : અધર દુઃખભારે મૂંગી
ખડી વિફળ રાધિકા—ચરણ ભૂમિને ખોતરે.

('ભાગવત')

### મુગ્ધ ક્રીડાનાં સ્મરણ

વિહરતાં સાગરતટે
સત્યભામાનો ગ્રહી કર નિજ કરે
કૃષ્ણની દૃષ્ટે પડી કો વલ્લરીઓ—
ને અહો!
કાલિંદીને તટ
વાયુલહેરે કંપતી કુંજોમહીં
ગોપાંગનાના મંજુમધુર નેહ રસી
કે મુગ્ધ ક્રીડાનાં
સ્મરણ સળગી ઊઠ્યાં,
ને કૃષ્ણકંઠથી સર્યું કો ગીત
ઉત્કંઠાભરે મંથર.



**જયદેવ** (અનુ. કેશવ હર્ષદ ધ્રુવ)

(ગીતગોવિંદનો અંશ)

> અંધારે વન તાડ ભૂત સરખા ભાસે વને રાત્રિએ
> બ્હીએ બાળક રાધિકે! ત્વરિત તૂં'ને કૃષ્ણ જાઓ ગૃહે.
> વેણે એ વિધ નંદને વિચરતાં વાટે સકુંજોદરે
> જામે જે જમુનાતટે જુગલની લીલા, રમો તે ઉરે!

**એકનાથ** (અનુ. સુ.દ.)

વાયરે કુંડળ હાલે

> વાયરે કુંડળ હાલે, વાંકે નયણે રાધા ચાલે!
> કેળાં, બોર, જાંબુ, ફણસ; લઈ નારંગી છાબમાં સરસ
> રાધાને જોઈ ભૂલ્યા હરિ, બળદ દોહ્યા હરિ હરિ!
> હરિને જોઈ મન આ ભૂલ્યું : રાધાએ ખાલીખમ વલોવ્યું.
> એકબીજા આ કેટલાં હળ્યાં : એકમેકનાં અંગો ભળ્યાં.
> મન આ મળ્યું મનની સાથે : જનાર્દન જપ્યા એકનાથે!

**પુરુષોત્તમ રેગે** (અનુ. સુ.દ.)

રાધા

> આ નીલ વ્યોમ તે હરિવર
> તે આ એક તારલી રાધા
> બાવરી યુગયુગની મન બાધા
> આ વિસ્તાર ધરાનો ગોવિંદ
> તે આ અક્ષતભૂમિ રાધા
> સફળ એ યુગયુગ પ્રિયંવદા.
> નિશ્ચલ વ્હેતું જલ આ કૃષ્ણ
> તટ પર વન ઝૂકે તે રાધા
> વિપ્રશ્ન, યુગયુગની ચિર તંદ્રા.



# १२

## भक्तियोगः

अर्जुन उवाच

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥ १

श्री भगवानुवाच

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः॥ २

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम्॥ ३

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः॥ ४

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते॥ ५

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते॥ ६

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि नचिरात्पार्थ मय्यावेशितचेतसाम्॥ ७

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥ ८

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय॥ ९

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि॥ १०



❑ અનુ. કિશોરલાલ ઘ. મશરૂવાળા

અર્જુન બોલ્યા–

નિત્યયુક્ત થઈ આમ જે ભક્ત તમને ભજે
ને જે અક્ષર, અવ્યક્ત, તે બે માંહીં કયા ચડે? ૧

શ્રી ભગવાન બોલ્યા–

મારામાં મનને પ્રોઈ, નિત્યયુક્ત થઈ મ'ને
ભજે પરમ શ્રદ્ધાથી, તે યોગી ચડતા ગણું. ૨

જેઓ અચિંત્ય, અવ્યક્ત સર્વવ્યાપક, નિશ્ચળ,
એકરૂપ, અનિર્દેશ્ય, ધ્રુવ અક્ષરને ભજે, ૩

ઇન્દ્રિયો નિયમે રાખી, સર્વત્ર સમબુદ્ધિના,
સર્વભૂતહિતે રક્ત, પામતાય મ'ને જ તે. ૪

અવ્યક્તે ચિત્ત ચોંટાડે, તેને ક્લેશ થતો વધુ;
મહાપરિશ્રમે દેહી, પામે અવ્યક્તમાં ગતિ. ૫

મારામાં સર્વ કર્મોનો કરી સંન્યાસ, મત્પર,
અનન્ય યોગથી મારાં કરે ધ્યાન–ઉપાસના, ૬

મારામાં ચિત્ત પ્રોતા એ ભક્તોનો ભવસાગરે
વિના વિલંબ ઉદ્ધાર કરું છું, પાર્થ! હું સ્વયં. ૭

હું–માં જ મનને સ્થાપ, નિષ્ઠા મારી જ રાખ તું,
તો મારામાં જ નિઃશંક, તું વસીશ હવે પછી. ૮

જો ન રાખી શકે સ્થિર હું–માં ચિત્ત સમાધિથી
તો મ'ને પામવા ઇચ્છ સાધી અભ્યાસ–યોગને. ૯

અભ્યાસેયે ન જો શક્તિ, થા મત્કર્મપરાયણ;
મારે અર્થે કરે કર્મો તોયે પામીશ સિદ્ધિને. ૧૦

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान्॥ ११

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी॥ १३

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः॥ १४

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः॥ १५

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥ १६

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः॥ १७

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ १८
तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः॥ १९

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २०



જો કરી ન શકે તોયે, આશરી મુજ યોગને,
તો સૌ કર્મફળો ત્યાગ રાખીને મનને વશ. ૧૧

ઊંચું અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન તો ચડે,
ધ્યાનથી ફળનો ત્યાગ, ત્યાગથી શાંતિ સત્વર. ૧૨°

અદ્વેષ સર્વ ભૂતોનો, મિત્રતા, કરુણા, ક્ષમા,
નિર્મમી, નિરહંકાર, સુખદુઃખે સમાનતા, ૧૩

યોગી સદાય સંતોષી, જિતાત્મા, દૃઢનિશ્ચયી,
મનબુદ્ધિ મ'ને અર્પ્યાં તે મદ્ભક્ત મ'ને પ્રિય. ૧૪

જેથી દુભાય ના લોકો, લોકથી જે દુભાય ના,
હર્ષ-ક્રોધ-ભય-ક્ષોભે છૂટયો જે, તે મ'ને પ્રિય. ૧૫

પવિત્ર, નિઃસ્પૃહી, દક્ષ, ઉદાસીન, વ્યથા નહીં,
સૌ કર્માંરંભ છોડેલો, મારો ભક્ત મ'ને પ્રિય. ૧૬°

ન કરે હર્ષ કે દ્વેષ, ન કરે શોક કે સ્પૃહા,
શુભાશુભ ત્યજ્યાં જેણે, ભક્તિમાન મ'ને પ્રિય. ૧૭

સમ જે શત્રુ ને મિત્રે, સમ માનાપમાનમાં,
ટાઢે-તાપે, સુખે-દુઃખે સમ, આસક્તિહીન જે, ૧૮

સમાન સ્તુતિ નિંદામાં મૌની, સંતુષ્ટ જે મળે,
સ્થિરબુદ્ધિ, નિરાલંબ, ભક્ત જે, તે મ'ને પ્રિય. ૧૯

આ ધર્માંમૃતને સેવે શ્રદ્ધાથી જેમ મેં કહ્યું,
મત્પરાયણ જે ભક્તો, તે મ'ને અતિશે પ્રિય. ૨૦



("ગીતા - ધ્વનિ" માંથી, સૌજન્ય : નવજીવન ટ્રસ્ટ)

✻ રવીન્દ્રનાથ ટાગોર

*વાંસળીએ આજ હું તો વારી ગઈ ને સખી! સૂરમાં આવે છે સાદ;*
*મનમાં હતું કે હાશ ઘરમાં રહીશ મેલી વનમાં જવાનો ઉન્માદ!*

*ત્યાં તો જૂઓને વ્હાલી વાગી આ વાંસળી*
*મારું તે કેટલું ચાલે?*
*એવું મેં સાંભળ્યું કે યમુનાકિનારે કહાન*
*વેણુ લઈ વનમાં મ્હાલે.*

*જાણો જો કોઈ તમે મોહનનો મારગ તો મુજને બતાવી દિયો દાદ;*
*વાંસળીએ આજ હું તો વારી ગઈ ને સખી! સૂરમાં આવે છે સાદ!*

*જઈને લપાઉં જરા વનવનની કુંજમાં*
*ને મુખડાનું જોઈ લઉં સ્મિત;*
*કંઠે આરોપી દઉં માળા વનફૂલની*
*ને ચૂમી લઉં ચરણો પુનિત.*

*કહી દઉં કે વાગે તવ વાંસળી આ પ્રાણમાં સાંભળી લે એનો તું નાદ;*
*વાંસળીએ આજ હું તો વારી ગઈ ને સખી! સૂરમાં આવે છે સાદ!*



## શરદકુમાર મુખોપાધ્યાય □ ભોળાભાઈ પટેલ

ચાલો એકવાર વૃન્દાવને જઈએ મથુરાના રાજા
છોડો સિંહાસન રાજસન્માન, પહેરો ગોવાળનો વેશ
મુરલી વાંસળી લો, જોઉં આજે બજાવી શકો કે નહિ;
જોઉં, મેઘનમુગ્ધ શોભે છે કે નહિ આજે શ્વેત કેશે.
ઊઠો વૃદ્ધ શ્યામ, જમુનાને તટે લઈ જાઉં
જ્યાં કદંબ હતું ખીલેલ, ઊભીયું પડી ત્યાં એ જાણું
પડે પડિ કટ, પાથરી આપીશ હું આસન, તમે
ધ્યાન ગાન કરો રાધાનામ વગાડતા વાંસળીમાં
કદાચ આજે જીવિત નથી લલિતા, વિશાખા, ચંદ્રાવલી
વિધવા શ્રીમતી - તેની બન્ને સાથ - એકલી વિતાવે દિન
ક્યારેક પ્રેમ હતો, તેને યાદ નથી, નથી યાદ મન વ્રજવાસ! —
તો પણ એ ગાગરી ભરવા રોજ જમુનાએ આવે.
હું એને બોલાવી લાવીશ જ્યાં કદંબ હતું ખીલેલ,
જોઈશ, યુગયુગાન્ત તરંગિત કરે છે કે નહિ શ્યામ - જમુનાનું જળ.

## આંડાલ

સુરેશ દલાલ

—

આ માગશરનો મહિનો ને આ પૂર્ણચંદ્રની રાત
ચલો સખી નાહવાને જઈએ, થઈ જઈએ રળિયાત.

ગોકુળની સુંદર કન્યાઓ ગોકુળનો છે મહિમા
સજીધજીને ચલો સખી! પછી જળમાં સરશું ધીમાં.

યશોદાની આંખોનો ઓચ્છવ: વનરાજ, નંદનો છોરો
ઘનશ્યામ દેહ ને કમલનયન એ: નહીં આઘો નહીં ઓરો

ચહેરો જેનો ચંદ્ર સમો ને બધાંયનું સુખધામ
એ આપણને વરદાન આપશે: સ્તુતિમય સઘળાં કામ.



## * વિદ્યાપતિ

*સખી! મારી ઉદાસીનો ક્યાંય નહીં અંત*
*વરસાદી મોસમમાં વાદળ તો ઝૂક્યાં છે*
*મારું ઘર નથી: લંબાતો પંથ*

*ગાજવીજ કરતાં કેવાં જામ્યાં છે વાદળાં*
*ને ચારે બાજુ વરસે વરસાદ*
*શ્યામ તો ડૂબ્યો છે મારો પોતાની મસ્તીમાં*
*અહીં પળે પળે કણસે છે યાદ*
*વાદળ તો વીંધે મને એના તો તીરથી:*
*ને વીંધાતી જાઉં હું અનંત.*

*આનંદે આનંદે થનગનતા મોરલા*
*ને પીધેલા તો કરે છે લવારો*
*વરસાદી પંખીઓનું એવું આક્રંદ:*
*મારા હૈયામાં ધગતો અંગારો.*
*વીજળીની બેચેની ઘેરે અંધકારને*
*ને હું તો ઝબકારે ઝબકારે અંધ!*



**રમાકાન્ત રથ • ઉડિયા ❑ અનુ. મહેશ દવે**

## કૃષ્ણનું નિધન : રાધાની ઉક્તિ

તારા અવસાનના સમાચાર
અહીં પહોંચ્યા છે.

તારી વિધવાઓમાં કે
તારા શબની પાછળ ચાલનારા સાધુઓમાં
મારી ગણતરી કરીશ નહીં.

તારું શબ
દૂર છે, ઘણું દૂર છે.
હવે મજાક છોડ,
વરરાજા થઈ આવી જા!

રેશમી સાડી ને સોનાનાં ઘરેણાં સજીધજી
હું બેઠી છું,
મારાં કંકણ રણકે છે
તે રણકાર તમામ કૂથલી-કથાઓ ચૂપ કરી દે છે.

હવે ન તો તું કોઈનો પિતા છે,
ન પુત્ર છે, ન પતિ છે.
તું તો છે ગઈ કાલના આપણા રાત્રિમિલનનું
નર્યું તોફાન.
તારો અવાજ મારી મજાક ઉડાવે છે,
તારો સ્પર્શ મારી એકલતાના કૌમાર્યનો શીલભંગ
કરે છે
હું રહું ન રહું ત્યાં તો તું
મારી કરમાયેલી ઝંખનાઓ ઝંકૃત કરી
હાસ્યની છોળો ઉડાડે છે.
તેઓ તારા મૃતદેહને
ચિતા પર મૂકશે
તેમને મન તું જે કાંઈ હતો

તે બધું ભસ્મીભૂત થશે
તેઓ ઘરે પાછા ફરશે
અને થોડા દિવસો રહી
તારા વિચાર અને બીજી તારી હજાર બાબતો વડે
તેઓ તારી ગેરહાજરી ભરશે.

મારા આનંદની કોઈ સીમા નથી,
એમને માટે તું મૃત્યુ પામ્યો ન હોત
તો સદૈવ સંપૂર્ણ મારો બની રહ્યો ન હોત.

બધાં તને મરી ગયેલો માને છે
તેથી જ તો નદીકિનારે મારી આવનજાવન
હવે સાવ ભયરહિત છે
મારા બાહુઓમાં તને ભીડી હું બેઠી હોઈશ,
તારા હાથ મારું શરીર પસવારતા હશે,
તારો પ્રતિકાર કરવાનું સઘળું બળ
કે બોલવાનું તમામ જોર, મેં ત્યજી દીધું હશે,
મરવું કે જીવવું મારે માટે અશક્ય થઈ પડ્યું હશે,
ત્યારે
તેઓ મને ભૂલી જશે
અથવા મરેલાઓની જેમ તેઓ સૂઈ રહેશે.

□

□ તુકારામ □ સુ.દ.

કૃષ્ણ મારી માતા, પિતા કૃષ્ણ મારો । બહેન, ભાઈ, પિત્રાઈ કૃષ્ણ મારો ॥
કૃષ્ણ મારો ગુરુ, કૃષ્ણ તારણહાર, ઉતારે ભવ-નદીની પેલે પાર ॥
કૃષ્ણ મારું મન, કૃષ્ણ મારો જન, કૃષ્ણ મારો વ્હાલેરો સ્વજન ॥
તુકા કહે કૃષ્ણ વિસામો મારો, એનાથી જુદો નથી જીવ મારો ॥

કોની સત્તાથી ચાલે શરીર । વાણીમાં પ્રકટે હરિનું હીર ॥
બતાવે, સંભાળે નારાયણ । તેનું ભજન નહીં મૂકશો ક્ષણ ॥
મનમાં અહંકાર રહેશો નહીં । હું જ કર્તા એમ કહેશો નહીં ॥
એની સત્તાથી હલે વૃક્ષનાં પાન । પછી ક્યાંથી રહે તારું અભિમાન ॥
તુકા કહે વિઠ્ઠલ સર્વ સ્થળે । એના વિનાનું કાંઈ નહીં મળે ॥

## સંદેશ ❑ પ્રીતમ લખલાણી

મથુરાને મારગડે
મળે જો માધવ !
તો
કહેજો કે
મારે એના હોઠોને
ચૂમીથી ચાખવાના બાકી છે . . .
ગોકુળમાં
ગોપીની મટુકીમાંથી
ચોરેલું ગોરસ
ખાટું હતું
કે મીઠું
એ નહીંતર
જાણવું કેમ ???
❑

## ❑ ઇન્દિરા સંત

(મરાઠી)

મારે કેટલું બધું રડવું'તું
પણ...મારી પાંપણની ગાગર યમુનામાં ભરાઈ જ નહિ;

મારે કેટલું બધું હસવું'તું, પણ...
રાધાને વશ થયેલો કંકર મારા ગળામાં જ દટાયો'તો;

મારે કેટલું બધું બોલવું'તું
પણ પેલી દુષ્ટ મોરલીએ
સાત મુખોથી મારા અવાજને શોષી લીધો'તો;

બંને પાંખ પસારીને પંખીની ગતિથી
મારે આવેગથી ઊડવું'તું...
પણ... પગની સોનાની સાંકળીએ મારા પડછાયાને
જોરથી બાંધી દીધો'તો
તેથી જ...
તેથી જ તો એની ક્રીડામાં કંદૂક થઈને
મેં યમુનાના ધરામાં ડૂબકી દીધી...

પણ... હાય રે દૈવ !
ત્યાં પણ કાળિયાએ વેર વાળ્યું.



## ❐ ઉમાશંકર જોશી

### — અંત એ કલિચક્રનો ?

યમુનાને તટે જન્મી, ખેલી , દુષ્ટ જનો દમી;
સ્થાપ્યાં સ્વ-ભૂમિથી ચ્યુત સ્વજનો અન્ય દેશમાં;
અને ભારતના યુદ્ધે નિ:શસ્ત્ર રહીને સ્વયં,
હસ્તિનાપુરમાં સ્થાપ્યો ધર્મ, ને ધર્મરાજને
લોકકલ્યાણનાં સૂત્રો સોંપી, પોતે પ્રભાસમાં
યથાકાળે પુણ્ય સિંધુતીરે સૌરાષ્ટ્રમાં શમ્યા
પારધીશર ઝીલીને ધર્મગોપ્તા નરોત્તમ.
અને આતુર ઊભેલો પ્રવર્ત્યો ત્યાં કલિયુગ.

જન્મી સૌરાષ્ટ્રના સિંધુતીરે, સ્વભૂમિભ્રષ્ટ સૌ
સ્વદેશીજનને સ્થાપ્યાં ગૌરવે પરદેશમાં;
દુષ્ટતા દુશ્ચરિતતા દમી સર્વત્ર, ભારતે
નિ:શસ્ત્ર યુદ્ધ જગવી, કરે ધારી સુદર્શન
ચક્ર શ્રીસ્મિત વર્ષતું, સ્થાપી હૃદયધર્મને
હસ્તિનાપુર-દિલ્હીમાં, ધર્મસંસ્થાપના-મચ્યા
ઝીલી સ્વજનની ગોળી યમુનાતટ જે શમ્યા.
હજીયે આવશે ના કે અંત એ કલિચક્રનો ?



## ☐ હિતેન આનંદપરા

કૃષ્ણ તારી પ્રીતના તો કંઈક દાવેદાર છે
કોઈ તારી પીડને ઝરવી જવા તૈયાર છે ?

રંગમહેલોની ઉદાસી કોઈએ જાણી નથી
લોક સમજે દ્વારિકામાં તો બધું ચિક્કાર છે

કમનસીબી એ જ છે કે આંખ ખાલી બે જ છે
શું કરે રાધા કે એનાં અશ્રુઓ ચોધાર છે

વાંસળી છોડી સુદર્શન હાથ પર ધરવું પડ્યું
આ જગત સામે બિચારો ઈશ્વરે લાચાર છે

એક અમથું તીર એને કઈ રીતે મારી શકે ?
આ ગુનામાં એ સ્વયં પોતે જ હિસ્સેદાર છે



આદરણીય તંત્રીશ્રી,

કવિતાનો સળંગ અંક ૨૨૧, આલોચના અર્થે મળ્યો. હું વાસ્તવમાં ગઝલનો જીવ એટલે મારી સમીક્ષામાં એને અગ્રક્રમ આપું છું.

અંકનો ઉઘાડ પ્રથમ પૃષ્ઠથી જ થાય છે. અહીં વિખ્યાત જોશી સ્નેહની અદ્‌ભુત રચના ' દરયાવલી ' નજર સમક્ષ આવે છે. ૧૪ વાર લગાના પ્રયોજ સાથે તેમની નખશીખ ગઝલમાં નિતાંત સૌંદર્ય વિસ્તરે છે. " કદીક આયના સમી સપાટ ને પ્રશાંત જિન્દગી." સુપેરે રજૂ થઈ છે. આગળ વધતા હરકિસન જોશીની એક ગઝલ મળે છે - " થાકી ગયા છે સાવ ચરણ ચાલશે નહીં/ કે શોધ એવું જેથી સડક ચાલતી રહે". એવું જ લોકપ્રિય નામ છે નીતિન વડગામાનું. એમની ગઝલમાં માનવીય લાગણીઓની વ્યાવસાયિકતાનું બિંબ દર્શાવ્યું છે. કૂપમંડુકતા વિશે વેધક પ્રહાર કરતી પંક્તિ: " છાપરેથી ઘેઘૂર દિશ્યો સ્હેજ પણ જોતા નથી / ને ખરેલા પાનમાંથી મુક્ત થૈ શકતા નથી" . આ અંકમાં શબ્દોના સ્વામી ભગવતીકુમાર શર્માની બે ગઝલનો ગુલદસ્તો છે : " મારા સાચા ઘરમાં બેઠો / જ્યારે હું અક્ષરમાં બેઠો ". આ ઉપરાંત અશોક ચાવડા, દિનકર પથિક, વિષ્ણુ પટેલ, સાહિલ, ...જ નાદિયા, મિતવાની ગઝલો વાંચવી ગમી છે. અન્ય નામાંકિત કવિઓની રચના પણ ખરી જ.

સમગ્ર અંકમાં સૌથી વિશેષ રચના ગમી તે છે કવિ હરકિસન જોશીની. કવિને અભિનંદન.

- સ્પર્શ દેસાઈ

કવિતા : નામ મધુરું આપ ગુંજે
એક જ મર્મ-મધુવનની કુંજે
સળંગ અંક : ૨૨૨
વર્ષ : ૩૯ ખંડ : ૬, ઑગ.-સપ્ટે.-૨૦૦૪
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક પાનત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.
સૂચના : વરસમાં છ અંકો દર મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિલેખક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
લવાજમ : દેશમાં રૂ. ૧૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, ઍરમેલ રૂ. ૪૨૦, આ અંકના રૂ. ૨૦/-, બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

કવિતા : નામ મધુર ... ગુંજે
એક જ મર્મ ... વનની કુંજે
સળંગ અંક : ૨૨૨
વર્ષ : ૩૮ અંક : ૬ ઑગ.-સપ્ટે.-૨૦૦૪
મુખપૃષ્ઠ સજાવટ ... આભાર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, એરમેલ રૂ. ૪૨૦, આ અંકના રૂ. ૪૦/-.
બહાર ગામનું લવાજમ 'SARASHTRA TRUST'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T. P. 2870831. FAX NO 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

## ક્યાંય નથી

ફૂલ કહે ભમરાને, ભમરો વાત વહે ગુંજનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કાલિન્દીના જલ પર ઝૂકી
પૂછે કદંબ ડાળી,
યાદ તને બેસી અહીં વેણુ
વાતા'તા વનમાળી?
લહર વમળને કહે, વમળ એ વાત સ્મરે સ્પંદનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કોઈ ન માગે દાણ, કોઈની
આણ ન વાટે ફરતી,
હવે કોઈ સખીથી રસનાં
સાવ નહીં ફૂલો ઝરતી !
નંદ કહે જશુમતીને, માતા વાત ભરે લોચનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં.

શિર પર ગોરસમટુકી, મારી
વાટ ન કેમે ખૂટી,
અબ લગ કંકર કોઈ ન લાગ્યો,
ગયાં ભાગ્ય મુજ ફૂટી;
નયન કહે આંખોને, આંખો વાત વહે અંજનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં

• હરીન્દ્ર દવે •

## કવિ પરિચય



### મીનાક્ષી કૈલાસ પંડિત

મીનાક્ષી પંડિતની કવિતાનો મિજાજ જુદો છે. મોટે ભાગે અછાંદસ લખે છે. કોઈકને એમની કવિતા વિપિન પરીખના ગોત્રની લાગે. પણ લાગે એટલું જ. બાકી એમની કવિતાનો મિજાજ અને અભિવ્યકિત ઘણી નોખી છે. સામાન્ય ઘટનામાંથી એ કશુંક નિજી સંવેદનની મુદ્રાથી અંકિત કરીને નિપજાવી શકે છે. એમની કવિતાની સરળતા છેતરામણી સરળતા છે. ઉપર ઉપરથી વાંચી નાખવાની કવિતા નથી.

### પ્રફુલ્લ પંડયા

પ્રારંભમાં પ્રલંબ લયના ગીત માટે વિશેષ જાણીતા હતા. વચ્ચે કોઈક કારણસર એમની સરસ્વતી લગભગ લુપ્ત થઈ ગયેલી. હવે પાછી સદનસીબે વહેતી થઈ. ગીત એમની કલમને સહજ છે. પત્રકાર હોવાને નાતે સાંપ્રત વિષયો પર પણ રચના લખે.

### પન્ના નાયક

ફિલાડેલ્ફિયા રહે છે. 'વિદેશિની' એમના 'પ્રવેશ' થી 'આવનજાવન' સુધીનો સંગ્રહ. ટૂંક સમયમાં એમના બે કાવ્યસંગ્રહો પ્રગટ થશે. ' ચેરીબ્લોસમ્સ' અને અગિયાર દીર્ઘ કાવ્યનો સંગ્રહ 'રંગઝરૂખે'. મોટે ભાગે અછાંદસ લખે. ક્યારેક ગીત, સૌનેટ અને ગદ્ય સૉનેટ. સામાન્ય રીતે એમની કવિતા વ્યથાથી કણસતી રહી છે. હવે એમની કવિતાની ગતિ વિષાદમાંથી પ્રસાદ તરફ જતી હોય એવું લાગે છે.

### અશરફ ડબાવાલા

'ધબકારાનો વારસ'ના કવિ. મુખ્યત્વે ગઝલકાર. ક્યારેક અછાંદસ પણ લખે. એમની કલમમાં ઉતાવળ નથી. જે લખે તે ઘુંટાયેલું લખે. ગઝલ સ્વસ્થતાથી વાંચે. સસ્તા મનોરંજનમાં કદીય ન સરી પડે. વ્યવસાયે ડૉક્ટર હોવા છતાંયે ગુજરાતી ગઝલનું લાલનપાલન પડઘાઓની પાર જઈને નિજાનંદે કરતા રહે છે.

સુરેશ દલાલ

પોતે પોતા વિશે લખે એ બરાબર નથી. પણ ગીત પ્રમાણમાં સહજ છે. અછાંદસ પણ લખે અને નગરજીવનના કટાક્ષકાવ્યો પણ લખે. કવિતા એની લાઈફ લૉંગ અફેર છે. ક્યારેક સૉનેટ પણ લખે. તાજેતરમાં 'બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ' ગ્રંથનું સંપાદન કર્યું છે જેમાં ૬૦૦ વર્ષની ગુજરાતી કવિતાને રજૂ કરવામાં આવી છે. આ ગ્રંથમાં ૬૩૦ કવિઓના ૧૦૦૮ વૈવિધ્યસભર કાવ્યોનો સમાવેશ કર્યો છે.

મધુમતી મહેતા

શિકાગોમાં રહે છે. વ્યવસાયે ડૉક્ટર છે. એમના ગીત અને ગઝલમાં કોઈનું અનુકરણ નથી પણ મીનનું અનુરણન છે. એમની કૃતિઓ વાંચતા ક્યાંય બેતબાજીનો ખ્યાલ ન આવે. એમની કવિતા ઊંડાણથી વાંચવાની છે. સામાન્ય રીતે ગઝલ અને ગીત લખે છે. સંખ્યા અને ગુણવત્તાની દૃષ્ટિએ કાવ્યસંગ્રહ થઈ શકે એટલી કવિતા એમની પાસે છે. જ્યારે સંગ્રહ પ્રગટ થશે ત્યારે એમના અવાજના નોખાપણાનો વિશેષ ખ્યાલ આવશે.

નટવર ગાંધી

વૉશિંગ્ટનમાં રહે છે. સરકારી ઉચ્ચ હોદ્દો એમની પ્રતિભાને કારણે એમને મળ્યો છે. પશ્ચિમનું સાહિત્ય ચિક્કાર વાંચે છે. હરિશ્ચંદ્ર ભટ્ટ, ઉમાશંકર જોશી અને દર્શક એમના પ્રિય સર્જકો. વરસોથી વીસરાઈ ગયેલું સૉનેટનું સ્વરૂપ અને છંદો એમને હાથવગા છે. અમેરિકામાં નેટ ગાંધી તરીકે ઓળખાય છે. પણ એમના સૉનેટને કારણે ગુજરાતી સાહિત્યમાં એ સૉનેટ ગાંધી તરીકે ઓળખાશે. ટૂંક સમયમાં એમનો કાવ્યસંગ્રહ 'અમેરિકા અમેરિકા' પ્રગટ થશે ત્યારે પ્રજાને ખ્યાલ આવશે કે એમની કલમ કેટલી બળૂકી છે. એમના સૉનેટની વિશિષ્ટતા એ છે કે સામાન્ય રીતે પરદેશમાં વસતા સર્જકો ભારતના ઝુરાપાની વાત કરતા હોય છે, ત્યારે આ કવિએ અમેરિકાને સાક્ષીરૂપે જોઈને અત્યંત સ્વસ્થપણે કોઈ પણ લાગણીવેડામાં સરી પડ્યા વિના સૉનેટના શિલ્પને કંડાર્યું છે.

મહેશ દવે

'કવિતા'નો છેલ્લા કેટલાક વરસોથી એ શિરસ્તો રહ્યો છે કે મહેશ દવે આપણને કોઈ એક કે બે પશ્ચિમના કવિઓના અનુવાદો આપે. અહીં ત્રણ નોબલ પારિતોષિક વિજેતા કવિઓના અનુવાદો વિસ્તૃત પરિચય સાથે એમણે આપ્યા છે. ઉત્તમ અનુવાદક છે. એમનો મૌલિક કાવ્યસંગ્રહ 'કોરે કાગળ સહી' અને અનુવાદનો ગ્રહ 'અનુધ્વનિ' પ્રગટ થયા છે.

- સુ.દ.

# મીનાક્ષી કૈલાસ પંડિત

### વિશ્વાસ

તેં આપેલા વિશ્વાસ વિશે
શંકા કરું તો?
સવારે ઊગેલો સૂરજ મને પીળો લાગે,
બગીચામાં મહેકતાં ફૂલો માથું ઢાળી દે,
મેંદીનાં લીલાં પાનને ચૂંટીને
કોઈ વાટે જ નહીં.

તેં રોપેલા છોડમાં
ગુલાબ ઊગી ગયાં છે
અને
મારા ભીના વાળ હજી મેં
બાંધ્યા નથી.

▢

## અતીત

કૉલેજમાં વિતાવેલાં મારાં વરસોને
મેં ઓગાળી દીધાં છે મારા લોહીમાં.
સાવ અચાનક કૉલેજનું એક પુસ્તક હાથમાં
આવી જતાં ઉઘાડી દઉં છું ત્યારે એમાં રહેલ
પતંગિયાંઓ ઊડાઊડ કરી
લઈ જાય છે મને ગઈ કાલની ભવ્યતામાં.
હું એક પતંગિયાને પકડીને પૂછું છું —
કૉલેજની લૉબીમાં ઊભેલા થાંભલાઓ
હજીયે ઊભા રહી બીજાને ઓથ આપે છે ખરા?
અને પેલા મસમોટા મેદાનમાં
ઊગેલું ઝીણું ઝીણું લીલું ઘાસ
હજીયે પહેલાંની જેમ વાતો કરી
બેસાડી રાખે છે ખરું?
અને એકબીજાના ખબર, એકબીજાને
આપતો પેલો ગુરખો રિટાયર્ડ થઈ જશે
ત્યારે 'કોઈ'ને શોધવા 'કોઈ' ક્યાં જશે?

મારા ક્લાસરૂમની બારીમાંથી ભાગી ગયેલો
સમય હવે,
ટેબલખુરશીએ બેસી
છેલ્લી તારીખનો ઇંતજાર કરતો
ટ્રેનમાં લટકીને ઘેર જાય છે.

હું હવે સિગ્નલોને ક્રૉસ કરતાં કરતાં
અચાનક હસી પડું તો માનજો કે
એક પતંગિયાએ મને ગલગલિયાં કર્યાં હશે.

□

# સંસ્કૃતિ

કોઈ હોટલમાં જઈ કૉફી પીધા પછી
વેઇટરને કપ લઈ જવાનો ઇશારો
કરતી હોઉં છું ત્યારે
ઢોળાયેલી કૉફીને છોકરાની આંખો
લુછણિયા દ્વારા પી જાય છે.

હાથગાડી ખેંચી રહેલા મજદૂરના
શરીરેથી નીકળતા પસીનાની
ખારાશને સમંદર જોડે
કોઈ સંબંધ નથી.

પગથારે પથરાયેલાં ઝૂંપડાંઓમાં રહી,
દારૂના ડબ્બામાં છબછબિયાં કરી રહેલા
છોકરાઓની આંખો
બિડાઈ જાય એ પહેલાં
ઊડી ગયેલા મ્યુનિસિપાલિટીના
બલ્બો નવા નાખી દો.

ગાંધીજીના ફોટા નીચે
મિસ્ટર એમ. ગાંધી લખવાનું ભૂલતા નહીં,
કારણ આપણાં બાળકો હવે
કોન્વેન્ટમાં ભણે છે.

□

## અસ્તિત્વ

આજ સુધી તેં તારી જાતને બધા માટે જોતરી,
ચાલ સખી, હવે બહાર નીકળ આ કોચલામાંથી
અને આનંદ માણ તારા અસ્તિત્વનો...

દીકરી, બહેન, પત્ની, મા, સાસુ કેટલાયે
સંબંધોમાંથી પસાર થયેલી તું
કેટલાં વરસો વેડફી નાખ્યાં આ કોરા સંબંધોમાં.
તારા માટે તું ક્યાં છે?
માટે જ ચાલ સખી, આનંદ માણ તારા અસ્તિત્વનો...

ઘરકામ, નોકરી, લગ્ન, મૃત્યુ, વ્યવહાર, સારસંભાળ,
આ ઘટ્યું, પેલું લાવવાનું, દીકરીની સ્કૂલની ફી
ભરવાની, ટ્યૂશન માટે ટીચર પણ શોધવાની,
આ બધી જફામાંથી છૂટવા માટેનું ટ્યૂશન લઈ
ચાલ સખી, આનંદ માણ તારા અસ્તિત્વનો...

એય સાચેસાચું કહેજે, ક્યારેક તું ઉદાસ
થઈ જાય છે ને?
તારી એકલતાને ધરબી દેવાની કોશિશ કરી
હસવાનો ડોળ કરે છે ને?
એ માટે તું સારી સારી સ્મૃતિઓને યાદ કર,
કવિતાઓ વાંચ, ગાવાનું મન કરે તો મોકળા
મને કોઈ ગીત ગાઈ નાખ,
તારી જાતને જીવતા શીખવ અને આ રીતે
ચાલ સખી, આનંદ માણ તારા અસ્તિત્વનો...

□

સ્કૂલમાંથી મારાં દીકરા-દીકરી આવીને
જે રીતે પોતાનાં દફતરો ફંગોળે છે
એ જોઈને હું દંગ રહી જાઉં છું.
દફતરોનો બોજ લાદતાં, ઘરે આવી
લુશલુશ નાસ્તો કરી બેસી જાય છે
હોમવર્ક કરવા માટે.
હું પરાણે એમને બહાર રમવા જવાનું
કહું છું તો તેઓ મારા પર વરસી પડે છે:
'અમારું લેસન પૂરું કરી લેવા દો,
નહીં તો અમને અમારી સિરિયલ જોવા નહીં મળે.
આજે તો હું wwf જોવાનું છું.
ના, મારે તો કાર્ટૂન નેટવર્ક જોવું છે.'
બંને બાળકો પોતપોતાની મનપસંદ
ટીવી સિરિયલો જોવાની લમણાંઝીકમાં પડી જાય છે:

હું એમને બહાર જઈ આંધળો પાટો, પકડદાવ,
કબ્બડી, ગિલ્લીદંડો કે દોરડા કૂદવા કહું છું તો
એમના ચહેરા પર મસમોટું પ્રશ્નાર્થ ચિહ્ન
જોવા મળે છે.
મમ્મી આ બધું શું બકી રહી છે?
આવી તે કોઈ રમત રમાતી હશે?
ટીવી અને વિડિયો ગેમ્સે બાળકોના
મનનો કબજો કર્યો છે.

લાગે છે આપણે આપણી જૂની રમતોનું
એક પુસ્તક છપાવવું પડશે અથવા
એની સીડી તૈયાર કરાવવી પડશે!
બાળકો કદાચ કૉમ્પ્યુટર સામે બેસી
રમતો શીખી તો શકે!!!



ઑફિસમાં બેસી, બારી બહાર પડતા
ઝરમર ઝરમર વરસાદને નીરખતી હું
પહોંચી જાઉં છું મેઘધનુષને પામવા.
સરકારી ઑફિસના નિસ્તેજ વાતાવરણમાં,
ટાઈપિંગના ટકટક અવાજમાં,
હેડક્લાર્કના રુઆબમાં
અને ફાઈલોના ઢગલા વચ્ચે
માથું ખોસી કામ કરતા હોવાનો ડોળ
કરતા મારા સહકાર્યકરો વચ્ચે
ચાલતી ચીલાચાલુ જોક્સમાં —
બધાથી અલગ પડતી હું
થાય કે ઑફિસના બધા જ કાગળોની
હોડી બનાવી વરસાદના વહેણમાં તરતી મૂકી દઉં
અને પાણીમાં છબછબિયાં કરી રહેલાં
ટાબરિયાંઓની સાથે ગેલમાં આવી
આવ રે વરસાદ... ગાવા માંડું.
સાથેસાથે ભગવાનને પ્રાર્થના કરું કે
એટલો બધો ધોધમાર વરસાદ વરસાવ કે
આખી મુંબઈ નગરી જળબંબાકાર થઈ
બેચાર દિવસ સુધી ટ્રેન બંધ થઈ જાય
પછી ઑફિસમાં જવાનું જ નહીં
ઘરમાં પુરાઈ રહી ટીવી જોતાં જોતાં
ગરમ ગરમ ભજિયાંની સાથે ચા પીતાં પીતાં
વરસાદને મનભરીને માણી લઉં.
મારી આ સ્વપ્નનગરીમાં વિહરતી હતી
ત્યાં જ પ્યુને આવી મને
તંદ્રામાંથી જગાવી – સાહેબ બોલાવત આહે
અને હું રિપોર્ટ તૈયાર ન કર્યો
એનાં બહાનાં ગોતતી ચાલવા માંડી
સાહેબની કેબિન તરફ...

□

પોસ્ટઑફિસમાં ઇન્વેસ્ટિગેટર ઇન્સ્પેક્ટરની
રાહ જોતાં જોતાં થાકી ગયેલી હું
શુષ્ક મને નિહાળી રહી હતી
ત્યાંની ચહલપહલ
સીલિંગ પર ફરતા મંદ ઘરેરાટીવાળા પંખા
મંદ મંદ લાઇટો
પોસ્ટમૅનોની અવરજવર
લોકોનો શોરબકોર
પત્રો પર પડતા ઠકાઠક સ્ટૅમ્પનો અવાજ
રોજબરોજના આવતા હજારો પત્રો
અને બહાર જતા પત્રો
પત્રોના જ ઢગલામાં રહેતા
આ પોસ્ટમૅનો ક્યારેય
પ્રેમપત્ર લખી શકતા હશે ખરા?
તું મને રોજ એક પત્ર લખતો
અને મારી પાસે એનો જવાબ
પણ લખાવતો.
આપણા કેટલા બધા પત્રો
ફરી ફરીને વાંચીએ તોય મન ન ભરાય
એવા જ એકાદ પત્રની હું
રાહ જોઈ રહી છું.
કદાચ ભગવાનના દરબારમાંથી પત્ર આવે
અને પોસ્ટમૅન દરવાજો ઠોકીને કહેઃ
'લેટર'
અને હું દોડીને એ પત્ર લઈ વાંચી
તને એનો જવાબ લખું
પણ પત્ર કયા એડ્રેસ પર પોસ્ટ કરું?
આવું વિચારતી હતી ત્યાં જ
ઇન્વેસ્ટિગેટર ઇન્સ્પેક્ટર આવ્યો અને
હું અટવાઈ ગઈ તારા
ડેથ સર્ટિફિકેટના વેરિફિકેશનમાં.



ઑફિસમાં બેસી, બારી બહાર પડતા
ઝરમર ઝરમર વરસાદને નીરખતી હું
પહોંચી જાઉં છું મેઘધનુષને પામવા.
સરકારી ઑફિસના નિસ્તેજ વાતાવરણમાં,
ટાઈપિંગના ટકટક અવાજમાં,
હેડક્લાર્કના રુઆબમાં
અને ફાઈલોના ઢગલા વચ્ચે
માથું ખોસી કામ કરતા હોવાનો ડોળ
કરતા મારા સહકાર્યકરો વચ્ચે
ચાલતી ચીલાચાલુ જોક્સમાં —
બધાથી અલગ પડતી હું
થાય કે ઑફિસના બધા જ કાગળોની
હોડી બનાવી વરસાદના વહેણમાં તરતી મૂકી દઉં
અને પાણીમાં છબછબિયાં કરી રહેલાં
ટાબરિયાંઓની સાથે ગેલમાં આવી
આવ રે વરસાદ... ગાવા માંડું,
સાથેસાથે ભગવાનને પ્રાર્થના કરું કે
એટલો બધો ધોધમાર વરસાદ વરસાવ કે
આખી મુંબઈ નગરી જળબંબાકાર થઈ
બેચાર દિવસ સુધી ટ્રેન બંધ થઈ જાય
પછી ઑફિસમાં જવાનું જ નહીં
ઘરમાં પુરાઈ રહી ટીવી જોતાં જોતાં
ગરમ ગરમ ભજિયાંની સાથે ચા પીતાં પીતાં
વરસાદને મનભરીને માણી લઉં.
મારી આ સ્વપ્નનગરીમાં વિહરતી હતી
ત્યાં જ પ્યુને આવી મને
તંદ્રામાંથી જગાવી – સાહેબ બોલાવત આહે
અને હું રિપોર્ટ તૈયાર ન કર્યો
એનાં બહાનાં ગોતતી ચાલવા માંડી
સાહેબની કેબિન તરફ...

□

પોસ્ટઓફિસમાં ઇન્વેસ્ટિગેટર ઇન્સ્પેક્ટરની
રાહ જોતાં જોતાં થાકી ગયેલી હું
શુષ્ક મને નિહાળી રહી હતી
ત્યાંની ચહલપહલ
સીલિંગ પર ફરતા મંદ ઘરેરાટીવાળા પંખા
મંદ મંદ લાઇટો
પોસ્ટમૅનોની અવરજવર
લોકોનો શોરબકોર
પત્રો પર પડતા ઠકાઠક સ્ટૅમ્પનો અવાજ
રોજબરોજના આવતા હજારો પત્રો
અને બહાર જતા પત્રો
પત્રોના જ ઢગલામાં રહેતા
આ પોસ્ટમૅનો ક્યારેય
પ્રેમપત્ર લખી શકતા હશે ખરા?
તું મને રોજ એક પત્ર લખતો
અને મારી પાસે એનો જવાબ
પણ લખાવતો.
આપણા કેટલા બધા પત્રો
ફરી ફરીને વાંચીએ તોય મન ન ભરાય
એવા જ એકાદ પત્રની હું
રાહ જોઈ રહી છું.
કદાચ ભગવાનના દરબારમાંથી પત્ર આવે
અને પોસ્ટમૅન દરવાજો ઠોકીને કહેઃ
'લેટર'
અને હું દોડીને એ પત્ર લઈ વાંચી
તને એનો જવાબ લખું
પણ પત્ર કયા એડ્રેસ પર પોસ્ટ કરું?
આવું વિચારતી હતી ત્યાં જ
ઇન્વેસ્ટિગેટર ઇન્સ્પેક્ટર આવ્યો અને
હું અટવાઈ ગઈ તારા
ડેથ સર્ટિફિકેટના વેરિફિકેશનમાં.

□

તારી જ ઇચ્છા પ્રમાણે બાંધેલા
ફિરાફિટ વાળ તેમ જ
તને ગમતા ડ્રેસમાં જ, તારી રાહ
જોતાં જોતાં બે વાર તો ચા ઠરી ગઈ.
ફોન સામે જોઈ રડું રડું થતી હતી
ત્યાં જ તું આવ્યો અને
સમગ્ર વાતાવરણમાં સુગંધ પ્રસરી ગઈ
હું બોલતી જ નથી એવું લોકો કહે છે
ત્યારે હું ફૂલોને જોવા માંડું છું.
પૂરપાટ દોડી જતી મોટરો વચ્ચે રસ્તો
ક્રૉસ કરી, સામે ફૂટપાથ પર પહોંચી
જવાની આદતને કારણે
આપણા લોહીમાં ઘડિયાળ
ઓગળી ગયાં છે એ ખરું.
તારીખનાં ચોકઠાંઓના ઇશારે
આપણે ચાલીએ છીએ એય ખરું.
પણ,
આપણે દરિયાની રેતીમાં બેસી
હજીયે ભીના થઈ શકીએ છીએ
એ વાતની
સૂરજને ખબર પડી ગઈ તો?

❑

મને ફિશ બહુ ભાવે છે
એ રંધાતી હોય છે ત્યારે
એની સુગંધ પણ
મને ખાઈ જવી ગમે છે.
એ ડિશમાં મુકાઈ નહીં જાય ત્યાં સુધી
હું ખૂબ જ વિહ્વળ થઈ જાઉં છું.
તું જ્યારે બહારગામ ગયો હતો ત્યારે
એક વાર એકલી તળાવકિનારે
ફરવા ગઈ હતી.
એ તળાવેથી એક છોકરાએ ફિશને પકડી
બહાર રેતી પર ફેંકી દીધી
એ તરફડવા માંડી
મેં ઊંચકીને એને પાછી પાણીમાં
તરતી મૂકી તેવી જ એ
જીવ બચાવીને ભાગી છૂટી
એ પછી હંમેશાં હું ફિશ જોઈને
તરફડી ઊઠું છું.
હવે હું એ ખાઈ શકતી નથી
એ ફિશ તે દિવસે કદાચ બેપાંચ
મિનિટમાં તરફડિયાં મારીને મરી પણ જાત
હું તો મરી પણ નથી શકતી.



તારી આંખમાં છલકાતા શ્વાસમાં
મારા વિશ્વાસનું વહાણ તરી જશે
તને અચાનક ઊંઘમાં બોલાવી બેસું છું ત્યારે
દૂર કશે તું ઝબકીને જાગ્યો તો હશે જ!
દુનિયાએ કદી પ્રેમનો સ્વીકાર નથી કર્યો
એ ખરું, પણ,
તપ્ત સહરામાં ઝૂરતાં ઝાંઝવાંમાં
પાણી છે એવી પ્રતીતિ થઈ ગયાના ક્યા
દાખલા નથી આપણી પાસે?
બગડી ગયેલા ટેલિફોનના જંગલમાં
ભટકી ગયેલી મને અચાનક તું
મળી ગયો, સારું થયું
ચાલ હવે આપણે સૂરજ ઊગવાની
પ્રતીક્ષા કરીએ!



હતાશ થઈ ગયેલી હું
કાંઠે બેસી દરિયાને જોતી હોઉં છું ત્યારે
આંખો ભીની થઈ જાય છે મારી,
પણ એ આંસુને મારી લાગણી સાથે
કોઈ સંબંધ નથી.

બંધાઈ રહેલા ઊંચા મકાનના પાયામાં
પુરાઈ ગયેલાં મારાં અઢાર વર્ષનાં
સપનાંઓને બદલે
મળેલા થોડાક સિક્કાઓ
ગલીના નાકે ઊભા રહેલા ભિખારીને
આપી હું નીકળી ગઈ છું,
બાળમંદિરે જઈ રહેલા બાળકની
પાટી જેવી હું
કોરેલા ચિતરામણનો અર્થ
બેસાડવા મથી રહી છું હવે.



મારી ચપ્પલની પટ્ટી તૂટી ગઈ
અને હું
લંગડાતી લંગડાતી ઘર તરફ
આવવા માંડી
રસ્તામાં કોક પૂછ્યું, કોકે ઇશારો કર્યો
પડી ગઈ?
મેં ડોકું હલાવ્યું
એનો અર્થ કોઈ સમજ્યા, કોઈ નહીં.
હું ઘરે પહોંચી
બીજી ચપ્પલ પહેરી, પણ
ચાલવા જતાં
ખરેખર હવે હું
લંગડી... કે શું?

❏

કાળાંડિબાંગ વાદળોથી ઘેરાયેલા
મારા ચાંદ, નીકળી ગયો છે હસતો હસતો તું
ડાઘ લાગી ગયો છે તારી ચાંદનીને.

ટ્રેનના ડબ્બાની ભીડથી
ત્રસ્ત થઈ ગયેલી હું, મને
શું જોઈએ છે, કહેવું પડશે હવે?

આખા શહેરમાં રખડીને ખૂબ થાકી
ગયો હશે તું
આવ, સૂઈ જા! મારે ખોળે માથું મૂકી.

મારા આખા શરીરને વીંછીઓ
પીંખી ખાશે તોય
તને ખલેલ નહીં પડે.

સૂરજને કહેજો કે તું નહીં
આવે તો ચાલશે
એક દીવો પામી ચૂકી છું હું!

❏

## દીકરી

મારી દીકરી મને બહુ ગમે છે
નાની અમસ્તી, બોલતી, રમતી,
ફોટા જેવી ઢીંગલી.
દોડતાં દોડતાં પડી જાય છે ત્યારે
ફૂલના ઢગલા જેવી લાગે છે
કોઈ પણ ખવડાવો તો એ
ડ્રેસ ઉપર જરૂર નાખે છે તોય એ
ગંદા થતાં જ નથી.
એ ખિલખિલાટ હસે છે ત્યારે
ખોબલો ધરી હાસ્ય ભેગું કરી
પર્સમાં મૂકી દઉં છું હું
પછી આખો દિવસ એ પર્સ ખોલી
દીકરીના હાસ્યથી મારા ચહેરાને
ભર્યા કરું છું.
દીકરી મોટી થઈ જશે ત્યારે?

◻

કાલે કદાચ હું નહીં હોઉં તોયે
સૂરજ તો ઊગશે જ,
ગાડીઓ દોડશે જ અને
મારી ખુરશી પર બીજું કોઈ બેસી જ જશે.

હું પડખું ફરી ફરીને ક્યારની આ જિંદગીની
ભૂતાવળમાંથી નીકળવા મથું છું અને
લપસી પડું છું.
એકલા રહેવાની સજા મૃત્યુથી પણ વિશેષ છે,
એ અહેસાસ સાથે આંખ ખોલું છું
અને બંધ બારણાંને સ્પર્શી
ભીંતમાં માથું નાખી દઉં છું.
આમતેમ સૂતેલાં કૂતરાંઓને કહો
ભસવા માંડે
હું કોઈની રાહ જોઈ રહી છું.

◻

❖ મીનાક્ષી પંડિત ❖ કવિતા(૨૨૩)

તેં આપેલી વીંટી રાતના
સૂઈ ગયા પછી
ફૂલ થઈ
સુગંધથી ભરી દે છે મને.
તને ન જ કહી શકાયેલી
બધી જ વાતો
એને કહી દઉં છું
સ્વપ્નામાં
તો ક્યારેક એને
ચૂમી લઉં છું
જોકે
દુષ્યંતની દંતકથામાં વિશ્વાસ નથી
તને!



મોકળા મને રડી શકું એની કને
એવો ખમતીધર છે એ.
વિશ્વાસપૂર્વક હાથ મૂકી શકું
એવા ખભા છે એના.
અક્ષરો વચ્ચેની ખાલી જગ્યાનો
અર્થ સમજાવ્યો છે એણે.
સળીઓ ભેગી કરી
માળો બાંધતી ચકલીને
છબીની પાછળથી
ઉડાડી મૂકતી હતી પહેલાં
હવે
ખુશ થાઉં છું એને જોઈને.



મિલના ભૂંગળાના વાગવા સાથે
ઊઠી જતો માણસ હવે,
તુલસીની માળાને બદલે
છાપું ફેરવે છે.
વધી રહેલા ભાવથી
અકળાઈ, બડબડાટ કરતો એ
તૈયાર થઈ સ્ટેશને આવે છે ત્યારે
ભુલાવી નાખે છે બધું.
કેન્સલ થઈ જતી ગાડી.
આવેલી ગાડીમાં ઘૂસ્યા પછી
માંડ માંડ શ્વાસ લઈ શકતો એ
આવેલી ઉધરસને દબાવી
નીકળેલા ગળફાને
ચૂઇંગગમની જેમ ગળી જાય છે.
ઘેટાં જેવી જનતાને
ગૂંગળાવી રહેતી સત્તા
મારી નથી નાખતી, કારણ
એ અહિંસાની પૂજારણ છે.
એની કેબિનમાં
ગાંધીજીનો ફોટો લટકે છે.

◻

વહેલી સવારે હું ઊંઘમાં હતી
ત્યારે જ
એક પતંગિયું મારા કાન પાસે
આવી બેસી ગયું
અને મને કહેવા લાગ્યું —
આજે હું કહું એમ કરવાનું:
આરામથી ઊઠજે,
ગાડીઓની ધમાલથી દૂર રહેજે,
કોઈ પુસ્તક વાંચજે,
ઊઠીને ફરીથી સૂઈ જજે,
હું તારી પાંપણો પર બેસી વાતો કરીશ,
મારી પાંખોથી તારું માથું પસવારીશ,
તને ચાનાસ્તો બનાવી આપીશ,
પછી તું ફૂલફૂલવાળી મેક્સી
પહેરીને બેસજે,
હું બધાં ફૂલોને સુગંધથી
ભરી દઈશ,
ગીતો ગાઈશ,
આજનો દિવસ મને 'કંપની' આપજે
આપીશને?
હું કશું જ કહેવા જાઉં એ પહેલાં
એલાર્મ રણકી ઊઠ્યું.

□

## મૃત્યુ એક અનુભૂતિ.

મારા જન્મદિવસે બળતી મીણબત્તીને
બુઝાવી નાખ્યા પછી હું તાળીઓ પાડવાનું
ભૂલીને ઊભી રહી ગઈ છું
આપણી આ નશ્વર જીવનની મીણબત્તીને
બુઝાવવા પ્રત્યેક પળે શ્વસાયા કરે છે
પણ એ ક્યારે ઓલવી નાખશે તે
કહી શકાતું હોત તો ?
કદાચ દુનિયામાં ઘડિયાળની કે,
કેલેન્ડરની શોધ જ ન થઈ હોત.
કેક કાપી, ગીફ્ટ લઈ
ઉભું છું ત્યારે પણ મારા શ્વાસ તો
ચાલુ જ છે.
એક વાર સ્મશાન જોયા પછી માણસ
રાતે સૂઈ શકે છે એ વાત જાણ્યા પછી
મેં મીણબત્તી બુઝાવવાની આદત પાડી દીધી છે.

મીનાક્ષી પંડિત

# પ્રફુલ્લ પંડ્યા

## ઊઘડતા ગીતનું ગીત

ગીત ઊઘડે છે ત્યારે કૈંક એવું ઊઘડે છે કે
'બંધ' બધું આવી જાય બ્હાર!
મારી અંદર તો ભાઈ ડમરુ વગાડે છે
અને ડમડમમાં સઘળોયે સાર!

ડમરુના શબ્દોએ ખોદ્યાં ઊંડાણ
પૂર્વજન્મો કૈં બોલવા લાગ્યા
મારી અંદરનાં ઝરણાં વહેવા લાગ્યાં ને
કૈંક તરણાંઓ કોળવા લાગ્યાં!

કોળે છે ત્યારે કૈંક એવું કોળે છે કે
બીજમાંથી અંકુરની હાર!

પછી શબ્દોની આંખેથી ઝળઝળિયાં જોઉં
અને મનમાં લીલોતરી ઊગે!
હૈયાને હોઠ કેરી છાલક વાગે ને
કૈંક સળવળતું અંદર જઈ પૂગે!

સરકે છે ત્યારે કૈંક એવું સરકે છે
કે ફૂટે અજવાળાની ધાર!
ફરકે છે ત્યારે કૈંક એવું ફરકે છે
કે અંધારું નીકળી જાય બ્હાર!

□

## કાને માંડો

ખળખળતું આ ગીત વહે છે એ તો કાને માંડો,
સરસરતું આ વૃક્ષ વહે છે એ તો પાને માંડો!

સરસરતા આ શબ્દો વચ્ચે ફરફર ઊંડો કૂવો,
કૂવા ઉપર ચિચૂડચિચૂડ ને કૂવા અંદર ભૂવો!

સળવળતા કૈંક સૂર વહે છે એ તો કાને માંડો!

પવન થઈને વહેતો પાછો પ્રકાશ થઈ ફેલાતો,
સદીઓના ઓથાર ઉલેચી જીભ ઉપર લ્હેરાતો!

એ જ ભૂવાનો શબ્દ વહે છે એ તો કાને માંડો!
શબ્દ શબ્દને અર્થ કહે છે શઢ-સુકાને બાંધો!



## ચાર છેડાનું ગીત

ચાર છેડાને ભેગા કરવા રોજ મથામણ કીધી
કિન્તુ ચારેય છેડા તૂટ્યા..
ચાર છેડાનો મંડપ બાંધી શક્યા નહીં ને
મંડપના આધાર બધેથી ખૂટ્યા...

એમ હતું કે એક મંચ પર ભેગા થાશે સૌ
પછી તો રમઝટ બોલી જાશે..
પ્રત્યેક વિચાર સ્મિત રેલશે અને પછી તો
અર્થોનીયે કરવટ બદલી જાશે..

અને પછી તો ધ્વનિમંગળનું સામૈયું બાહુ થાશે
એવા વિચાર મનમાં ઘૂંટ્યા..

ઘૂંટેલી વાતોને મનમાં ફરી ફરીને ઘૂંટી
સાથે સતનું રાખ્યું રાજ!
જ્યારે પણ એકલતા સાલી ત્યારે મનની
અંદર અંદર બજી ઊઠ્યું'તું સાજ!

એમ કરીકરીને દિવસ કાઢ્યા તોય દિવસના
દરવાજાઓ અડધી રાતે તૂટ્યા...

□

## અંદરબહારની 'કાહટી'નું ગીત

અંદર ને અંદર સૌ 'કાહટી' કરે છે એને બ્હારથી જોવાનું મુશ્કેલ છે
બહારની સપાટીએ જે ચાલ્યા કરે છે એમાં પણ ક્યાં કોઈ ઉકેલ છે?

જીવન એક ખેલ છે ને સોદાબાજી છે
એવા સોદા અંધારે કરાર છે,
એમાં હસ્તાક્ષર કરનારની જમાત?
ભાઈ એવીય જમાત બેસુમાર છે!

અજવાળિયા સંતો સામી 'કાહટી' કરે છે એને ફળવાનું ખાસ્સું મુશ્કેલ છે!

સુખના જે ડાબલાઓ દાટ્યા એ ડાબલાને
ખુરશી પર બેસીને શોધવા,
એવી શર્તોનો ભાર ઝીલ્યો ઝિલાય ના
દરવાજા કેમ કરી ખોલવા?

આવા કૈંક ખેલ, ખેલ અંદર ને બ્હાર, એને પ્યારથી જોવાનું મુશ્કેલ છે!

## 'સંસ્કારી' માણસનું ગીત

'સંસ્કારી' માણસને પ્રેમ ના કરાય
એને એક ખૂણે બેસાડી રાખો,
'સંસ્કારી' માણસ જો આંખો મિચકારે તો
ઊજડી જાય કીર્તિનો ઝાંપો!

સંસ્કારી માણસે છત્રી ઓઢીને સતત
ઈશ્વરની વાતો કરવાની!
આંખ સામે ફૂલ જેવું ફાટી પડે તોયે
સ્વારથની માળા જપવાની!

રિવાજો સામે છાતી કાઢી શકાય ના,
રિવાજનો ઊંડો છે ખાંપો?

'સંસ્કારી' માણસને સપનાં આવે તો
એનાં સપનાં પર મારી દો ચોકડી!
'સંસ્કારી' માણસે સખણા રહેવાનું છે
વળી લાવવાની રૂપિયાની થોકડી!

થોકડી વિના તો નકામો કહેવાય
એને સાત ગાઉ સંતાડી રાખો!

□

## A Political Human Beingનું ગીત

એક પગ ઠાઠડી પર મૂકીને બોલું છું
યાતનાનો કોઈ નથી અંત!
મૌન કેરા સળિયાઓ તોડીને બોલું છું
સત્ય પણ ખોવાયું છે સંત!

કેમ કરી કહેવું કે એક બનો, નેક બની
અંદરખાને છે ખેંચતાણ!
સ્વારથ ને પૈસા ને ખુરશીની બહુ મોટી
મૂલ્યોની આડે છે આણ!

એક પગ ઠાઠડી પર મૂકીને બોલું છું
ક્રાન્તિનાં ક્યાંય નથી જંત!

ચારે બાજુથી રાજકારણનાં પૂર
કૈંક લાશો દીઠી મેં તણાતી!
માનવતા તારા આ ઝંખવાતા સૂર
મારી ચિંતાની વાટ્યું વણાતી!

કોઈ કહે ગાડા નીચેનો તું શ્વાન
ક્યાંથી હોય તારી યાતનાનો અંત?
આજ સુધી જે કંઈ તેં જોયું ને સાંભળ્યું
એનો છોડી દે તું તંત!

❐

## સંબંધોના છેદ-વિચ્છેદનું ગીત

એને કાકાબાપાનું નથી જ્ઞાન!
એવા માણસને કેમ ખુરશી દેવાય, એને કઈ રીતે ગણવો મહાન?
એને પારકાં-પોતાનું નથી ભાન!

દુનિયાની ટ્રિક એ જાણી ન જાય
એને પહેરાવો લાચારી લાંબી!
નિર્ધનનો ડ્રેસ એને ખૂબ જ શોભે છે
એની ધીરે ધીરે ખોડો રે ખાંભી!

આખ્ખીયે જિંદગી એ ઊભો નવ થાય, એને આપી દ્યો એવું સન્માન!

ભીખ માંગવાના એને વારા આવે
એવી અટકળમાં રાચનાર રાજી,
ભીખ આપનારની માથે તલવાર
કેવી માણસની થઈ છે હરરાજી!

પાછું પ્હેરે છે સતનું ગુમાન!
એનું કઈ રીતે સાંભળવું ગાન?
કે ભાઈ એને કાકાબાપાનું નથી જ્ઞાન!

❒

## નિરર્થકતાનું ગીત

જેટલું સુખદ એટલું દુ:ખદ
આપણું હોવું એ જ છે ખોટું!
સાવ સાચાની વાતને ભૂંસી નાંખતું
લાંબું નીકળ્યું ચીટું!

આમ જુઓ તો સાવ રે મીઠા
આમ તો કડવાઝેર,
તાવડી માંડી શકતો નથી
તાંબિયા તારા તેર!
તેરની પાછળ વેર આવે છે
વેરનું ખાતું એટલું મોટું?

એક તો મોટું મન રાખ્યું તો
તન પડી ગયું ખોટું!
તરસ્યુંએ બહુ વીરડા ખોદ્યા
તળમાં જળ જઈ પેઠું!

જળની પાસે કળ રહી નહીં
વળમાં વાદળ ખોટું!

❒

## મૃત્યુ અને નવજીવનની બરોબર વચ્ચેનું ગીત

નજરુંની સામેથી રાજપાટ ચાલ્યાં, નવા ઘરની કમાન કોણ બાંધશે?
પાયા જમીનમાંથી ઊડવા લાગ્યા, નવા પાયાઓ કોણ રે ખોડાવશે?

આગલી ઈમારતને ઊભી કરવામાં
ટપીટપનો મળ્યો'તો સંગાથ!
ઘણું બધું બદલાતું ચાલ્યું છે આજ
બન્યા મોંઘેરા સસ્તાયે સાથ!
નજરુંની સામેથી ઠાઠમાઠ ચાલ્યા, નવા પ્હેરવેશ કોણ સિવડાવશે?

જૂના દેવળની ના રહી સ્હેજે શાન
નવા મંદિરમાં કોણ રે બિરાજશે?
કાળદેવતાના આડેધડના પડાવ
કહો, ફૂલ કેરી માળ કોણ લાવશે?
છાતીના ધબકારા ફટફટ ચાલ્યા, કહો જીવતરનાં દાન કોણ ચઢાવશે?

□

## સ્પેસટૂર ઓપરેટરનું ગ્રાહક ગાન

ચાલો ચાલો આકાશની ટૂરે!
અવકાશી મોજમજા, અવકાશી સહેલગાહ, અવકાશમાં સઘળુંયે સ્ફુરે!
ચાલો ચાલો અવકાશ કેરી ટૂરે!

થોડાક હજાર કિલોમીટર ઊડો ને કરો 'પૃથ્વી આકાશ'ને પાર
અવકાશી મોજ પછી લૂંટ્યા કરો ને સૂંઘે બ્રહ્માંડના ભેદો અપાર.

રખે ચૂકતા આ લાભ સામે પૂરે!
ચલો આકર્ષક-અવકાશી ટૂરે!

રોમમાં તો રસપૂરી ખૂબ જ ખાધાં, હવે અવકાશમાં રોટલા ખાશું!
સ્કાય વૉકિંગ, સ્કાય ટૉકિંગ કેટલીયે રાઇડ્ઝ હવે અવકાશમાં સ્કાયસૉંગ્ઝ ગાશું

નથી સસ્તાં ને કિફાયત દામ
છતાં જાશું આકાશની ટૂરે!
ચાલો ચાલો આકાશની ટૂરે!



❖ પ્રફુલ્લ પંડ્યા ❖

## મારી વેબસાઇટનું ગીત

મને વેબસાઇટ પર કોઈ આવી મળશી?
મારી વેબસાઇટ તો આખી ને આખી ભરપૂર, એને કોઈ સબસ્ક્રાઇબર ફળશે?
મને વેબસાઇટ પર કોઈ આવી મળશી?

મારી છાતીના સ્ક્રીન પર કરશો જો ક્લિક
એમાં ડેટાના દરિયાઓ ઊછળે!
મારી જીભ ઉપર માઉસ જેવું કૈંક જો ફરે
તો એમાં ઇન્ફર્મેશનનાં પૂર નીકળે!

મને કી-બોર્ડ પર કોઈ આવી છળશે?
મને વેબસાઇટ પર કોઈ આવી મળશી?

મારે એન્ટર થવું છે મને એન્ટર કરવાનું બીડું ઝડપો!
મારી અંદરની રેસમાં મોટર દોડે છે, મારી અંદર પડે છે મોટો ફૈડકો!

મને વેબસાઇટ પર કોઈ આવી કળશે?
મને વેબસાઇટ પર કોઈ આવી મળશી?

❒

## મોબાઇલનું 'મોબાઇલ' ગીત

મારું રોમિંગ તો અઢળક અપાર છે!
હલ્લો ને હાય, ઓહ યુ આર ધ ગાય, એમ બોલવાનું હજ્જારો વાર છે!
મારું રોમિંગ તો અઢળક અપાર છે!

હું પોતે મોબાઇલ હું પોતે છું સેલફોન
રિંગટોન્સ મારા અનેક છે,
મારામાં ખેલાતી ગેમોની ગેમ્સ
એમાં 'સ્પાઇડરમેન' ડાહ્યો ને નેક છે!
મારું showing તો અઢળક અપાર છે!
આખી ડિજિટલ ડાયરીમાં ગોઠવાતો હું
મારા રોમેરોમ કૉમ્પ્યુટર તાર છે!
મારું રોમિંગ તો અઢળક અપાર છે!

ઘંટડીઓ રણકે ને ફોનને ઉપાડવાના
આજેય રોમાંચ યાદ આવે
કિન્તુ મોબાઇલ થઈ દૂર ઊડી જાવાના
ચારે તરફથી સાદ આવે!
વિશ્વયાત્રાનો રોમિંગમાં સાર છે!
મારું રોમિંગ તો અઢળક અપાર છે!

## મારી જેવા ગામડિયાનું ગીત

હું તો ગામડિયો થઈને બધું જોયા કરું છું
મને બાઘો કહેશો તો હવે ચાલશે!
હું તો અઢળક વિચારની વચ્ચે ધ્રૂજું છું
મને ઘાંઘો કહેશો તો હવે ચાલશે!

મને દિવસ ઊગે ને રોજ પ્રશ્નો પુછાય
કૈંક આકરી પરીક્ષાની તાવણી!
ભૈ મારા નામે તો કૈંક બોલી બોલાય:
મારા નામે થૈ જાય કૈંક વાવણી!

મારા હાથ અને પગ સાવ તૂટેલા છે
છતાં 'સાંધો' કહો તો હવે ચાલશે!
હું તો ગામડિયો થઈને બધું જોયા કરું છું
મને બાઘો કહેશો તો હવે ચાલશે!

આમ તો હજાર સાલ દોડ્યા કરીએ
કિન્તુ દોડવાનોય અર્થ હોવો જોઈએ..
કારણ વિનાનાં અપમાનો સહેવાની પાછળ
અવસાનનો અર્થ હોવો જોઈએ...

પરદાની પાછળ અહીં જે કૈં રચાય
એને વાંધો કહેશો તો મને ચાલશે!
હું તો ગામડિયો થઈને બધું જોયા કરું છું
મને બાઘો કહેશો તો હવે ચાલશે...

❒

## અંતિમ વિષાદનું ગીત

એવો ના આપજે સાક્ષીભાવ તું મને
જ્યાં સદા નાશના મંત્ર ગાજે!
એવો ના આપજે દષ્ટિભાવ તું મને
જ્યાં જીવો કેટલાય ચીસ પાડે!
ના જોવા ઇચ્છતો અંત કોઈનો હું
ના નિહાળું કદી નબળુંયે કોઈનું!
આ હૃદયને કહો કેમ સમજાવવું,
કેટલું પાણી કીધું છે મેં લોહીનું?
એવો ના આપજે હૃદયભાવ તું મને
જ્યાં સદા ભય ને ભણકારા વાગે!

આપજે તું મને સર્વનું શુભ થવું:
સર્વ માંગલ્યના સૌમ્ય દ્વારે!
હે પ્રભુ વીનવું એટલું આ હૃદય
ઊભજો સત્યની કોઈ પારે!

આપ તો એવો તું ઊર્મિભાવ આપજે,
જ્યાં તડપનાર સૌ શાંતિ પામે!

❒

૨૧ ગીતમાં તો એવું કંઈ થાતું

અંદરથી જાણે નાદ ઝણકારથી સંભળાય
અને સાંભળીને થાતું અંદર જાવું...
કે સાંઈ! મારા ગીતમાં તો એવું કંઈ થાતું...

અંદરથી જ્યારે નવા અંકુર ફૂટે છે
બહાર ખુશ્બૂ જેવું કંઈક લહેરાતું...
મારી અંદર આવ્યું એ આભાનું આકાશ
ઉગે આથમે ને પુનઃ ગોરંભાતું!

ગોરંભાયેલી કામનાઓની વચ્ચેથી
કોઈ પંખી જાણે ઉડી જાતું
કે સાંઈ! મારા ગીતમાં તો એવું કંઈ થાતું

ગીતમાં જ મારો છે કંઠ અને ગીતમાં મસ્તી ફકીરની ઘૂંટાતી
ગીતમાં જ મારા છે શ્વાસોના શ્વાસ અને ગીતમાં જ આંખો છે રાતી!

ગીત મારી નાડીનો જીવંત ધબકાર
એમાં આવ્યું એ પિંડ ઉભરાતું....
અંદરથી પ્રસરે ને બહાર જે ફેલાય
ફરી અંદર કોઈ ગહેરું થાતું!
કે સાંઈ! મારી અંદર તો એવું કંઈ થાતું...

— પ્રફુલ્લ પંડ્યા

# પન્ના નાયક

ક્યારેક ક્યારેક આવું પણ થાય છે:
માણસમાં મને ક્યારેક પશુ, ક્યારેક પંખી દેખાય છે.
એ પશુ મારી ભીતર છે
અને તમારી બહાર પણ નથી.

હું જોઉં છું શિયાળને — એની ખંધાઈ અને લુચ્ચાઈને,
મને ક્યારેક નસેનસમાં સરકતા સાપની ઝેરીલી ગતિ દેખાય છે.
જટાયુ જેવું ગરુડ અચાનક કેમ ઘુવડ થઈ જતું હશે?
આકાશને આંખથી ઉતારી નાખીને મડદાં કેમ ચૂંથતું હશે?

સિંહ અને સિંહણને સંભોગ પછી પરિતૃપ્તિ થતી હશે?
વાઘ કેમ આટલો વૃકોદર હોય છે?
આખલાની જેમ આખડતાબાખડતા માણસો જોયા કરું છું,
કામધેનુને કસાઈવાડે લઈ જવામાં આવે છે ત્યારે મને કંઈનું કંઈ થઈ જાય છે.

આ કંઈનું કંઈ થઈ જાય છે ત્યારે
ક્યારેક મને પોતાને પણ માણસ જેવું લાગે છે.

□

—

હરિવર સાથે હેત
ખુલ્લેખુલ્લું કહી દઉં છું કે ખપે નહીં સંકેત!

છાનુંછપનું શાને કરવું? ક્યાં કરીએ છીએ ચોરી?
રાધાશ્યામના પ્રેમની ઉપર કોની છે શિરજોરી?
હું શ્યામની કુંજગલી છું ને મીરાંબાઈનો ભેખ.
હરિવર સાથે હેત.

સાંવરિયાના સૂરની સાથે
હોય અમારો નાતો,
શ્યામની સાથે હોય સદાયે
શરદપૂનમની રાતો.
સૃષ્ટિ આખી તન્વી શ્યામા: 'કૃષ્ણપુરુષ છે એક.'
હરિવર સાથે હેત.

❐

અમને તમારી અડખેપડખે રાખો.
  ખૂબ પાસે રાખીને
અમને હળવે હળવે ચાખો.

સંગત, રંગત, સોબત, મહોબ્બત
  આ તો અમથાં અમથાં લટકણિયાં છે નામ,
અંગત એવું એક જણ પણ હોય નહીં તો નથી કોઈનું કામ.
  મૌનને મારા ખબર પડે નહીં એવી રીતે
ફૂટે શબદ શબદની પાંખો.
  અમને તમારી અડખેપડખે રાખો.

કોણ આવે કોણ જાય, કોણ ચૂપ રહે કોણ ગાય
  એની અમને લેશ નથી પણ પરવા,
કારણઅકારણ કશું નહીં
  અમે તમારી સાથે નીકળ્યા ખુલ્લા દિલથી ફરવા.
એક વાર જો સાથ હોય ને હાથમાં ગૂંથ્યા હાથ હોય
  તો મારગ મીઠો લાગે, હોય ભલેને ધુમ્મસિયો ને ઝાંખો.
અમને તમારી અડખેપડખે રાખો.

◻

—

થોડીક દૂર રહેવાની મજા,
　　　　ચોવીસ કલાક સાથે રહીએ તો જાણે
કોઈ પુરાતન સજા.

એકમેકની વચ્ચે થોડો હોય રિક્ત અવકાશ
　　　　બે ડાળીની વચ્ચેથી ડોકાઈ શકે આકાશ,
મંદિરની અંદર છે મૂરત
　　　　પણ બહાર ટોચ પર મુક્ત હવામાં
હોય ફરકતી ધજા.

મળવું ને છૂટા પડવું બે કાંઠા એક નદીના
　　　　ગૂંગળામણને કારણ સંબંધ સુકાઈ જાય સદીના,
બે માણસના પ્રેમની વચ્ચે હોવી જોઈએ
　　　　રવિવારની નિરાંતજીવી રજા
થોડીક દૂર રહેવાની મજા.

▢

—

ફૂલ તને નહીં આપું પણ ગીત તને હું આપું,
લયની સુવાસ લઈને હું તો જોજન જોજન કાપું.

નામ વિનાનો આપણો સંબંધ
મહેકતો છાનો છાનો,
તારી પાસે ફરકે નહીં,
ઉજ્જડ કોઈ વેરાનો.
આંસુઓને અળગાં કરી સ્મિત તને હું આપું,
ફૂલ તને નહીં આપું પણ ગીત તને હું આપું.

ગીતનું નાનું ગામ છે
એની પડખે વહે નદી,
મૌનને કાંઠે વહી જશે
આમ સદીઓની સદી.
ભમરાઓનું ભૂરું ભૂરું સંગીત તને હું આપું,
ફૂલ તને નહીં આપું પણ ગીત તને હું આપું.

▫

—

પ્રભુની ચાલે અનંત લીલા
નહીં કોઈ ખૂણાખાંચા ક્યાંયે નહીં દીવાલ, ખીલા
પ્રભુની ચાલે અનંત લીલા.

પંચમહાભૂત અદ્‌ભુત અદ્‌ભુત
કરે નિરંતર ખેલ,
વૃન્દગાનમાં બધાંયે તત્ત્વો
સહજપણે સામેલ.
માનવ, પશુ ને પંખી જંતુના નિજના કુટુંબ-કબીલા.
પ્રભુની ચાલે અનંત લીલા.

ઘાસ ને વાદળ, ઝાકળભીની લહર,
ઝીણેરી જ્યોત...
કિરતાર પોતે કબીર થઈને
વણે મુલાયમ પોત.
અદશ્ય રહીને દશ્ય દશ્યનાં ગુંજે ગીત અખિલા.
પ્રભુની ચાલે અનંત લીલા.

❐

અહમ્‌નો બડો તોફાની તોર
એની આંખે સઘળા લાગે નબળા ને કમજોર.

દર્પણ સાથે દોસ્તી એની
માયા સાથે મમતા,
હુંપદની સંપદને પોષે
એવા માણસ ગમતા.
'મ્હારું મ્હારું'નો દારૂ ઢીંચે
નશાબાજ ને ચોર. અહમ્‌નો...

અહમ્‌નો એવો હાહાકાર
કે કાંઈ કશું સંભળાય નહીં.
કોઈનું તો એ કાંઈ સુણે નહીં
પોતાનું ગીત ગાય અહીં.
એક વાર અહમ્ પીગળે તો
ૐકારનો પ્રગટે પ્હોર.
અહમ્‌ને કરી મૂકો કમજોર. અહમ્‌નો...

(સપ્ટેમ્બર, ૧૧,૨૦૦૧ની ઘટના પછી લખાયેલું)

—

વાસનાની બળબળતી આગને જીરવવાને
વાદળ આપો કે જળ આપો.
અમને જીવવાની એક પળ આપો.

આશ્લેષ ને આલિંગન ને તનના ટહુકાઓ
ચારે બાજુથી સંભળાય,
નિતંબનાં પ્રતિબિંબ પડતાં દીવાલમાં
આંખોમાં એવા લ્હેરાય.
હોઠની પિયાલીઓ મલકાતી રહે ને છલકાતી રહે
એવું આયખાનું અંજળ અમને આપો.
અમને જીવવાની એક પળ આપો.

અમારા બંનેની વચ્ચે કોઈ હોય નહીં
નહીં જોઈએ ઓશીકાના પહાડ
ક્યારેક તો એમ થાય કે ખુલ્લા મેદાનમાં
આળોટીએ તોડીને વાડ
અંગઅંગમાં ભલે બળતો અનંગ ને બળતો પલંગ
રતિ-કામદેવનું મીંઢળ અહીં આપો.
અમને જીવવાની એક પળ આપો.

□

—

અંદર ને અંદર આનંદ મને એટલો
કે બહાર એને કેમ કરી બતાવું?
આનંદ એ દરિયાની માછલી નથી
કે જાળમાં ઝાલીને લઈ આવું

ડાળીને પહેલી વાર ખીલે છે ફૂલ
એને ઝાડનો આનંદ કહેવાય કે નહીં?
મૂળિયાંને કોણ જાણે શુંનું શું થતું હશે
આટલો આનંદ કદી જીરવાય કે નહીં?
પંખી જો હોય તો પીંજરામાં લાઉં
પણ ટહુકાને કેમ કરી ગાઉં?

વાદળ તો જળ થઈ વરસી શકે
પણ આખા આકાશનું શું?
હવા તો હરતી ને ફરતી રહે
પણ ઊછળતા શ્વાસનું શું?
અંદર ને અંદર આનંદ મને કેટલો
કે બહાર એને કેમ કરી બતાવું?

□

—

ભમરાને કળી પાસે ભમવું હતું
પણ ભમરાના ડંખથી કળી થઈ ફૂલ,
કળીનો કોઈ વાંક નથીઃ ભમરાની ભૂલ નથી
સંબંધનાં આ તો ઊંડાં વર્તુળ.

ડાળી પર ઝૂલવાનો
આસપાસને ભૂલવાનો,
આપમેળે ખૂલવાનો
ગુંજનને ઝીલવાનો,
એટલો આનંદ
કે કળી જેવી કળી, ગોપી જેમ પાગલ થઈ
ગોકુળની ગલીઓમાં ધૂળ થઈ ગઈ.

કળી અને ભમરાની જુગજૂની પ્રીત છે,
ગુંજન ને ચુંબનનાં અણજાણ્યાં ગીત છે,
ક્યાંય કોઈ આંસુ નહીં, સુગંધિત સ્મિત છે.
ક્યાંય કશું બોલે નહીં,
શબ્દોમાં તોલે નહીં
મૌન અને મૌનમાં મોરે એવા
કે બંનેની પ્રીત રાધા ને શ્યામને કબૂલ થઈ ગઈ.

□

આજ સુધી
હું નહોતી માનતી
પણ
હવે મને એમ લાગે છે
કે
મારી પાસે
ચિત્રકારની પીંછી છે
મારી આંગળીઓમાં
ભમરા છે
તમરાં છે
આગિયા છે
પતંગિયાં છે
અને વીંછી પણ છે.
આકાશ જેવો
વાદળ વિનાનો
કે
કોઈ પણ હાંસિયા વિનાનો
હું ધારું તે
ચિત્ર કે વિચિત્ર
હું દોરી શકું એવો
હૂંફાળો કાગળ છે.
કેટલી બધી સામગ્રી છે
મારી પાસે
પણ
આ સામગ્રી
માત્ર સામગ્રી છે.
હું

ક્યારે એનો ઉપયોગ કરીશ
એની

મને પોતાને જાણ નથી.
માત્ર આટલું જ જાણું છું
કે
મારો પોતાનો કહી શકાય એવો
કાગળ છે
અને
મારી પોતાની પીંછી છે.
આ પીંછીમાં લપાયા છે
કેટલાય રંગ.
રાતના અંધકાર જેવો
કાળો રંગ.
સૂર્યનાં કિરણો જેવો
સોનેરી રંગ.
કોઈક અંધારું ગાય છે.
કોઈક અજવાળું ગુંજે છે.
તડકો અને ચાંદની
એ બંને સંપીને
છુપાઈ ગયાં છે
મારી પીંછીમાં.

હું
વાસ્તવનું કલ્પના સાથે
અને
કલ્પનાનું વાસ્તવ સાથે
અને
વાસ્તવ અને કલ્પનાનું
પરાવાસ્તવ સાથે
કોઈ પણ પૃથક્કરણ કર્યા વિના
સંયોજન કરી શકું છું.
તમે નહીં માનો

પણ
મને રંગોની સિમ્ફની સંભળાય છે.
મારી પીંછીમાં
જળના લસરકા છે
અને
વીજળીના ઝબકારા છે.
હું
બધાં દશ્યોમાં
અદશ્ય રહીને
ક્યાંક ને ક્યાંક
મને ગોઠે એમ
ગોઠવાઈ-જાઉં છું
કોઈ પણ પ્રકારનું
સમાધાન કર્યા વિના
સ્વમાનપૂર્વક
મારાં સંતાનની જેમ ઉછેરી શકું છું —
અને
એને કાગળ પર દોર્યા પછી
મારા મનથી
વાસંતી વૃક્ષ મોર્યા પછી
એની લગોલગ રહી
અલગ થઈ શકું છું.
ક્યાંય મૂકતી નથી
મારી સહી
હું પોતે ક્યાંક
શાશ્વતીના સૂરમાં વહી શકું છું.
મારું ચિત્ર
એ મારી ભાષા.
મારી ભાષાને વાંચવાનું કામ
હું હંમેશાં
પૂર્વગ્રહ કે પક્ષપાત વિનાની
અભણ આંખોને સોંપી દઉં છું.

હું
મારા ચિત્રમાં
કદીય બંધાતી નથી,
કારણ કે
એક ચિત્ર પૂરું કર્યા પછી
કોઈ બીજા ચિત્રની

પૂર્ણતા તરફ વળવાનો
પ્રયત્ન કરું છું..

હું ક્યારેક
કોઈ ઘર દોરું છું.
એ ઘરની આસપાસ
શેવ કરેલા પુરુષની
સફાઈદાર દાઢી જેવી
લૉન ઉગાડું છું.
મને
મારા ઘર જેટલો જ
મારા પુરુષમાં પૂરતો રસ છે.
ચિત્રની સાથે સંકળાય છે
કામક્રીડાઓ —
કોઈ પણ પીડા વિનાની.

મને
લીલુંછમ ઘાસ ખૂબ ગમે છે.
એ ઘાસની ભીનાશમાં
હું પ્રસન્નતાથી આળોટું છું
અને
આંખ આકાશ તરફ રાખું છું.
ધરતી અને આકાશની વચ્ચે
અદશ્ય પવનની લ્હેર જેમ
હું
કોઈ પણ હેતુ વિના
સેતુ થઈ જાઉં છું.

મને
ભૂરા રંગનો પણ મોહ છે.
આછો ભૂરો
ઘેરો ભૂરો
તમે નહીં માનો
પણ રંગોના સ્વાદની મને ખબર છે.
ક્યારેક
એ ખટમીઠો હોય છે
ક્યારેક
એ સ્ટ્રોબેરી જેવો મધમીઠો હોય છે
તો ક્યારેક
એ તૂરો પણ હોય છે.
પણ મને
કડવાશમાં કોઈ રસ નથી.

ક્યારેક
સામસામાં ઘરોની વચ્ચે
ઘરોથી વીંટળાયેલાં વૃક્ષોની વચ્ચે
મારી જ દોરેલી
મારી કેડી પર
વિવિધ રંગોના
આછાંઘેરાં પગલાં મૂકતી ને મૂકતી
આગળ ને આગળ
ચાલી નીકળું છું
સ્હેજ પણ પાછળ જોયા વિના
ભૂતકાળને ઊંચકીને ચાલવામાં
મને રસ નથી.
નહીં જન્મેલા બાળક જેવી
આવતી કાલમાં પણ મને રસ નથી.
હું તો ઝૂકું છું
ક્ષણેક્ષણના રંગઝરૂખે.

હા,
કોઈક વાર પાનખરનું વૃક્ષ દોરું છું.
મને પાનખરનું વૃક્ષ
નિર્ધન મનુષ્ય જેવું
ક્યારેય નથી લાગ્યું.
એ તો મને હંમેશ લાગે છે
કોઈ ફકીર જેવું
જેની ભીતર
કોઈ પણ અપેક્ષા વિનાનો
વાસંતી વૈભવ છુપાયો હોય.
મને ભવોભવ
આવો વૈભવ
તન ભરીને
મન ભરીને માણવો
ચિક્કાર ગમે છે.

રેડ વાઇનને પીતી હોઉં એમ
હું રંગોને પીઉં છું.
ક્યારેક,
હું સ્વયં કાગળ
હું સ્વયં પીંછી
મારી આંગળીઓમાં
ભમરા છે
તમરાં છે
આગિયા છે
પતંગિયાં છે
અને વીંછી પણ છે.
આકાશ જેવો
વાદળ વિનાનો
કે

કોઈ પણ હાંસિયા વિનાનો
હું ધારું તે
ચિત્ર કે વિચિત્ર
હું દોરી શકું એવો
કૂંઝળો કાગળ છે.

o

તાજેતરમાં પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'રંગઝરૂખે'માંથી

—

મધરાતે
એકાએક
રમતું
તરતું
એક ગીત આવીને
મારે ટેરવે બેઠું.
મને ધીરેથી
ઢંઢોળી
રજાઈ
ઓઢી
પોઢી ગયું.

ક્યારેક
કોઈક ધૂંધળી સાંજે
તું
કોઈ પુલ પર ઊભો હોઈશ.
નીચેથી નદી
ખળખળ ખળખળ વહેતી હશે
અને
વિચારીશ
કે
કેમ થોભ્યો?
તું
કાંડાઘડિયાળ તરફ જોઈશ.
કદાચ
સમય પાસે કોઈ જવાબ હોય!

અને
યાદ આવશે
કે
આ જ પુલ
આપણે ઓળંગવાનો  હતો.
કોઈ
મૂવી સ્ટારની જેમ
સિગરેટ સળગાવી
એના ધુમાડામાં
વિચારોને ઓગાળવાનો પ્રયત્ન કરીશ.
પછી,
જેકેટના ખીસામાં  ઊંડે હાથ નાખી
પુલ ઓળંગીશ
મારી સાથે...!



## પ્રતીક્ષા

ફિલાડેલ્ફિયાથી અમદાવાદ
નિર્લેપ ભાવે
ઝાંપો ખોલું છું
અને
પુરુષની બંધ મુઠ્ઠી જેવા
ઘરમાં પ્રવેશું છું.
મને જોઈને
હીંચકો
આપમેળે ઝૂલવા લાગે છે.
દીવાલો આપે છે
પરિચયનું સ્મિત.
બેગમાં ગોઠવાયેલાં વસ્ત્રોની જેમ
હું
ફરી પાછી
આ ઘરમાં ગોઠવાઈ જાઉં છું.
પુરુષની ખુલ્લી હથેળીમાં જેવા ઘરમાં
વહેતી હવાની જેમ
અનેક માણસોની
સતત અવરજવર.
અમેરિકા અને અમદાવાદ
આ બંને વિશ્વની વચ્ચે
હું
ત્રીજા પાત્રની પ્રતીક્ષા કરું છું
બૅકેટના પાત્રની જેમ...

□

આકાશ
આકાશથી દૂર છે
એની મને જાણ છે.
હું જાણું છું
કે
આકાશ વાદળોથી ગૂંગળાય છે.
ડંફાસ મારતાં શિખરોની નજીક પણ
આકાશ ક્યારેય રહ્યું નથી.
બગાસાં ખાતાં મંદિરોને
આકાશમાં કોઈ રસ નથી.
આકાશ
આકાશમાં નથી.
એ જેટલું
મારી સ્વપ્નિલ આંખોમાં છે એટલું
ક્યાંય પણ નથી.

▢

પથ્થરની સ્થિતિ
ને
ઝરણાની ગતિ
મને જોઈએ છે
એકસાથે —
નાથ તમે
એવું મન શાને ઘડ્યું?

આખું આયુષ્ય
જાણે ધનુષ્ય
ને
પળપળનાં સૂસવતાં નીર
મને વીંધી રહ્યાં છે આરપાર
મનુષ્યનું આવું જીવન —
શાને ઘડ્યું
તમે કિરતાર?

▢

એક દિવસ
હું તારે માટે
ગુલાબનું ફૂલ લઈ આવી.
મને એમ કે
તું
એની સુગંધથી
કોઈ ઘા વિના ઘવાઈ જશે.
જે બીજ મેં ક્યાંય વાવ્યું નથી
એ વવાઈ જશે.
ગુલાબની વાત તો બાજુએ રહી ગઈ
ને બાજુએ રહી ગઈ સુગંધની વાત.
મારો કશો વાંક નહોતો
હું તો તને
ગુલાબ આપવા આવી હતી
અને
તને કાંટા વાગ્યા.

એક દિવસ
હું તારે માટે
ખોબો ભરીને જળ લાવી.
મને એમ કે
જળ જોઈને
તારી તરસ ઊઘડશે કે છીપશે
પણ તને
જળના છાંટા વાગ્યા.

હવે મારી પાસે
છે કેવળ
હથેળીની કોરી રેખાઓ.

—

સ્મશાન અને કબ્રસ્તાન
બંનેની વચ્ચે રહીને
નવા જન્મેલા બાળકનું રુદન સાંભળવાની
તમારી તૈયારી છે?

આથમતી સાંજનો તડકો
અને
આવતી રાતનો અંધકાર
આ બંને વચ્ચે રહીને
સૂર્ય અને ચંદ્રને
એકીસાથે
આલિંગન આપવાની તમારી તૈયારી છે? —

ઉનાળો વીત્યો નથી
અને
ચોમાસું આવ્યું નથી
આ બંનેની વચ્ચે ઊભા રહીને
સુકાઈને ભીંજાવાની
કે
ભીંજાઈને સુકાવાની
તમારી તૈયારી છે?

જો આટલી જ સજ્જતા હોય
તો તમે
કદાચ
કવિતા લખી શકો.



# અશરફ ડબાવાલા

ધરાનું બીજ છું તોપણ ફસલમાં આવું તો કે'જે;
નિકટ હોવા છતાં તારી નજરમાં આવું તો કે'જે.

સમયથી પર થઈને હું ક્ષિતિજની પાર બેઠો છું,
દિવસ કે રાતના કોઈ પ્રહરમાં આવું તો કે'જે.

બદલતી ભાવનાઓ ને પરાકાષ્ઠા છે સર્જનની,
હું કોઈની કે ખુદ મારી અસરમાં આવું તો કે'જે.

જો આવીશ તો ફકત આવીશ ઇજનના ભાવને લઈને,
વિવશતા કે વ્યથા રૂપે ગઝલમાં આવું તો કે'જે.

મને મળવા ચીલાઓ ચાતરીને આવવું પડશે,
હું કોઈ પંથ કે કોઈ ડગરમાં આવું તો કે'જે.

પરમ તૃપ્તિને પામીને હવે છું મુક્ત મારાથી,
નદીની વાત કે જળની રમતમાં આવું તો કે'જે.

તું જોજે ફાંસની જેમ જ ખટકવાનો છું છેવટ લગ,
કદી હું ક્યાંય લોહીની ટશરમાં આવું તો કે'જે.

□

આ છલોછલ વેદનાનો ભાર ઝિલાતો નથી;
આજ તારો ઘાવ છેલ્લી વાર ઝિલાતો નથી.

આપણા આઘાત ચર્ચાતા રહે આ પાર પણ,
આપણો ચિત્કાર પેલે પાર ઝિલાતો નથી.

મૌનમાં હું કેમ અંધારે પરોવું શબ્દને?
વીજનો કે વાતનો ઝબકાર ઝિલાતો નથી.

તું છો પારાવાર ને હું પણ નથી કુંઠિત છતાં,
તું હવે ચોધાર કે ચિક્કાર ઝિલાતો નથી.

પોતપોતાને ગમે તે બીડું ઝડપે છે બધાં,
મેં દીધો તે કોઈથી પડકાર ઝિલાતો નથી.

આંગળીઓ વચ્ચે થઈને જળ બધું સરકી ગયું,
અંજલિનો ભાવ પણ તલભાર ઝિલાતો નથી.

મધ્યવર્તી મેં વિચારો કેટલા કર્યા સતત?
તોય અશરફ! જિંદગીનો સાર ઝિલાતો નથી.



નકામી ઠરી છે એ ચળવળને વંદન;
ને ખૂલતી નથી એય સાંકળને વંદન.

સજળ આંખમાં રાતભર ભીનું સપનું,
સવારે કરું છું હું ઝાકળને વંદન.

નમું છું તેં ભીતરમાં ધરબેલા દવને,
નથી તેં લખ્યો તેય કાગળને વંદન.

હું છત્રી નીચે પણ નથી સાવ કોરો,
જે વરસ્યું છે એવું એ વાદળને વંદન.

બુઝાતી બધી શગને સો સો સલામી,
અને આવનારી સૌ ઝળહળને વંદન.

હણાયેલા શબ્દોયે હણહણશે પાછા,
ખરા દિલથી કર એની હાવળને વંદન.

હું પૂજક છું પથ્થર ને પાલવનો અશરફ!
કરું છું હું કાબા ને કાજળને વંદન.

□

દૃષ્ટિમાંથી જે સર્યું તે શું હતું?
ને પછી હાથે ચડ્યું તે શું હતું?

મૌનની સાથે ભળ્યું તે શું હતું?
કથ્યની સામે પડ્યું તે શું હતું?

ઊંડે ડહોળાયું'તું એ તો મન હશે,
પણ ઉપર જે આછર્યું તે શું હતું?

અંકુરો સમ ફૂટી છે સંભાવના,
બીજ ભીતર સળવળ્યું તે શું હતું?

જે અધૂરપનીયે અંદર મસ્ત થઈ,
પૂર્ણતાની પર હસ્યું તે શું હતું?

હું કસૂંબલ રસને કાં ભૂલી ગયો?
કેફની સાથે ભળ્યું તે શું હતું?

સર્વ અવતારોથી પણ આગળ ગયું,
મારી અંદર અવતર્યું તે શું હતું?

❑

સંતની શાણી શિખામણના ભરોસે બેઠા;
રણમાં જાણે કે બિયારણના ભરોસે બેઠા.

દુર્દશા હદથી વધી ગઈ તો જુઓ ક્યાં પહોંચ્યા,
આંગણું છોડી પટાંગણના ભરોસે બેઠા.

એક તો મનથી પનારો ને ઉપરથી પાછા,
લાગણી જેવી અભાગણના ભરોસે બેઠા.

વ્યાકરણ સમજ્યા સ્મરણનું ના કદી પણ સહેજે,
નામ ભૂલીને વિશેષણના ભરોસે બેઠા.

આમ એકાન્તને શણગારી ગઝલથી અશરફ!
દાદને માટે સભા-ગણના ભરોસે બેઠા.



હાથને તું હાથમાં ઝાલી મને ભરમાવ ના;
જીવવાનાં કારણો આપી મને ભરમાવ ના.

વાંસના પોલાણનું સૈકાઓ જૂનું મૌન છું,
વાંસળીની જેમ તું વાગી મને ભરમાવ ના.

મેં રઝળપાટોમાં મારું પોત જોયું છે સતત,
ઘરના દેવળમાં હવે સ્થાપી મને ભરમાવ ના.

જે નથી તારું તું એને પામવાના મોહમાં,
જે બધું તારું છે એ ત્યાગી મને ભરમાવ ના.

જીવ સોંસરવો કરીને ઘાવ, તોડી દે ભરમ,
વેંત છેટું જીવથી રાખી મને ભરમાવ ના.

હું તને પૂજ્યા કરું સૂરજ ગણી અંધારમાં,
આગિયાના રૂપમાં આવી મને ભરમાવ ના.

મારા શબ્દેશબ્દ પર નફરત હશે તો ચાલશે,
મારી ગઝલોને બધી વાંચી મને ભરમાવ ના.

▢

તૃપ્તિ ને તરસના આ છળનો વિકલ્પ શું છે?
વરસીને જાણવું છે જળનો વિકલ્પ શું છે?

હોવા ન હોવા વચ્ચે રસ્તો તો જડ્યો છે પણ,
હું શોધવા મથું છું સ્થળનો વિકલ્પ શું છે?

નવયુગને પોંખશું પણ એ તો જરા કહોને,
મુઠ્ઠીમાં સાચવેલી પળનો વિકલ્પ શું છે?

ઇચ્છા ને વૃક્ષતાથી નીકળી ગયો છું આગળ,
સમજાવ ના મને તું ફળનો વિકલ્પ શું છે?

મર્યાદા રાખ અશરફ! ઊંડાણના ભરમની,
એ પૂછતો નહીં કે તળનો વિકલ્પ શું છે?



સ્પર્શના સંદર્ભને હું ખોઈને બેસી ગયો;
હું સમયથી ટેરવાંઓ ધોઈને બેસી ગયો.

સત્ય જોતાંવેંત ઊડ્યો'તો હું સીધો આભમાં,
સત્યને ચારે તરફથી જોઈને બેસી ગયો.

શબ્દકોશોમાંથી અંજળ લઈને આવ્યો કાફિયો,
કોઈને ફાવ્યો નહીં ને કોઈને બેસી ગયો.

પુણ્યની ટોચે જવાની શક્યતાઓને ત્યજી,
માત્ર મારા પાપને હું ધોઈને બેસી ગયો.

આખા જીવનભરનું રોવું પરવડે નહિ એટલે,
બે ઘડી ગઝલોમાં અશરફ રોઈને બેસી ગયો.

□

જીવવાની રીતના પાઠો ભણો તો બહુ થયું;
ને મરણનો એકડો ઘૂંટ્યા કરો તો બહુ થયું.

શું મહાભિનિષ્ક્રમણ? ને શું વળી આ બુદ્ધતા?
સઘળું છોડી ઘર તરફ પાછા વળો તો બહુ થયું.

દશ્યને દૃષ્ટિ વડે શણગારવાની હઠ તજી,
આંખ ને અજવાશની ભીંતો ચણો તો બહુ થયું.

જીવ કે જીવન સુવાસિત આપ શું કરશો હવે?
આપ કેવળ કોઈને પુષ્પો ધરો તો બહુ થયું.

આપણે અશરફ નથી તરવાં સરોવર ક્યાંયનાં,
જળ-કમળની એકબે ગઝલું લખો તો બહુ થયું.

□

હું જો કંઈ માગું તો તું આપે નહીં એવું નથી;
ને તરત દઈનેય તડપાવે નહીં એવું નથી.

ભવનો આ સાગર ભલે માથા રૂપે દીધો છતાં,
જળમાં એ તરણુંયે દઈ તારે નહીં એવું નથી.

મન અકોણું છે કે એની રટને લઈને બેસી રહે,
આમ કંઈ એના વિના ચાલે નહીં એવું નથી.

ધડકનો જો લોહીના પંથે ન પહોંચે ક્યાંય પણ,
તો હૃદય પણ રસ્તો બદલાવે નહીં એવું નથી.

કોઈના આદેશની એ રાહ જુએ છે ફકત,
મારા ખાતર એ બધું ત્યાગે નહીં એવું નથી.

ઘર ભલે જાતાં મને રોકે નહીં પણ તે છતાં,
ઉંબરો છેવટમાં અટકાવે નહીં એવું નથી.

હું કલમથી અવતર્યો છું ને સમયથી મુક્ત છું,
આજ અશરફ છું અને કાલે નહીં, એવું નથી.

□

લાગણીનું જળ કદી એ સાવ સમતલ રાખશે;
ને કદી આંખોમાં ખળખળતીયે સતલજ રાખશે.

જાન ને જાનીની વચ્ચે એક સરહદ રાખશે;
અડધી એ ઝાંખી અને અડધીને લગભગ રાખશે.

મૂંઝવણને મૂકવાનો ઠાંસી ઠાંસી જ્ઞાનમાં,
તો વળી અજ્ઞાનમાં થોડીક સવલત રાખશે.

જે દીવાના વસ્ત્ર ફાડીને હસે છે એ બધા,
ખ્યાલમાં રેશમ અને મનમાંય અતલસ રાખશે.

રાખજે તું સાચવી આ ગીત ને ગઝલો હવે,
વ્યક્ત જે કંઈ ના થયું તે સઘળું અશરફ રાખશે.

□

દર્દ સૂતેલાંને ઢંઢોળી શકાતું હોય છે;
શબ્દના તારે વણી ઓઢી શકાતું હોય છે.

સૌપ્રથમ ખોટાં-ખરાંના ભેદમાં તું પડ નહીં,
એ પછી હા! સત્યને શોધી શકાતું હોય છે.

હોય આપણને ભલેને આભનું વળગણ છતાં,
પીંજરું નાખૂટકે છોડી શકાતું હોય છે.

ઇચ્છા, અવસર, ઉત્સવો, ઓવારણાં ને ઓરતા,
મન ઘણીયે રીતથી ડહોળી શકાતું હોય છે.

ક્યાં છે એના રૂપ કે આકારની કંઈ પણ ખબર?
તોય પણ એના વિશે બોલી શકાતું હોય છે.

કોઈના એકાન્તને સ્પર્શી અને એને પછી,
આપણા એકાન્તમાં જોડી શકાતું હોય છે.

પથ, ચરણ, મંજિલ વિશેનું તથ્ય છે બસ એટલું,
ભાસની સીમા સુધી દોડી શકાતું હોય છે.

❑

રહું છું પલાખાની બારા ને બારા;
છતાં મેળવું છું હું તાળા ને તાળા.

હું માણસ થઈ માણું છું વધઘટ સમજની,
ને સંતો બિચારા છે શાણા ને શાણા.

ખજૂરો હશે તો ના સીવીશું પ્હેરણ,
નકામા ભલે જાય તાકા ને તાકા.

થયા'તા ફકીર જે નગરચર્ચા જોવા,
હવે ઘરમાં પણ છે એ બાવા ને બાવા.

જવાનું જ્યાં ટાળે છે મુલ્લા ને પંડિત,
અમે તારા જોયા ત્યાં ધામા ને ધામા.

મને એમ કે મેં વણી લીધી ચાદર,
ને જોયું તો એમ જ છે ધાગા ને ધાગા.

છતાં અડધાપડધા મળે સૌને અશરફ,
ભલે કોઈ પાસે છે આખા ને આખા.

▢

# સુ.દ.

ખળખળ વ્હેતી એક નદી સાવ અચાનક ચૂપ થઈ ગઈ.
એક પળમાં એ તો જાણે જળવાદળનું રૂપ થઈ ગઈ.

નદી પર ખરેલાં પાંદ તરે,
ખડક પર અટવાયો છે ચાંદ અરે.
માંડ માંડ એક જળની ઝીણી ધાર પથ્થરિયો સ્તૂપ થઈ ગઈ.
ખળખળ વ્હેતી એક નદી સાવ અચાનક ચૂપ થઈ ગઈ.

જળને લાગી જળની તરસ,
વાય છે લૂ, ઊડે છે ધૂળ, હવે તો બસ,
કાયા-માયા જે કૈં હોય તે અંગારામાં ધૂપ થઈ ગઈ.
ખળખળ વ્હેતી એક નદી સાવ અચાનક ચૂપ થઈ ગઈ.



તમારા સાન્નિધ્યે જલકમલશી શાન્તિ સરલ.
પ્રભાતે પ્હેલા આ રવિકિરણનો સ્પર્શ વિરલ.
કશો ઝાલે મારો પવનલહરી હાથ હળવે
અને પંખી આવી ગુપચુપ મને ગીત અરપે.

તમારા સાન્નિધ્યે પલકભરમાં જાય પીગળી
સદાનો મારો આ જડ અહમ્‌નો પ્હાડ અચળ.
હવે વ્હેતાં રૂહે છે ઝરણ મધુરાં નાદસભર
અને આંખો સામે પ્રકટી રહતું સ્નિગ્ધ સરવર.

તમારા સાન્નિધ્યે જીવનભરના પ્રશ્ન શમતાઃ
અહો! આંખો સામે નિત નિત હવે કૃષ્ણ રમતા
રહું પામી મીરાં, કબીર-નરસૈંના ચરણને.
ભળી જાવાનું છે સમદર મહીં આ ઝરણને.

હવે શબ્દો છોડીઃ મધુર મધુરા મૌન મહીં હું
વહી જાતો કેવો દૂર-સુદૂર ને તોય અહીં હું.



જીવમાં જંપ નથી.
શરીર અને આ મનનો ક્યાંયે સંપ નથી.

અશ્વ જેવું મન આ મારું:
શરીર ગયું છે થાકી,
એક ડાળ પર આખેઆખું
ફળ તો ગયું છે પાકી.
પવનલહર આવે ને તોયે પર્ણ પર્ણમાં કંપ નથી.
જીવમાં જંપ નથી.

તોખાર તો બસ રહે દોડતો:
મેદાન નાનું પડે.
શરીરને આ મનની વાતો
રહીરહીને કનડે.
આભ આખું દેખાય ને તોયે ઊડવા પંખ નથી.
જીવમાં જંપ નથી.



ક્યારની કોયલ ટહુક્યા કરે
એના ટહુકાઓ જીવલેણ
જેમ નાગની ફેણ.
કોયલ પજવે છે.

ધીમે ધીમે ઝેર ચડે ને
અંગે અંગે અગ્નિ
એવી લાગી કોઈની લગની.
કોયલ પજવે છે.

શરીરમાં રહેવાય નહીં
ને હૈયું વ્હેતું દૂર
જાણે સળગે છે કપૂર.
કોયલ પજવે છે.

હું તો કોને ઝીલું, ઝાલું
કોને અળગા કરું?
હું તો વલખેવલખાં ભરું.
કોયલ પજવે છે.

આયખું મારું ફાટફાટ
ને કુંવારી કેરીઓ લૂમઝૂમ
પાડું કોના નામની બૂમ?
કે કોયલ પજવે છે.

▫

◆ સુ.દ. ◆

મોરપિચ્છમાં રાધાની આંખો રડે અને વાંસળીમાં શ્યામના સૂર.
બંને જણાં ખૂબ પાસે પાસે તોય રહ્યાં દૂરનાં રે દૂર.

ગોકુળ ને મથુરાની વચ્ચેનો રસ્તો
લંબાતો લંબાતો જાય,
મિલન છે દ્રુત અને વિરહ વિલંબિત.
બંને જણ કોનું ગીત ગાય?
યમુનાનું વ્હેણ ભલે કતાયલું હોય પણ લાગે છે આવ્યું અહીં પૂર.
મોરપિચ્છમાં રાધાની આંખો રડે અને વાંસળીમાં શ્યામના સૂર.

કદંબના ઝાડમાંથી ઊડી ગયો જીવ
અને ઝાંઝરની ઘૂઘરી અવાક,
ગાય એના પાયને ઘસડે પરાણે:
જાણે પગમાં ગોવર્ધનનો થાક.
મિલન ને વિરહ બે સામસામે બેઠાં છે: એમાં છે કોની કસૂર?
મોરપિચ્છમાં રાધાની આંખો રડે અને વાંસળીમાં શ્યામના સૂર.



જળ પર સૂર્ય ઝળહળ ઝળહળ

જળ-કિરણના મિલન-યોગમાં સ્નાન કરે છે પ્રભાતની પળ

વૃક્ષ ઝૂલે છે, ફૂલ ખૂલે છે

મલયલહરમાં પંખી ઘૂંટે લયની લિપિ,

મ્હેક મ્હેક આ હવા મધુમય

માદક ને મદહોશ થઈને ઊજવે વસંત તિથિ.

અકળ સકળ આ સૃષ્ટિ ઉપર

ઈશ્વરનાં ચક્ષુ પણ વિસ્મયથી ચકળવકળ

જળ પર સૂર્ય ઝળહળ ઝળહળ

કોનો છે આ ભાવ પ્રભાવિત

કોની છાયા-માયા?

કળી અને આ ફૂલની વચ્ચે

મ્હોરે એની કાયા?

લૌકિક શું છે? અલૌકિક શું છે? છે કોનું અંજળ?

જળ પર સૂર્ય ઝળહળ ઝળહળ

❑

આજે તારો જન્મદિવસ છેઃ એનો છે આનંદ.
મારા આ આનંદમાં ભળતો તારા સ્મિતનો છંદ.

તારા જન્મદિવસની આજે
ઊઘડે કોમળ કળી,
ફૂલ થઈને ફોરમ એની
ચારે બાજુ ઢળી.
હરખ તો મારો મૂગો, બ્હેરો અને વળી છે અંધ.
આજે તારો જન્મદિવસ છેઃ એનો છે આનંદ.

ગુલછડી ને ગુલમોરમાં
ઉપરછલ્લો ફેર,
ફૂલ એ તો ફૂલ રહે છેઃ
બાગનો હોય ઉછેર.
પ્રારંભ પામેલો સંબંધ તો હોય સદા અકબંધ.
આજે તારો જન્મદિવસ છેઃ એનો છે આનંદ.



સમુદ્રના અરણ્યમાં જળનાં પાંદડાંને વીણતો રહ્યો.
પાંદડીએ પાંદડીએ કાળ જેવા કાળને
પળપળથી હું તો મારે ફીણતો રહ્યો.
નૌકાના ટહુકાઓ જોયા કર્યા
ને દીવાદાંડીને સાંભળ્યા કરી,
મોજાંના વૃક્ષ પરથી એક એક ફૂલ
ખીલે ખીલે ને જાય છે ઝરી.
ખીલવા ને ખરવાની વચ્ચે રહીને હું તો ફૂલોની ફોરમને ઝીલતો રહ્યો.
સમુદ્રના અરણ્યમાં જળનાં પાંદડાંને વીણતો રહ્યો.

જંગલી પશુઓ અહીં નાખે છે જાળ
પણ માછલીઓ પકડી પકડાય નહીં:
કિનારાઓ ક્યારના તાક્યા કરે છે
પણ કાંઠાથી કુંઠિત થવાય નહીં.
વ્હેતી હવા હોય કે વાવાઝોડું હોય પણ મરજીવો થઈને હું જીવતો રહ્યો.
સમુદ્રના અરણ્યમાં જળનાં પાંદડાંને વીણતો રહ્યો.

❒

સવાર —
જાણે પારિજાતનું વૃક્ષ.
અસ્તિત્વને નજાકતભર્યું કરે
એવાં ઝાકળનાં બિંદુઓ.

બપોર
રુદ્રાક્ષની માળા.
બિલોરી કાચ જેવી ધરતીના
દર્પણમાં
સૂર્ય પોતાનું પ્રતિબિંબ
શોધે છે.

સાંજને સમયે
પંખીઓ પોતાના માળામાં
પ્રવેશે છે ત્યારે
આખું વૃક્ષ પાંદડાંઓ અને ફૂલો સહિત
વૃંદગાન ગાય છે.

રાતને સમયે
સિતારાઓ
તારી સહસ્ર આંખ જેવા.

□

ટ્રેનની રાહ જોતી
પ્લેટફૉર્મ પર ઊભેલી એક સ્ત્રી
ટ્રેન આવી ન આવી ત્યાં તો
ચડી ગઈ ડબ્બામાં બિલ્લીની ઝડપે.
પહોંચી સીધી ઑફિસમાં.
કોઈ મળે એટલે આપમેળે
હોઠ પર ગોઠવાઈ જાય સ્મિત
અને સ્મિતમાંથી પ્રકટી ઊઠે
ઍરકન્ડિશન્ડ ઑફિસમાં
ઠંડાગાર શબ્દો: 'ગુડ મૉર્નિંગ'

સાંજે ફરી પાછું
એનું એ જ ચક્ર.
ટ્રેનની રાહ જોતી
પ્લેટફૉર્મ પર ઊભેલી એ સ્ત્રી.
ટ્રેન આવી ન આવી ત્યાં તો
ચડી ગઈ ડબ્બામાં બિલ્લીની ઝડપે
પહોંચી સીધી ઘેર.

બાળકો તરફ જોયું ન જોયું
અને રસોડાની સોડમાં લપાઈ ગઈ.
સૌને જમાડ્યાં, જમી.
જિંદગી ઊગી અને આથમી
અને કોઈને પણ
'ગુડ નાઈટ' કહ્યા વિના
સૂઈ ગઈ.

□

❖ સુ.દ. ❖ કવિતા(૨૨૩)

રેતીના દરિયામાં
મેં દોરી એક સોનેરી માછલી.

કાગળના આકાશમાં
મેં દોર્યો એક ચંદ્ર.

એક ખડક પર
પંખીને બેસાડ્યું.

ઈવના પીંજરામાં
પૂરી દીધો આદમને.

માછલી મરી ગઈ
ચંદ્ર ભાંગી ગયો
ખડકમાં તિરાડો પડી
પંખીનાં પીંછાં ખરી ગયાં.

અને આમ ને આમ
પ્રેમનો અંત આવ્યો.

□

રતિ અને કામદેવે
હવે પ્રેમ કરવાનું માંડી વાળ્યું છે.
બંને જણ નોકરીની તલાશમાં
અને સલામતીની આશમાં
અહીંતહીં ભટકીને કારકિર્દીને
લોહી-પસીનો રેડીને ઉછેરવામાં
મચી પડ્યાં છે.

ખજૂરાહો ખિન્ન થઈને પડ્યાં છે.

આદતથી જન્મેલાં સંતાનો
થઈ ગયાં છે છિન્નભિન્ન.

□

પથ્થરમાંથી વીણી લઉં છું
જળનો ધ્વનિ.
ડાળ પરથી ચૂંટી લઉં છું
પંખીનો ટહુકો.
સૂર્ય અને ચંદ્રના કિરણ પાસેથી
હું સાચવી લઉં છું
આકાશનો અંશ.
હું મરણ પાસેથી
મેળવી લઉં છું જીવનની ક્ષણ.
આ બધું હું ચુપચાપ
આસપાસ વેરી દઉં છું
પળના પારેવાને
ચણ નાખતો હોઉં એમ.

□

શિશિરના અણિયાળા તીરે
વીંધી નાખ્યાં છે પર્ણપર્ણને.
કરી મૂક્યાં છે શીર્ણ-વિશીર્ણ
વૃક્ષનાં ખેંચી નાખ્યાં છે ચીર.
થીજેલા સમયની આંખમાં
સપનું ખીલી થઈને ખોડાઈ ગયું છે.
કીકી સહેજ પણ ફરકતી નથી.
નિશ્ચેતન વન
શબની જેમ પડ્યું છે
અગ્નિ-સંસ્કારની રાહ જોતું.

□

શબના હાથ જેવી
વૃક્ષની ડાળીઓ પર
ઘડિયાળો ટાંગો —
જેથી સમયને જોઈ જોઈને
ફૂલોએ ક્યારે ખીલવું —
કેટલો સમય મહેકવું
અને ક્યારે ખરવું
એની એમને પાકી ખબર પડે.

પંખીઓ પણ
હવે મુકરર કરેલા સમય પ્રમાણે
ગાશે અને ચૂપ થઈ જશે.

વૃક્ષને
એની કુંડળીમાં
એવી રીતે રોપી દો
કે એ પણ
કેલેન્ડરની તારીખ પ્રમાણે જ જીવે.
ક્યારે કામ કરવું
ક્યારે લંચ અવર્સ લેવા
ક્યારે રજા પાડવી
ક્યારે હડતાળ પર ઊતરવું
આ બધું
અગાઉથી નક્કી થઈ જવું જોઈએ.

વૃક્ષને
રસ્તાની વચ્ચે રોપો
જેથી એ પણ
ટ્રાફિકમાં અટવાયા કરે.



સંસ્કૃતિ શબ્દની હવે સૂગ આવે છે.
સડી ગઈ છે સંસ્કૃતિ.
જંગલી નગરોની વચ્ચે જીવવાનું
નગરનાં નામ બદલાતાં રહે એટલું જ.
બાકી, માણસ તો રોજ ને રોજ
વધુ ને વધુ વિકૃત થતો જાય છે.
કામ કરતા હાથ હવે હથિયાર થઈ ગયા છે.
પગ એના પાશવી.
આંખમાં વિકરાળ અગ્નિની જ્વાળા
અને કાન જાણે યુગોથી બહેરા.
શ્વાસમાં શબની દુર્ગંધ
રાજકારણીઓ પ્રવચનોમાં
શબ્દો ઓક્યા કરે છે.
મામૂલી માણસોના હૃદયમાં
કાટ ખાધેલા ખીલાઓ ઠોક્યા કરે છે.
હવામાં હોય છે હાડપિંજરનાં પગલાં.
સંસ્કૃતિના સુવર્ણમૃગને
કોઈ ઉઠાવી ગયું છે
અને એને દાટી દીધું છે
પાનખરના વૃક્ષની નીચે.

□

પ્રતીક્ષાના પ્રલંબ પંથ જેવી
આ જિંદગી.
ઘાસમાં પવનનાં પગલાં
શોધ્યા કરું છું.
ઝાકળમાં સમુદ્રને ઓળખવાનો
પ્રયત્ન કરું છું.
ફોરમને આધારે
નીકળી પડું છું ફૂલની શોધમાં.
સમજણ નથી પડતી
જીવન અને મરણની.
આદિ અને અંતની.
ક્યાંક લાગે છે
કે અહીં અનંતનું સામ્રાજ્ય છે.
ક્યારેક લાગે છે
કે બધું જ નાશવંત છે —
પ્રત્યેકનો અંત છે.
જાત જોડે પણ
જીભાજોડી કરવાનો અર્થ નથી.
હવે કશું સમજવું નથી.
તલાશ કરવાની ટેવને પણ
હવે ક્યાંક દાટી દેવી પડશે.
પથારી પર લંબાયેલા
કણસતા સમયને
કોઈ તો
અગ્નિરથમાં બેસાડો.

□

જીભ અને કાનનો સંબંધ તોડી નાખીને
શબ્દો બોલ્યા વિના
કે શબ્દો સાંભળ્યા વિના
થોડાક દિવસ એકલા રહેવું છે.

જાત સાથે પણ
નથી કરવી વાત.
કેલેન્ડરની તારીખ,
ઘડિયાળના કાંટા,
અખબારની હાજરી
કશું જ જોઈતું નથી.
સમય અને કાળની
પળોજણની બહાર રહીને
કેવળ
એકલા રહેવું છે.

નહીં જોઈએ કોઈના પત્રો
કે આમંત્રણપત્રિકાઓ
શરીર અને મન પર
સમયની આટલી બધી ચોકીદારી
મને ખપતી નથી.
મારે સમયને ઓળંગીને
કેવળ
એકલા રહેવું છે.

□

હું સહેજ પણ સૂતો નથી
છતાં કોઈ મને કહ્યા કરે છે: 'જાગો.'
જાગવું એટલે એમને શું અભિપ્રેત છે.
એ મને સમજાતું નથી.

એમના મનમાં કોઈક જુદો અર્થ
હોય પણ ખરો.
મારી જાગૃતિને ઝંકૃત કરવાનો
એમનો કદાચ પ્રયત્ન હોય
તો હોય.

કોઈ પંખી
હવામાં વર્તુળ દોરીને
ક્યાંક ઊડી જાય છે.

કોઈક માછલી
દરિયાનાં આંસુ લૂછવાનો
પ્રયત્ન કરે છે.

વૃક્ષનાં લીલાંછમ પાંદડાંને
શિયાળાનો વાયરો
નખોરિયાં ભરે છે
અને ફૂલ
નિસાસા નાખે છે.

બરફ અને જળ
જુદાં લાગે છે
પણ જુદાં નથી
એ વાત સમજતાં
આટલી બધી વાર કેમ લાગી હશે?

□

# મધુમતી મહેતા

એક વૈશાખી વાયરામાં ડાળી હલી
ને મને ફૂટ્યાં છે અજવાસી ફૂલ.
ખોબે ખોબે રે મેં તો વહેંચ્યાં છે આજ
એના આંકી શકાય નહીં મૂલ.

કાળમીંઢ પથ્થરને કોરીને ફૂટ્યું છે
ઝરણાનું ઝમઝમતું ગીત.
જળનો ઝુરાપો મોતીમાં પલટાવે
એવી માછલીને દરિયાથી પ્રીત.
એવુંયે થાય તમે આંબા વાવો ને
તોય ઊગે કાંટાળા બબૂલ.
એક વૈશાખી વાયરામાં ડાળી હલી ને મને...

હરણાની દોડ સમું જીવન આ હોય અને
પહોંચી શકાય નહીં ક્યાંય.
ચોરાશી લાખ લાખ ફેરા ફરું ને તોય
કિલ્લા અકબંધ મળે આંહી.
પલકારો મારતાંક આંબી જવાય જાત
એવું કંઈ થાય તો કબૂલ.
એક વૈશાખી વાયરામાં ડાળી હલી ને મને...

□

—

હાર નહીં માનું હો હરજી હાર નહીં માનું.
છડેચોક મળશું કે મળશું સપનામાં છાનું.
હરજી હાર નહીં માનું.

નહીં શોધીએ વૃન્દાવનમાં
નહીં જમનાના જળમાં,
પંચતત્ત્વની પાર પહોંચશું
સઘળું છોડી પળમાં.
ત્રિકમજી પર ત્રાટક કરશું
ભલેને વાયે વ્હાણું
હરજી હાર નહીં માનું.

કહો તમે તો પંડ પીગળીએ
કહો હિમાળા ગળીએ,
કહો તમારે આંગણ ચપટી ધૂળ થઈને મળીએ
ગલ્લાંતલ્લાં ના કરશો
અબઘડીએ હો સરનામું.
હાર નહીં માનું હો હરજી હાર નહીં માનું.

નરસી, તુલસી, કબીર, નાનક
સૌને કરશું ભેળા,
અલખનિરંજન ભજશું
ભરશું મનમંદિરમાં મેળા.
અઢળક અઢળક તમે આવશો,
ના જોશો કોઈ ટાણું
હાર નહીં માનું હો હરજી હાર નહીં માનું.

□

—

મારું કાંડું પકડીને મને રોક મા.
મારી પાનીએ બેઠા પતંગિયાને ટોક મા.
કાંડું પકડીને મને રોક મા.

અધખુલ્લી બારીથી જોયા આકાશ
અને જોયાં છે પંખીના ટોળાં.
હડફડક દેતું ને કાંઈક અંદર જાગે
ને પછી આંખોમાં સપનાંના મેળા.
પગલાંમાં હોંકારા પહેર્યા મેં આજ
હવે બેસાડી ના દે તું ગોખમાં
મારું કાંડું પકડીને મને રોક મા.

હોવું આ આપણું તો ઝાકળની જાત
નથી પથ્થરમાં કંડાર્યા લેખો,
દરિયાને તળિયેથી ઊગી નીકળીએ
જરા કાંકરિયું સાદની જો ફેંકો.
મારા સાતે જન્મારાના સગપણને
બે પળના અળગાપણાથી તું જોખ મા.
કાંડું પકડીને મને રોક મા.



—

પ્યાસ વગર શું કરીએ સંતો પ્યાસ વગર શું કરીએ.
ઘાટ ઘડ્યા પારિજાતક
સુવાસ વગરના ફરીએ.
સંતો પ્યાસ વગર શું કરીએ.

અમે ગુરુ, લઈ અડસઠ ચેલા
ભટક્યા ગામગમાણે.
બળતાં ઘર છોડી દોડ્યા
જો લાગી આગ મહાણે
સંઘ પહોંચશે કાશી પણ
સંન્યાસ વગર શું કરીએ.
સંતો પ્યાસ વગર શું કરીએ.

તમે ધધકતા રણમાં બેઠાં
વીરડા ગાળી સાત,
તમને એમ અમે આવીશું
તરસ્યા અડધી રાત.
અમે ઝાંઝવાં, પાણીના અહેસાસ વગર શું કરીએ
સંતો પ્યાસ વગર શું કરીએ.

□

આજ અમારે આંગણ ઊમટ્યા દરિયા રે
બંધાવો તોરણ.
રૂડા અવસર ને આંખે ઝળઝળિયાં રે
બંધાવો તોરણ.

કુમળી કાયામાં ઊતર્યાં ચોમાસાં રે
બંધાવો તોરણ.
મનની ડાળે ટહુકાઓના માળા રે
બંધાવો તોરણ.

સાત સમંદર પાર કરે પરદેશી રે
બંધાવો તોરણ.
અબઘડિયા બોલાવો છાયાજોશી રે
બંધાવો તોરણ.

ઢોલનગારાં શરણાઈ વગડાવો રે
બંધાવો તોરણ.
કંકુવરણાં અરમાનો પોંખાવો રે
બંધાવો તોરણ.

કુમકુમ પગલાં લાભશુભના થાપા રે
બંધાવો તોરણ.
ઓળઘોળ આંખ્યુંમાં ભવનાં ભાથાં રે
બંધાવો તોરણ.

સોનલવરણા સમણા સાથે ઝૂલ્યાં રે
બંધાવો તોરણ.
અને પછી કંઈ ફળિયે ફાગણ મોર્યા રે
બંધાવો તોરણ.

કલરવના પંખીએ નભને પાળ્યાં રે
બંધાવો તોરણ.
ઊડી ગયા મૂકી ડાળે અજવાળાં રે
બંધાવો તોરણ.



❖ મધુમતી મહેતા ❖

—

કાળ કરમનું અણિયાળું આ ચક્કર છે ભાઈ ચક્કર છે;
ધ્યાનધરમનું બુઠ્ઠું બટક્યું જંતર છે ભાઈ જંતર છે.

અંતરમાંથી એમ ઉખાડી ફેંકી દઈએ અડધી રાત,
ઈશ્વર માની બેઠા એ તો પથ્થર છે ભાઈ પથ્થર છે.

એમ લૂંટાવ્યાં ધનદોલત જીવનના રૂડા અવસરિયે,
શેઠ અમારો શામળશા બધું સધ્ધર છે ભાઈ સધ્ધર છે.

એને મન આખી દુનિયા છે એક રૂપેરી ચાંદરડું,
જેને માથે આભ સમાણું છત્તર છે ભાઈ છત્તર છે.

ચાલ ચલે હાથીની હરણાની કે સાપગરોળીની
બાજીગર છે સમય અને રૂપ સત્તર છે ભાઈ સત્તર છે.

આજ કૂદ્યા રણમાં સહુ લઈને ખુલ્લી તાતી તલવારો
માર્યો છે તે શેર નથી પણ મચ્છર છે ભાઈ મચ્છર છે.

બખ્તર પહેરી બેઠા બંદા આંખકાન ખુલ્લાં રાખી,
નથી ગતાગમ એને શત્રુ અંદર છે ભાઈ અંદર છે.



—

દૃશ્યની દીવાલ પાછળ કોઈ દેખાતું નથી;
આંખની બાજીગરીનું રાજ સમજાતું નથી.

સાવચેતીથી કદમ ઊંચકી અને ચાલ્યા પછી,
ક્યાંક પહોંચો ને છતાંયે હાશ કહેવાતું નથી.

શબ્દ બુઠ્ઠા, અર્થ વાસી ને કલમ બેજાન છે,
આપણાથી તોય મૂંગા કેમ રહેવાતું નથી.

શાંત જળની સાદગીમાં બંદગી મેં જોઈ છે,
ઝળહળોમાં રૂપ તારું ક્યાંય ઝિલાતું નથી.

પ્રેમ કેવળ પ્રેમ પહેરી વિસ્તરું ચારે તરફ,
આપની પહેચાન જેવું ત્યાં સુધી થાતું નથી.

તું જ અનરાધાર થઈને આવ તો વરસી શકું,
સાદ કે વરસાદથી આ મન તો ભીંજાતું નથી.



—

ઘાવ ઉપર ઘાવની ઘટના ઉપર હસતો રહ્યો;
તોય છું અકબંધ એ ભ્રમણા ઉપર હસતો રહ્યો.

વર્તુળો ત્રિકોણ ચોરસ લંબચોરસ કે લીટી,
બિંદુના વિસ્તારની ઘટના ઉપર હસતો રહ્યો.

કેટલાંયે વૃક્ષ જડમૂળથી ઉખેડીને પછી
એ પવન ઝૂકેલ તરણાંઓ ઉપર હસતો રહ્યો.

જાળમાં ખુદની બિચારો ઈશ પણ સપડાઈ ગયો,
ને પછી માયા તણી છલના ઉપર હસતો રહ્યો.

રંગભૂમિ પર બધું ભજવીને સૌ ચાલ્યા ગયા,
એકલો હું સ્ટેજ ને પડદા ઉપર હસતો રહ્યો.



—

એક ઇચ્છાયે એવી અજબ હોય છે;
ના મળે તે ક્ષણોની મમત હોય છે.

દ્વાર તારે પહોંચવાનું આસાન છે,
જો પગોમાં સ્મરણની કરચ હોય છે.

સૂર્ય સાખે તુષારોને એ પી ગયાં,
ફૂલના કંઠમાંયે તરસ હોય છે.

ને રમતમાં તો કેમ મેળ ખાશે કહે,
જીતવું એ જ તારી શરત હોય છે.

એક દેખે સપન એક દેખે ખુદા,
બે નયનમાંયે કેવો ફરક હોય છે.

□

—

જાત ફરતે સભ્યતાની કાંચળી દેખાય છે;
કોઈ પણ ચહેરો નથી બસ આરસી દેખાય છે.

સ્થાન આપોઆપ બદલાઈ ગયું મારું પછી
જ્યારથી તારી નજરમાં માગણી દેખાય છે.

કંસને સંહારવાનું ક્યાં ગજું છે કોઈનું,
તોય સૌના હાથમાં કાં વાંસળી દેખાય છે.

દોષ આંખોનો નથી છે દોષ કાતિલ ટાઢનો,
કૃષ્ણ બદલે ગોપીઓને કામળી દેખાય છે.

રામપાતર હાથમાં લઈ મોતની રાહે ઊભી,
છોડવા શ્વાસો, તડપતી પાંસળી દેખાય છે.

આ સંબંધોને ભલે અકબંધ માને એ બધા,
પણ મને બે પાન વચ્ચે ટાંકણી દેખાય છે.

□

હું અચરજ પરતો કેડી
હું માયાથી અલગ અને ના મુજને શાસતો કોઈ
હું અચરજ પરતો કેડી

ભગવા પહેરી જંગલ ફરીએ કે જઈએ ગુરુદ્વારા
બેઠ કરી મન માલ પરારે જપું હરિની માળા
રંગ ચડે જો લાલચટક તો અમે ઉડીએ મહેંદી
હું અચરજ પરતો કેડી

માથે સૂરજ લઈને ફરતાં ને મનમાં અંધારા
આતમજ્યોતમાં ઊંડે ઊંડે પરપોટાના ભાળા
ભાગીદુરી જગ ઉપરથી દેખાતો પણ અંદર
હું અચરજ પરતો કેડી

—> ~

મધુમતી મહેતા

# નટવર ગાંધી

---

ગુચ્છ એક : નગરયાત્રા

*શહેર બહુ છે, પરંતુ ગમતાં અહીં આટલાં:*



---

## ગમે નગર આટલાં

*હું તો નગરબાળ છું, નગરમાં જ રૂહેવું ગમે,*
*ફર્યો નગર તેથી હું અહીં અમેરિકામાં ઘણાં,*
*પરંતુ સરખાં બધાં, ખબર ના પડે ક્યાં તમે,*
*વિશિષ્ટ નહીં કાંઈ આંખ વળગે, એ જ એ*
*નિયૉન, ઇન હોલી ડે, મહત મૉલ શૉપિંગના,*
*શહેર બહુ છે, પરંતુ ગમતાં મને આટલાં:*

*જુઓ, પ્રથમ પ્રિય છે નગર નિજ વૉશિંગ્ટન,*
*નદીતટ વસ્યું રૂડું; રુચિર બીજું જે પશ્ચિમે*
*લહું નગર સૅંટ ફ્રાંસીસનું; લાસ વેગાસ ને*
*ન્યૂ ઑરલીન જ્યાં ઉપાધિ જન કૈં જતાં છોડવા;*
*ધમે ધમણ પિટ્સબર્ગ મહીં લોહ ઉદ્યોગની;*
*સમસ્ત જગકેન્દ્ર આશ્રય વસાહતી લોકનું*
*ન્યૂયૉર્ક, ઉપરાંત બૉસ્ટન અને ફિલાડેલ્ફિયા –*
*થયો પ્રભવ દેશ જ્યાં; ગમતુંયે શિકાગો; વળી.*

## વૉશિંગ્ટન

વસ્યું નગર નાનકું નદીકિનાર કેવું રૂડું,
વ્યવસ્થિત બધું, લક્ષન્કૃત યોજનાબદ્ધ, જ્યાં
નવીન ગણતંત્રના જન બધાં નિઃસંકોચથી
હરીફરી શકે બધે જ ઘર માનતાં, મ્હાણતાં,
સુલભ્ય સહુને બધું, સુગમ સર્વ: ઉદ્યાન, ઝૂ,
મ્યુઝિયમ પ્રસિદ્ધ, સંસદ, પ્રશસ્ય ગ્રંથાલય,
થિયેટર, કલા અનેકવિધ, કેન્દ્ર સંસ્કૃતિનાં,
મહાપુરુષ તેમ સૈનિક અજાણનાં સ્મારકો.

ન એક અહીં સ્કાયસ્ક્રેપર, ન ખીણ કૉંકીટની,
ન મિલ ધૂમ ઓકતી, ન ભમરાળું કો ભૂંગળું,
ન ભવ્ય અહીં રાજમ્હેલ, નહીં દુર્ગ, કારાગૃહો,
મહાવિજયનાં ન તોરણ, ન દારૂગોળા વળી.

અહીં ન ભભકો કશો, ન ધૂમધામ આડમ્બર,
છતાં નગર પાટવી મહત વિશ્વસત્તા તણું.

# સાન ફ્રાંસિસ્કો

અહીં ઊતરતી તહીં ચડતી એમ હિલ્લોળતી
અખાત નગરી રૂડી વસતી ટેકરી ટેકરી,
નવીન રીતભાત, નવ્ય વ્યવહાર, આચારના
તરંગ ઊઠતા અહીં, પ્રસરતા પછી દેશમાં.

સુવર્ણરજ શોધવા જન અગણ્ય આવ્યા ધસી,
વસાહતી અનેક સાહસિક, ચીની, હિસ્પાનિક,
નચિંત જન, પુષ્પબાળ, બીટનિક, હિપ્પી વળી
ભણે, ગણગણે અહીં સ્તવન, મંત્ર શાંતિ તણા.

અહીં ખળભળી ભૂમિ, સકળ સૃષ્ટિ ઊંધી થઈ,
બળ્યું, ભડભડ્યું, થયું અગનઝાળમાં ભસ્મ કૈં,
પ્રદગ્ધ હતું જે શહેર, સ્ટ્રીટકાર ઘંટારવે
સજીવન ફરી થયું વિરલ દેવહુમા સમું.

હતું અગર ચાંચિયા નગર એકદા, આજ તે
સુરમ્ય દ્વય સેતુથી હરતું હાર્દ રુડયાર્ડનું

## લાસ વેગાસ

મરુસ્થલ હતું જ્યહીં વિજન, આજ માયાપુરી
વિમોહી અલકા સમાન, લલચાવતી લોકને,
નિમંત્રણ દિયે, વિદુર નહિ, સજ્જ કૈં સુંદરી,
સુલભ્ય ધન સુખનું, રમણી દ્યૂતક્રીડા રચે.

ન ભેદ અહીં સંભવે દિવસરાતના, જાગતા
જુગારી રમતાં નિરંતર નિયૉન ઉદ્યાનમાં,
હરામચસકે ચડી જન બકે બધું હોડમાં,
અધીર લયલા અને મજનુ મુગ્ધ આકર્ષણે,
વિવાહ કરી શીઘ્ર, શી જીવનની રમે લૉટરી!

અચૂક અહીં હારવું ગણિતી એમ જોકે કહે,
છતાં મરણિયા થઈ મતિવિવેક છોડી બધું,
જરૂર બમણું રમે જન જુગારી હાર્યે જતાં,
કનિષ્ઠ કલિને પતિત, મતિભ્રષ્ટ યુધિષ્ઠિર
સમા ભટકતાં, અહીં શકુનિપ્રેત હીહી કરે.

# ન્યૂ ઓરલીન્સ

અમેરિકન, ફ્રેંચ, સ્પેનિશ ત્રિવેણીના સંગમે,
વસી મિસિસિપીતટે, નગરી આર્દ્ર આ ભેજની,
ભગીરથ પ્રયત્નથી તરતી ન્યારી, વારિ ધસે,
છતાં જન વસે નચિંત, ઊજવે સહુ ઉત્સવો,
દિવાળી અહીં રોજની, સહુ સદાય હોળી રમે.

ફરે કૂદતી દોડી દોડી સ્ટ્રીટ કાર ઇચ્છા ભરી,
મુસાફર ભરી, અધીર જન જે ભલા શોધતા
મળે અગર પ્રેમ તો, સહુ હવાતિયાં મારતાં,
ભમે ગલી ગલી, શમે ન ઉરના છતાં ઓરતા.

વિષાદમય જાઝ, બ્લ્યુ, મધુર મંદ ગ્લાનિભર્યું,
ધીમું પ્રસરતું શરાબભર બારમાં સંગીતે,
બયાન ગતકાળનું, હૃદયભંગનું, એ જ એ
કરે કરુણ વાત ઋણની, સુણી ન સુણી કરી
સરિત તરતું શહેર ડૂબતું પિયાલી મહીં.

# પિટ્સબર્ગ

લપાઈ ગિરિગોદમાં નગર શામળું આ વસ્યું
ત્રિવેણીતટ; કોલસા, કલહ, લોહને ધૂમનું.
મથે દિવસરાત લોક મિલ, શોપ ને ભઠ્ઠીમાં,
ખભે દઈ ખભો, ઉઠાવી ઘણ હાથ ઉત્પાદન
કરે સબળ સ્ટીલનું, ખપ જરૂર જેની પડે
નીચે, ઉપર, દૂર, ને નિકટ, કે અહીં ને તહીં.

અહીં ધમધમે બધે ધમણ ગંદી ગંધાય જે,
ધખેલ ધૂણી ધૂમથી ધરતી આભ મેલા થતાં,
અહીં રજકણો મહીં મરણ કાળું કાળું ઊડે,
ભૂંડું ભરખતું કંઈ મજૂર દાડિયા જેમણે
કર્યો શ્રમિત બાવડે પ્રબળ શક્તિ ઔદ્યોગિક
હતો લઘુક દેશ જે કૃષિપ્રધાન ને ગ્રામીણ.

હવે નવલ દેશ, યંત્ર નવલાં, જમાનો નવો,
વળી નગર આ નવીન, મિલ, શોપ, ભઠ્ઠી ગયાં.

# ન્યૂયૉર્ક

મહાનગર આ પળેપળ જીવંત, તોતિંગ છે,
અહીં જનસમૂહની ઊમટતી મહામેદની,
નસીબ અજમાવવા જગ સમસ્તથી ઊભરી,
યથાર્થ પ્રતિબિમ્બ છે સકળ વિશ્વનું કેન્દ્ર આ.

અહીં મળતી દેશદેશ તણી ચાખવી વાનગી,
વિવિધ અહીં વિશ્વની પડતી કાન બોલી બધી,
અજાણ ગીતગાન, ભાતીગળ વેશભૂષા રૂડી,
પડે નજર, રંગઢંગ રીતભાત રોજે નવા,
ફરું નગર એક ને કરું પ્રદક્ષિણા પૃથ્વીની.

ગમાર કંઈ આવતા જન અનેક શ્હેરી બને,
વસાહતી બધાંય આખર અમેરિકાના બને.
ગળાય, રસએક થાય, પ્રસરે પછી દેશમાં,
અને સરજતા રહે નવલ દેશ પોતે વળી,
બને જરૂર દેશ છેવટ અમેરિકા એમનો.

# બોસ્ટન

હતું પ્રથમ શ્હેર આ, પછી જ નીવડ્યો દેશ છે,
અહીં જ તણખા ઝર્યા પ્રથમ, ને ધડાકો થયો,
બુલંદ પડઘા પડ્યા દિક દિગંત સંઘર્ષના,
સવારી મધરાતની, જન ગુલામ જંગે ચડ્યા,
સમુદ્ર થઈ કીટલી ઊભરતો મહારોષમાં.

ન નૃપ, નબીરા, ન ધર્મગુરુ, શસ્ત્રશૂરા નહીં,
ન અલ્પ ઉમરાવ, ના અમલદાર ઊંચા નહીં,
પરંતુ ગણતંત્ર, મુક્ત જન જ્યાં પૂરા સ્વાશ્રયી,
સહિષ્ણુ, સહકારી રાજ, સરકાર સેવે પ્રજા.

અહીં જ પ્રગટી નવી પરમ જ્યોત જાગૃતિની,
ઇમર્સન, થૉરો પ્રબુદ્ધ કવિ લૉંગફેલો વળી,
અનુત્તમ, અમેરિકાનું અભિજાત એથન્સ આ,
નિવાસ અહીં હોમ્સ, કેબટ વિશિષ્ટ, લોવેલનો,
ન માત્ર ભૂમિખંડ, આ નગરકેન્દ્ર બ્રહ્માંડનું.

❖ નટવર ગાંધી ❖

# ફિલાડેલ્ફિયા

હતું સપનું પેનનું, નગર હોય બંધુત્વનુંઃ
જ્યહીં જન સ્વતંત્ર હો, વિવિધ સંપ્રદાયી સ્તવે
અભીક નિત ધર્મ, કર્મ કરતા જનો ફાવતું,
ઉકેલ કરવા સવાલ સહકાર સંવાદથી.

વિચારબીજ આ પ્રફુલ્લિત થયાં મહા-રાષ્ટ્રમાં,
બુલંદ થઈ ઘોષણા અહીં જ લોકસ્વાતંત્ર્યની,
થયા અહીં વિવાદ વાદ, નવરાષ્ટ્ર બંધારણે
સુયોજન થયું પછીઃ લઘુમતી બધી રક્ષવી,
સ્વતંત્ર વળી વાણી, હો કડવી તોય તે બક્ષવી,
સહિષ્ણુ ગણતંત્ર, મંત્ર વળી વ્યક્તિસ્વાતંત્ર્યનો
ભણી, જીવનમર્મ, મુક્તિ, સુખ શાંતિ પામે બધાં.

પવિત્ર લહું જન્મભૂમિ નવરાષ્ટ્રની જ્યાં થયો
પ્રયોગ સહયોગ ક્વેકરપ્રણીત માનવ્યનો,
હજુય હજુ ચાલતો સતત, અંત એનો ન હો.

# શિકાગો

ધુરાધરી ઉપાડતું વિપુલ સ્કંધ આ શ્હેર છે:
મહા સરવરોનું શ્રેષ્ઠ મણિ, મોતી મેદાનનું,
પ્રદેશ અહીં દેશને ઉદર, રાષ્ટ્રનું કેન્દ્ર આ,
જ્વલંત દીપ જ્ઞાનનો જગપ્રસિદ્ધ વિદ્યાલયે,
થતી મહદ શોધ, બોધ મળતા બધાં ક્ષેત્રમાં,
વિશેષ વળી અર્થશાસ્ત્ર, અહીં પણ્ય વાણિજ્યમાં,
અહીં સહજ છે સમન્વય વિશિષ્ટ, સામાન્યના.
સિયર્સ, બિગ મેક, કાલ્ડર વળી પિકાસો તણા.

અહીં દુરિત છે બધે, પ્રસરતી બૂરી ગંધ, ને
ખૂનામરકી, લાંચરુશ્વત, ક્લેશ, ગુંડાગીરી,
અહીં વધ થતાં અગણ્ય પશુ નિત્ય તોયે નહીં
ડિલિન્જર, કપોનના કરમ, પાપ ધોવાય ના,
ભયંકર શું સિંકલેરકૃત રદ્દ આ જંગલ,
ભરાડી બડું, ધિંગું આ વિકટ શ્હેર વંટોળનું.

મને જન ગમે ઘણા, અહીં વખાણાતો આટલા :

૧. ગાંધીજી   ૨. લિંકન   ૩. ચર્ચિલ (બીજા વિશ્વયુધ્ધ સમયે)
૪. શેકલટન   ૫. આર્થર કેસ્લર   ૬. એમર્સન
૭. થોરો   ૮. ફ્રોસ્ટ   ૯. વૉલેસ સ્ટીવન્સ   ૧૦. વર્જિનિયા વૂલ્ફ

## ગાંધીજી

*ઘણુંય હતું સાંભળ્યું: અચૂક ઊતરે શ્રીહરિ,*
*વિવિધ અવતાર લૈ જગત તપ્તને ઠારવા,*
*હરેક યુગ, ગ્લાનિગ્રસ્ત ભયત્રસ્તને રક્ષવા.*
*હશે, દીન દયાળુ કિન્તુ અમ દેશ ના ઊતર્યા.*
*ગરીબ હિજરાય જ્યાં ગભરુ ભીરુ ભૂખે મરે.*
*તમે કહ્યું: 'નહિ સહુ જુલમ, જખ્મ અનયાયના.'*

*ન લશ્કર, ન શસ્ત્ર, સંઘ નહિ તોય જંગે ચડ્યા,*
*ઉખેડી જડમૂળથી પ્રબળ વિશ્વસત્તા તમે.*
*તમે ન અવતાર છો, મનુજમાત્ર, ગોત્રે વળી,*
*છતાં અડગ આત્મથી નીડર કર્મ દૈવી કર્યું,*
*અપાર કરુણાભર્યા, ખમીર ખૂબ શૌર્યે શૂરા,*
*ગુલામી કરી દૂર, ભીરુ ઉરમાં ભરી વીરતા.*

*સ્વમાની, અભિમાની હું ન નમતો કદી કોઈને,*
*પરંતુ તમને નમું, પુરુષ ઊર્ધ્વ ઉદ્ધારક.*

# લિંકન

ગરીબ ઘરમાં ઉછેર, પગભેર, તું સાવકો,
ભલે અભણ તું, ગણ્યા જીવનપાઠ તોયે ઘણા,
ખલાસી, કુલી, ફાડિયો, મજૂર, મોદી ને દાડિયો,
થયો વકીલ, ને કર્યાં છૂટક કામ જે જે મળ્યાં.
લડ્યો, ચૂંટણીઓ વળી, જૂજ જીતી, તું હાર્યો ઘણી,
થયો પ્રમુખ આખરે, જીવનસ્વપ્નની સિદ્ધિ શી!

પરંતુ બધું હોડમાં મૂકી દઈ કહ્યું: ના જ ના
લિલામ નરનારના, જુલમ વા ગુલામી તણા,
કલંક જનસર્વનું, શરમ લોકશાહી તણી.
પછી પ્રગટી આગ, જાત નિજ ત્યાં જ હોમી દીધી.
ભૂલોક ભવકાળમાં ક્વચિત્ આવતી આ ક્ષણે
યુગંધર થયો, તું કેપ્ટન વિશિષ્ટ, ધર્મિષ્ઠ તું.

મહાન લડી યુદ્ધ તેં દલિત દેશને જાળવ્યો,
કલંક કર્યું દૂર, પાવક વિમુક્તિ દાતા, સ્મરું.

## ચર્ચિલ (બીજા વિશ્વયુદ્ધ સમયે)

યુરોપ ભડકે બળે, અગન આભ આખું ઝરે,
દુરિત દળ દાનવી દમન, દંડથી દૂભવે
પ્રજા નબળી ભીરુ, દેશ દૂબળા; દયા યાચતા,
ફરે, જન ડરે, ધ્રૂજે, થરથરે, મરે આખરે;
મહામલિન દીન એ, જરૂર જ્યાં મહાવીરની,
ગભીર, રણધીર, સ્થિરમતિ, મુક્તિદાતા તણી.

તું ઉગ્ર, દૃઢ આગ્રહી, નીડર, નિષ્ઠ આવી કહે:
"નહીં જ પડવું નહીં શરણ આક્રમીને કદી,
બધું જ બધું હોડમાં મૂકી ઝઝૂમવું, જીતવું,
ન ભાગવું, ન થાકવું, નહિ નિરાશ ક્યારે થવું,"
પ્રચંડ કરી ઘોષ, તું પ્રવીર, પૂર્ણ યુદ્ધે ચડ્યો,
જગાવી જગ આંગ્લને જય અપાવી જંપ્યો જીતી.
બધું જ બધું તું: પ્રદર્શક, પ્રગલ્ભ, વાગીશ્વર,
કથાપુરુષ, કેસરી, કરુણ, ક્રૂર, ગંજાવર.

## અર્નેસ્ટ શૅકલટન

મ્યુઝિયમ ખૂણે પડી લઘુક નાવ, જેના થકી
મહાભીષણ તેં સમુદ્ર ભરી બાથ હંફાવિયો,
જરાય હલતી નથી, જમીન સાથ આજે જડી,
પરંતુ ઊછળી હતી ઉદધિ ગોદ એ એકદા.

મહાસફર આદરી, વિપતમાં ફસાયા છતાં
ભગીરથ પ્રયત્નથી કુશળખેમ પાછો ફર્યો,
જીતી ધવલ યુદ્ધ, કિન્તુ તહીં ફ્રાંસ, ફ્લાન્ડર્સમાં
હણાય જન લાખ જ્યાં, રુધિરછાંટ ઊડી બધે:
ઘરેઘર, ઉરે, દૂરે રજતક્ષેત્ર, રત્નાકરે.
અધીર હૃદયે ભમી ધ્રુવ સદાય કંપાસમાં
જીવ્યો સતત ઝંખતો જગત ચેતની સિદ્ધિ તું.

સુકાની ખુદ, બંધુ તું, અખૂટ આત્મશ્રદ્ધાભર્યો,
અઠંગ, શઠ, શેઠ, સાહસિક, મુક્ત, રોમૅન્ટિક,
તું નાયક અજોડ, સાહસ અસાધ્યમાં સાથી હો.

## આર્થર કેસ્લર

સદી વીસમી જે હતી વસમી દંડી, પાખંડીની,
વિનાશી જનક્રાંતિ, યુદ્ધ, વળી દ્રોહ, વિદ્રોહની,
નિકંદિત થયાં કંઈક મનુકુળ જ્યાં, ને થઈ
નિરાશ્રિત પ્રજા કંઈક, દીધી તેં જુબાની બધી.

તું હાજર બધે, વિવાદ કરતો ફરે વિશ્વમાં,
જ્વલંત જનમોરચે, જલદ જંગ, કારાગૃહે.
ખડો ખડકશો તું ઉગ્ર છળ, છદ્મ સામે વડો,
ઉપાસક તું સત્યનો સહી, મહાન બૌદ્ધિક તું.

તું નાસ્તિક છતાંય નૈતિક, અનામી દાનેશ્વરી,
પિપાસુ અપનાવતો નવીન દેશ, ભાષા નવી,
વિશારદ તું જીવ, જાતીય, પદાર્થ શાસ્ત્રો તણો,
તું રંગરસિયો, શૂરો તું શતરંજનો, શબ્દનો.

લડે મરણિયો થઈ, છટકતો છતાં મોત તું,
પસંદ કરી દેશ, કાળ, વય તું મરે સ્વેચ્છયા.

# એમર્સન

યુવાન ગણરાષ્ટ્રના ઊછરતા વછેરા સમા,
હતાં થનગની રહ્યાં જન મહત્ત્વાકાંક્ષી ઘણાં,
તમે જીવનમંત્ર આપી કહ્યું: આત્મદીપો ભવ.
અનુકરણ ના કદીય કરવું, થવું સ્વાશ્રયી,
અનુરણન ના, પરંતુ સૂર, શબ્દ હો મૌલિક
નહીં, નહીં જ ચાટુ પોપટ થઈ કદી બોલવું.
પુરોહિત ન, સંપ્રદાય નહિ, રાજ્ય, રાજ્યાધીશ,
પ્રથા, ચલણ, રીત ના, વડીલશીખ, શાસ્ત્રો નહીં.

પરંતુ નિજ આત્મની ફ્લદ ભોમમાં રોપવા
અદમ્ય બીજ આશનાં, ગગન પ્હોંચવા ઝંખવું,
નિસર્ગ જગ આત્મસાત્ કરી, શીલ, શ્રદ્ધા થકી,
પરાયું નહિ, ખુદના ખમીરથી ખરું જીવવું.

નવી સદી, નવીન યુગ, નવલા રૂડા દેશમાં,
નવા મનુજના તમે પ્રથમ, પ્રૌઢ વાચસ્પતિ.

# થોરો

કદી ન કરી નોકરી, વ્યવસાય, ધંધો વળી,
છતાં સતત ઉદ્યમી, દીધ હિસાબ જીવ્યા તણો,
હતાં ન ઘરબાર, નાર, ન કુટુમ્બ, ના સંતતિ,
ન દોલત, ન સંઘરો, નહીં જમીન, મોભો નહીં,
છતાં બૃહદ વિશ્વની મહદ રિદ્ધિ તારી સહીઃ
હરિત વનરાજી, નીલ નભના બધા તારલા,
તું માતબર કો ચરાચર ફર્યો, શું બેફિકરો!

ત્યજી વ્યસન સૌ, પ્રલોભન બધાંય, આરણ્યક
રગેરગ નિસર્ગ ને પૂરણ પંચભૂતે રસ્યો,
વસ્યો વન; વિહંગ, જંતુ, પશુ સંગ તું સાર્થ થ્યો,
સ્વતંત્ર, અલગારી તું વિહરતો નિજાનંદમાં,
તને પરવડે ન બંધન સમાજ વા રાજ્યનાં,
અચૂક પડકારતો રીતરિવાજ અન્યાયના,
પ્રદર્શક, શૂરો, જિતેન્દ્રિયઃ ગુરુ તું ગાંધી તણો.

# રોબર્ટ ફ્રોસ્ટ

બુઝુર્ગ વય, કાય સ્થૂળ, શિર શ્વેતકેશી કવિ,
કરે કવન, ભવ્ય રાજ્ય અભિષેક વિધિ વિશે,
નવા પ્રમુખ, તંત્ર શાસન નવીનને પોંખવા,
પ્રમોદ ઊભરે પ્રચુર, કવિકંઠ પ્રશ્ન ઝરે.

ઋષિ તું, કૃષિકાર તું, કસબી શબ્દનો, ક્ષેત્રનો,
કરે દિવસરાત, વાત ધરતી તણી પ્રીતિની,
નિસર્ગ જગ, રુદ્ર, રમ્ય, ઋતુ રંગ ને ગંધની,
વિહંગ, મૃગ, શૃંગ, તૃણ, તરુ પર્ણ સંપુટની.

વિશેષ ગમતો તને શીતપ્રદેશ ઈશાનનો,
કવિ પ્રિય છતાં દસે દિશ તું દેશવિદેશમાં,
નિપુણ, જનપ્રિય, જાનપદી, જિદ્દી, જલ્લાદ તું,
કવિ કુશળ, ક્રૂર, કષ્ટ, કળ, કાવ્યસંકેતનો.

મળે મહદ ચાંદ કૈં, તરફડે છતાં મત્સરે,
તપે તું ઉરતાપથી, તમસ ત્રસ્ત, અતૃપ્ત તું.

## વૉલેસ સ્ટીવન્સ

તને જગ ગમે અહીં ભૂતળનું જ, વૈકુંઠ ના,
અહીં જ અહીં જીવવું, જગત જાણવું, નાણવું;
પ્રચુર ઉર કલ્પને, મનન, ધ્યાન ને ભાનથી,
ચરાચર પદાર્થ લૌકિક અનિત્ય પિછાણવું;
વળી મરણથી જ પૂર્ણ રૂપ પક્વ સૌંદર્ય સૌ
નિસર્ગ જગનું સમગ્ર, નિત નવ્ય તે માણવું.

ન દેવળ જવું સવાર રવિવારની પૂજવા
અતીત બલિદાન દિવ્ય, નત મસ્તકે યાચવા
અનંત જીવિતવ્ય, વા પરમ સુખ સૌ સ્વર્ગનાં;
સમસ્ત જગ અસ્તવ્યસ્ત અહીં કિંતુ ચોપાસમાં
પળેપળ જિવાય જ્યાં જીવન જાળજંજાળમાં,
યથાર્થ ચરિતાર્થ જ્યાં, જરૂર એ જ એ સ્વર્ગ છે.

નકી વકીલ તું, કરે દલીલ પૃથ્વીપે સ્વર્ગની,
કવિ કુશળ તું, કળે સકળ દ્વંદ્વમાં સંગતિ.

## વર્જીનિયા વૂલ્ફ

વિશિષ્ટ તવ વિશ્વ જ્યાં જનવિશેષ ગોષ્ઠિ કરે,
રચે મિલન મૈત્રીના રસિક, સર્વનું કેન્દ્ર તું,
છતાં સરકતી રહે ભીતર ગુહ્ય એકાંતમાં,
તણાય વમળે સદા વિષમ આત્મસંઘર્ષના.

તને ન પરવા કશી વરદ લોકની વિશ્વના –
અમીર, સુલતાન, પીર, ભડવીર, સેનાપતિ,
વિચારક, વિચિત્ર વાદપ્રતિવાદના વેદિયા,
તને પરમ પ્રિય માત્ર કવિ એક, ના અન્ય કો'.

તું કાન સરવે સુણે શું ભણકાર તોફાનના,
કુશાગ્ર કલમે તું ચાસ કંઈ પાડતી, વાવતી
અદમ્ય બીજ ક્રાંતિનાં, હચમચાવી પિતૃત્વની
પ્રથા જરઠ, આધિપત્ય નરનું, તું વિધ્વંસિની.

તને ન અબળા કહું, તું મતિ, શક્તિ સાહિત્યની.
કલારસિક તું, ઉપાસક તું શબ્દ, સૌંદર્યની.

# દેશથી આવેલું એક નાટક જોઈને

મનુજ ઉરચિત્તની અભિરુચિ, રુચિ વૃત્તિ સૌ
થઈ પ્રગટ સ્પષ્ટ પૃથ્વી પર એકદા ભારતે,
અભીષ્ટ અભિવ્યક્ત જે રસિક રાગ રાગિણીમાં,
ધ્વનિ, સુગમ ગીત, સંગીત વિશિષ્ટ શાસ્ત્રીય ને
શ્રુતિ, સ્મૃતિ, સમસ્ત ભાષ્ય, રસ શાસ્ત્ર, વિદ્યા વિષે,
કલા સકલ, કાવ્ય, નાટ્ય, નટ નૃત્ય, સ્થાપત્યમાં,
ચિત્રકલા, સુદક્ષ રાજ્યનીતિ, સુજ્ઞ સંભાષણે,
સહિષ્ણુ અધિધર્મની ગરવી ગ્રંથગાથા મહીં.

નિહાળું અહીં નાટ્ય કાર્યક્રમ, રંગમંચે, ખૂંચે,
નટી નટ કરે નરી નકલ -- વાંદરા આગળ --
વિચિત્ર રીત ભાત, વાત, અભિસાર, શૃંગારમાં,
ન મૌલિક કશું, અલૌકિક નહિ જ, વિકૃત કૈં,
નર્યું નીરસ હાસ્ય, લાસ્ય, નૃત નાટ્યનાના થતું:
અમે જ કવિ કાલિદાસ, મુનિ ભાસના વારસો ?

નટવર ગાંધી

* ત્રણ નોબેલપુરસ્કૃત કવિઓ *

## ઍરિક ઍક્સેલ કાર્લફેલ્ટ, બૉરિસ પાસ્તરનાક અને પાબ્લો નેરુદા

### કવિ-પરિચય અને કાવ્યાનુવાદ : મહેશ દવે

### ઍરિક ઍક્સેલ કાર્લફેલ્ટ

સ્વિડનના નાનકડા ગામડામાં ઍરિક ઍક્સેલનો જન્મ. ગામડાના નૈસર્ગિક વાતાવરણમાં તેમનો ઉછેર. તે કારણે એમનાં કાવ્યોમાં સાદગીભર્યું ગ્રામજીવન, કૃષિસંસ્કૃતિ અને પ્રકૃતિપ્રેમનો મહિમા જોવા મળે છે. ૧૮૬૪માં જન્મેલા આ કવિએ શાળાવયથી ઊર્મિગીતો લખવા માંડ્યાં. સામયિકોમાં તે કાવ્યો છપાતાં રહ્યાં. પિતાના ફાર્મના નામ ઉપરથી ઍરિક ઍક્સેલે ૧૮૮૯માં પોતાના નામ પાછળ ઉપનામ 'કાર્લફેલ્ટ' ઉમેર્યું. ૧૮૯૫માં તેમનો પહેલો કાવ્યસંગ્રહ 'સૉંગ્સ ઑફ વિલ્ડરનેસ ઍન્ડ ઑફ લવ' પ્રગટ થયો.

ઉપાલા યુનિવર્સિટીમાં ભણતા હતા તે દરમિયાન જ કાર્લફેલ્ટના પિતા અવસાન પામ્યા. કાર્લફેલ્ટે શિક્ષક તરીકે નોકરી સ્વીકારી. નોકરી કરતા કરતા સ્નાતક થયા. સ્નાતક થયા પછી પણ થોડો સમય શાળામાં શિક્ષકની નોકરીમાં ચાલુ રહ્યા. તે પછી લાઇબ્રેરિયનનું કામ પણ કર્યું. દરમિયાન કાવ્યો લખાતાં ગયાં અને કાવ્યસંગ્રહો પ્રગટ થતા રહ્યા. કવિ તરીકે ખાસ્સી સિદ્ધિ અને પ્રસિદ્ધિ મળી. ૧૯૦૪માં સ્વીડિશ ઍકેડેમીમાં ચૂંટાયા, ૧૯૦૫માં નોબેલ ઇન્સ્ટિટ્યૂટમાં સભ્ય બનાવાયા અને ૧૯૦૭માં નોબેલ કમિટીમાં લેવાયા. ૧૯૧૨માં ઍકેડેમીના સ્થાયી મંત્રી તરીકે તેમની નિમણૂક થઈ. એ સ્થાન પર લગભગ વીસ વર્ષ કામ કરી એ નિવૃત્ત થયા.

યુરોપની અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન કે સ્પૅનિશ જેવી મુખ્ય ભાષાઓમાં કાર્લફેલ્ટનાં કાવ્યોના અનુવાદ ખાસ થયા નથી. જોકે નોર્ડિક ભાષાઓમાં એ ખાસ્સા લોકપ્રિય હતા અને ઘણાંખરાં કાવ્યસંપાદનોમાં તેમની કવિતાઓ પસંદ થઈ છે. પસંદ કરેલાં તેમનાં કાવ્યોનો અંગ્રેજી અનુવાદ

'આર્કેડિયા બોરિયાલિસ' ૧૯૩૮માં તેમના અવસાન બાદ પ્રગટ થયો છે.

૧૯૧૮માં નોબેલ પુરસ્કાર માટે કાર્લફેલ્ટના નામનો પ્રસ્તાવ થયો હતો, પણ નોબેલ એકેડેમીના મંત્રીને નાતે પોતે નોબેલ કમિટી સાથે સંકળાયેલા છે એ કારણે તેમણે પુરસ્કાર સ્વીકારવાની ના પાડી. ૧૯૩૧માં કાર્લફેલ્ટ સ્થાયી મંત્રીના પદ પરથી મુક્ત થયા. નોબેલ કમિટી સાથે સંબંધ હોવાનો બાધ હવે રહ્યો નહીં, તેથી ૧૯૩૧માં નોબેલ પુરસ્કાર માટે તેમના નામનો પ્રસ્તાવ ફરી મૂકાયો. તે વર્ષે ગાલ્સવર્ધી, ઈવાન બુનીન અને પોલ વાલેરી જેવાં મોટાં નામો પણ ચર્ચામાં હતાં, પણ અંતે કાર્લફેલ્ટ પસંદગી પામ્યા. કમનસીબે ઑક્ટોબરમાં પુરસ્કાર એનાયત થાય તે પહેલાં કાર્લફેલ્ટ અવસાન પામ્યા. મૃત્યુ પામેલા સર્જકને પુરસ્કાર ન આપવો એવી નોબેલ-વસિયતનામામાં જોગવાઈ છે, પણ નામનો પ્રસ્તાવ થયો હોય તે પછી મૃત્યુ થાય તો તેવી વ્યક્તિને પુરસ્કાર આપી શકાય તેવી ચોખવટ છે. આથી કરીને ૧૯૩૧નો નોબેલ પુરસ્કાર કાર્લફેલ્ટને મરણોત્તર પુરસ્કારરૂપે અપાયો.

કાર્લફેલ્ટના સમયમાં સાહિત્યની એક જાનપદી ધારા સ્વિડનમાં લોકપ્રિય હતી. આ પ્રવાહના સાહિત્યકારો ગ્રામજીવનની સાદગીભરી જિંદગીને આદર્શ જીવન તરીકે બહેલાવી તેની પ્રશંસામાં રાચતા. કાર્લફેલ્ટ આ પ્રવાહમાં નિમજ્જ થયેલા કવિ હતા. તેમનાં કાવ્યોમાં પરંપરા પ્રત્યે આદર જ નહીં, અહોભાવ પણ દેખાય છે. કાવ્યોમાં તેમણે ફ્રિડોલિન નામનું એક પાત્ર સર્જ્યું છે. એ પાત્ર ખરેખર તો કાર્લફેલ્ટે કલ્પેલું પોતાનું જ આદર્શ રૂપ છે. તેમના બે કાવ્યસંગ્રહોનાં નામ બહુ સૂચક છે, 'ફ્રિડોલિન્સ સૉંગ' (૧૮૯૮) અને 'ફ્રિડોલિન્સ પ્લેઝર ગાર્ડન' (૧૯૦૧). ફ્રિડોલિન અપરિણીત કવિ છે. શહેરમાંથી તે કન્ટ્રીસાઇડમાં પોતાના પ્રાચીન વારસા તરફ પાછો ફરે છે. એ સાદો ખેડૂત છે, પણ તેનામાં કોઠાસૂઝ અને જ્ઞાન ભરેલાં છે. ખેડૂતો સાથે તેમને સમજાય એવી સાદી વાણીમાં એ વાત કરે છે, વિદ્વાનો સાથે લૅટિન ભાષામાં વિદ્વદ્ચર્ચા કરે છે.

કાર્લફેલ્ટની કવિતામાં લોકગીતો, જૂના રીત-રિવાજ, પરંપરા, તળપદા શબ્દો અને જૂના આચાર-વિચારનું પ્રાચુર્ય છે. પ્રકૃતિ અને પ્રેમ એ બે તેમના ખાસ વિષયો છે. મૂળિયાંમાંથી ઊખડી ગયેલા લોકો માટે તેમને રંજ છે. ઔદ્યોગિક ક્રાંતિ, શહેરીકરણ, દોડાદોડ અને ધાંધલ-ધમાલ એમને ગમતાં નહીં. સામ્યવાદના એ વિરોધી હતા, અમેરિકી ભૌતિકવાદના પણ એટલા જ વિરોધી હતા. પોતાના યુગ સાથે કાર્લફેલ્ટને મેળ નહોતો. એક જગાએ એમણે કહ્યું છે, 'હું દૂર-સુદૂરનો અજાણ્યો મુસાફર છું.'

સાહિત્યમાં અને તેમાંય ખાસ કરીને કવિતામાં પરંપરા અને પ્રયોગ વચ્ચે સાતત્ય અને આંતરસંબંધ હોવો જોઈએ. જૂનું જાળવવું અને તેમાંથી નવાનું નિર્માણ કરવું એ સૌંદર્યની ચાવી છે. માત્ર પરંપરાને વળગી રહીએ તો પ્રગતિ અવરોધાય અને પ્રયોગ ખાતર પ્રયોગને રવાડે ચડીએ તો ફૅશન જેવી ઘેલછામાં પડી જવાય. પરંપરા અને પ્રયોગ વચ્ચે સમતુલા ઇષ્ટ છે. કાર્લફેલ્ટમાં પલ્લું પરંપરા તરફ સહેજ વધારે નમ્યું છે, તેથી સમતુલા સહેજ ખોરવાઈ છે.



# રખડુ

'કોણ છે તું
ને ક્યાંથી આવ્યો?'

આપીશ નહીં હું જવાબ,
જવાબ નથી આવડતો.
કોઈનો ના હું પુત્ર,
ને ક્યાંય નથી ઘરબાર.
મારી પાછળ મારે
મૂકવો ના કોઈ વારસ
દૂર દૂરથી આવ્યો
હું સાવ અજાણ્યો માણસ.

'ક્યા ધરમનો તું છે
ને કઈ છે તારી જાતિ?'

ફક્ત એટલું જાણું:
ના જાણું હું કંઈ
ભૂલું સાચો મારગ
ના કોઈ બતાવે ભૂલ
કે ના દેખાડે રસ્તો.
પણ મારું એક જ કામ
શોધવો ઈશ્વરનો મુકામ.

'કેવું લાગ્યું જીવન?'

આંધી ને પીડાઓ
સંઘર્ષો પાર વિનાના
ઉજાસ ગયો બુઝાઈ
આશા પણ મૂરઝાઈ
સૂર્યકિરણથી કેવાં
વાદળ ગયાં વીંટાઈ.
પણ જીવું છું, જીવું છું
ખુશ છું કે જીવું છું. □

# મારો પ્રેમ

પ્રિયતમ, પ્રિયતમ!
કિલ્લામાં બંદી થઈ ચૂકેલા તારા પથ્થર-હૃદયને
થથરાવી મૂકે એવી આક્રમણની રણભેરી જેવો છે,
મારો પ્રેમ.

પ્રિયતમ, પ્રિયતમ!
સપનાંઓની સોગાત લાવતી રાત પડી જશે શાંત
ત્યારે શય્યા પડખે બજતી વીણાના તારની ઝંકૃતિ જેવો છે,
મારો પ્રેમ.

પ્રિયતમ, પ્રિયતમ!
વાવંટોળમાં પર્વતની ટોચ પર પાઇનવૃક્ષ કરે નીડનું રક્ષણ
તેમ સાચવશે, સંભાળશે તારો આવાસ,
મારો પ્રેમ.

પ્રિયતમ, પ્રિયતમ!
અને આખરે કરશે તને મૃત્યુ નિશ્ચેત
ત્યારે સીસમની દેરીમાં જાળવી રાખશે તારી સ્મૃતિ,
મારો પ્રેમ.



# પ્રતીક્ષાનો સમય

મધ મધ મધુરો છે પ્રતીક્ષાનો સમય,
ભરતીનો સમય, કળીઓ ઊઘડવાનો સમય.
એપ્રિલની ચોખ્ખી બપોર જેવો લાગતો નથી મોહક
મને મેનો મહિનો.
કાદવિયા મારગથી ભરમાશો નહીં ને ડરશો નહીં
એ પછી મળવાની છે માદક વનની ટાઢક
અને સંભળાશે પાંદડાંઓની ધીમી ધીમી મર્મર
આળોટવું નથી મારે ગ્રીષ્મના આનંદમાં.
પણ સાંભળવું છે રાહ જોઈ બેઠેલા પંખીનું ગાન.

રાહ જોવાની ક્ષણો
અને હરવા-ફરવા પૂર્વેનો વિવાહનો સમય,
પ્રેમીજન માટે ઉત્તમ એ સમય.
વસંત લાગતી નથી એટલી મઘમઘ
જેટલાં લાગે પ્રિયતમ સાથે છાનગપતિયાં.
મળીએ ક્યારેક ને પડીએ છૂટાં.
પ્રિયજન જોશે વિસ્મયથી અનૂઠાં સપનાં:
'મજાની કેવી વીતશે જિંદગી ભવિષ્યની!'
વેડવાં નથી ખંખેરીને મારે સોનેરી ફળ,
ભરવા નથી ખોબા એવાં ફળોથી.
મારા બગીચામાં વિકસી રહ્યાં છે વૃક્ષો
એ બગીચા માટે છોડી દઈશ તૈયાર ફળો.



# (સ્વિડનની) વસંતનું કાવ્ય

સંધ્યા સમયે સંભળાય છે ખીણમાંથી
કોકિલાના તાર સ્વર,
ખીણના પથ્થરોની તિરાડમાં ઊગી નીકળ્યા છે ગર્વથી
ગુલ-ગુલાબી વગડાઉ છોડ.
પાગલ થઈને વહી રહેલાં ઝરણાંનાં ધવલ જળ
ફીણ-ફીણ થઈ અટકે અંતે.
પાઇનવૃક્ષોમાંથી ગળાઈને પડી રહ્યું છે
મીઠું પાણી અવકાશનું.
કેવી સંમોહક છે ધરતી આપણી!
કેવા ઉલ્લાસમય ચમકી રહ્યાં છે સરોવરો
જાણે પ્રીતથી છલોછલ આંખો!

ઘંટડીના રણકતા રણકાર – સંભળાય,
નહીં જાઓ શું એની પાછળ પાછળ?
કૂવાના ઝાકળ જેવા શીતળ જળ
ધોશો નહીં શું એનાથી થાકેલા પગ?
બોલે છે કબૂતરો ઘૂઉ...ઘૂ...
ખેંચાશો નહીં એની પાછળ વૃક્ષની બખોલમાં?
કહો મોકળા મને કે તમને ગમે છે
ઠળિયા વિનાનાં રસભરપૂર વન્ય ફળ.
જુઓ, રાહ જોઈ રહી છે ત્યાં પ્રિયતમા
આવે નવલ-નવલી વસંત જ્યારે
કેવાં થરક થરક થાય યુવાન હૃદયો
જાણે કિલકારીઓ ચંડોળની!



# પહેલી સ્મૃતિઓ

હંકારી ગાડી દૂર દૂર
કાળી, નિર્જીવ, પડતર ભૂમિ પર,
આઘે, આઘે ઘરથી સુદૂર.
વાય છે વાયરો, સખત આકરો વાયરો.

કોઈ લે છે મને અંકમાં
ને ખેંચે છે હાથથી.
વૃક્ષો ચઢે ઊંચે
આકાશ પર.
વાય છે વાયરો, સખત આકરો વાયરો.

ત્યાં જુઓ પેલું મોટું શ્વેત મકાન.
ઘણાં બીજાં છે એવાં મકાનો.
હંકારી રહ્યા છીએ એ સૌની પડખે
સંભળાય છે અવાજો
અને ગર્જના જેવા પડઘા.
વાય છે વાયરો, સખત આકરો વાયરો.

ત્યાં દેખાય છે
ખુરસી પર પડેલી
નાનકડી સંદૂક
ગયા અમે ત્યાં પણ.
વાય છે વાયરો, સખત આકરો વાયરો.



❖ કાર્લફિલ્ડ ❖

# બોરિસ પાસ્તરનાક

નવલકથા 'ડૉક્ટર ઝિવાગો'ના લેખક તરીકે આપણે બોરિસ પાસ્તરનાકને જાણીએ છીએ. રશિયા બહારના વિશ્વમાં પાસ્તરનાક એ જ રીતે વિખ્યાત છે, પણ રશિયાની પ્રજા તેમને મોટા ગજાના કવિ તરીકે ઓળખે છે. ૧૯૫૮માં તેમને નોબેલ પુરસ્કાર મળ્યો. તેના પ્રશસ્તિ-નિર્દેશ (citation)માં કવિ અને નવલકથાકાર એ બંને પાસાંનો ઉલ્લેખ છે. પ્રશસ્તિ-નિર્દેશ જણાવે છે:

'સમકાલીન ઊર્મિકાવ્ય અને રશિયાની ચાલી
આવતી મહાકથા(epic)ની ભવ્ય પ્રણાલી –
બંને ક્ષેત્રે તેમની મહત્ત્વની સિદ્ધિ માટે.'

૧૮૯૦માં જન્મેલા આ કવિ, વાર્તાકાર અને નવલકથાકાર સાદ્યંત સંસ્કારી વાતાવરણમાં ઊછર્યા હતા. તેમના પિતા લિયોનિદ જાણીતા ચિત્રકાર હતા. 'એકેડેમી ઑફ આર્ટ્સ'નું સભ્યપદ એમને મળેલું. મૉસ્કોની 'સ્કૂલ ઑફ પેન્ટિંગ, સ્કલ્પચર અને આર્કિટેક્ચર'માં તેઓ અધ્યાપક હતા. પાસ્તરનાકનાં માતા રોઝા સંગીતકાર અને અચ્છા પિયાનોવાદક હતાં. જાહેર 'કૉન્સર્ટ્સ'માં એમનું પિયાનોવાદન વખણાતું. વીસ વર્ષની ઉંમરે તો સમગ્ર યુરોપમાં પિયાનોવાદક તરીકે તેમણે નામના મેળવેલી. જોકે કુટુંબનાં કામોમાં પરોવાયા પછી એમણે જાહેર કાર્યક્રમો આપવાનું છોડી દીધેલું, પણ સંગીત-શિક્ષક તરીકે કામ ચાલુ રાખ્યું હતું અને ઘરે કલાકો સુધી એ રિયાઝ કરતાં.

પાસ્તરનાક કુટુંબ માટે અવારનવાર પરદેશ જવાનું સહજ હતું. સામે પક્ષે પરદેશના ઘણા બુદ્ધિજીવીઓ, સાહિત્યકારો અને કલાકારો પાસ્તરનાકને ત્યાં આવતા-જતા. આગળ જતાં પ્રસિદ્ધિને વરેલા કવિ રિલ્કે પણ પાસ્તરનાકને ત્યાં મહેમાન તરીકે રહી ગયેલા. બોરિસ પાસ્તરનાક પર રિલ્કેનો ખાસ્સો પ્રભાવ જોવા મળે છે. ટૉલ્સ્ટૉય અને જાણીતા રશિયન સંગીતકાર સ્ક્રિયાબીન જેવા મહાનુભાવો પાસ્તરનાક કુટુંબના અંગત મિત્રો હતા. શૈશવ અને કિશોરવયના આવા સંસર્ગોનો

પાસ્તરનાકના ઘડતરમાં મોટો ફાળો છે. તેમના આત્મકથનાત્મક લખાણ 'સેફ કૉન્ડક્ટ'માં પાસ્તરનાકે કૌટુંબિક વાતાવરણનો લાગણીભર્યો ચિતાર આપ્યો છે.

ચિત્રકારી પર બોરિસની હથોટી સારી હતી. એ સરસ ચિત્રો દોરતા, પણ તેમણે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસમાં જીવ પરોવ્યો. તેર વર્ષની વયે એ સંગીતના અભ્યાસ તરફ વળ્યા. નાનપણથી સંગીતમાં રસ તો ખરો જ. સંગીતકાર સ્ક્રિયાબીનની સ્વરરચનાઓ પાસ્તરનાકને પ્રિય હતી. પાસ્તરનાકે પોતે પણ સ્વરાંકન કર્યું હતું. તેમની આસપાસના સૌ એવું માનતા થયા હતા કે વ્યવસાય તરીકે બોરિસ સંગીત અપનાવશે, પણ પોતાનામાં તકનિકી સજ્જતા નથી એવું બોરિસને લાગ્યું. આવો એકરાર તેમણે તેમના બીજા આત્મકથનાત્મક લખાણ 'એસે ઇન ઑટોબાયોગ્રાફી'માં કર્યો છે. સંગીત છોડીને બોરિસે મોસ્કો યુનિ.માં કાયદાનો અભ્યાસ ચાલુ કર્યો. તે ત્યજીને વળી તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે જર્મનીની મારબુર્ગ યુનિ.માં જોડાયા. આ સર્વ વ્યાયામો તેમની કવિતા માટે નિરર્થક નથી નીવડ્યા, પણ ઉપકારક થયા છે. સંસ્કારપટુ વયે ચિત્રકારની નિરીક્ષણ શક્તિ અને સંવેદનશીલતા, સંગીતનાં લય અને માધુર્ય તથા તત્ત્વજ્ઞાનનાં દર્શન અને દૃષ્ટિ તેમનામાં વિકસ્યાં. ઊંડી ધાર્મિક વૃત્તિ એમનામાં પહેલાંથી જ હતી. આ સર્વ ગુણોથી તેમની કવિતા રસાયેલી છે.

૧૯૦૮માં ઓગણીસ વર્ષની ઉંમરે પાસ્તરનાકે કવિતા લખવાનું શરૂ કર્યું. ત્રણેક વર્ષમાં એમને સમજાઈ ગયું કે લેખન એ જ એમની નિયત કારકિર્દી છે. મોસ્કોમાં એ વખતે 'લિરિકા' નામનું નવલોહિયાઓનું એક જૂથ ચાલતું હતું. એ જૂથે ૧૯૧૩માં એક સંપાદિત ગ્રંથ પ્રગટ કર્યો. તેમાં પાસ્તરનાકનાં પાંચ કાવ્યો લેવાયાં. 'લિરિકા'માંથી છૂટા પડેલા 'સેન્ટ્રીફ્યુગા' નામના બીજા જૂથે પણ બે સંપાદનગ્રંથો કર્યા. તેમાં પણ પાસ્તરનાકનાં કાવ્યો ને લખાણો છપાયાં. ૧૯૧૪માં પાસ્તરનાકનો પહેલો કાવ્યસંગ્રહ પ્રગટ થયો, પણ તેમને સાહિત્યસ્વીકૃતિ તો તેમના ત્રીજા કાવ્યસંગ્રહ 'માય સિસ્ટર લાઇફ'થી મળી. પાસ્તરનાકે દસ જેટલા કાવ્યસંગ્રહો, બે આત્મકથનાત્મક લખાણો, વાર્તાસંગ્રહ અને નવલકથા આપ્યાં છે. તેમનાં મૌલિક લખાણો કરતાંય તેમણે અનૂદિત કરેલાં પુસ્તકોની યાદી વધારે મોટી છે.

જીવનકાળ દરમિયાન રશિયાની સામ્યવાદી ક્રાન્તિ અને બે વિશ્વયુદ્ધોના સાક્ષી બનવાનું પાસ્તરનાકના ભાગ્યમાં આવ્યું. આ ત્રણે ઘટનાઓની એમના સાહિત્ય પર ઘેરી અસર પડી. મૂળે પાસ્તરનાક ઊર્મિગીતોના રંગદર્શી કવિ છે. પ્રકૃતિની રમ્યતા આલેખતાં અને પ્રણયભાવના વ્યક્ત કરતાં ઉત્તમ ગીતો એમણે લખ્યાં છે. તેમના સમયમાં ભાવિવાદી (futuristic) કવિતાની બોલબાલા હતી. પાસ્તરનાક તેનાથી અળગા રહ્યા. પાસ્તરનાકની દૃઢ માન્યતા હતી કે કવિતા વાસ્તવિક હોવી જોઈએ. કવિતા પ્રચારનું માધ્યમ ન બની શકે. ૧૯૧૪થી ૧૯૧૭ સુધીના સમયમાં પાસ્તરનાક મોસ્કોથી દૂર દૂર ઉરાલ પર્વતોના પ્રદેશમાં કામ કરવા ગયા. શહેરી જીવનથી દૂર એવા આ પ્રદેશમાં કવિતાનો સારો ફાલ ઊતર્યો.

૧૯૧૭માં રશિયામાં સામ્યવાદી ક્રાન્તિ થઈ. દેશમાં તિરાડ પડી. રશિયન સમાજ બે વર્ગોમાં વહેંચાઈ ગયો. ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચેનું સાતત્ય પડી ભાંગ્યું. જૂની પેઢીની સંવેદનશીલતા સાથે નવી પેઢીના વિચારોનો મેળ ન રહ્યો. ઉચ્ચ તેમજ ઉચ્ચ મધ્યમ વર્ગના લોકો, કેટલાક લેખકો અને કલાકારો દેશ છોડી અન્ય દેશમાં વસ્યા. પાસ્તરનાકનાં માતાપિતા અને બહેનો પણ પરદેશ ચાલ્યાં ગયાં. અન્ના આખ્માતોવા અને મેન્ડેલસ્ટામ જેવા સાહિત્યકારોની જેમ પાસ્તરનાક રશિયામાં જ રહ્યા. જીવનના અંતકાળે ગ્લાનિકાળમાંથી બચવા પાસ્તરનાકે અથાગ પ્રયત્નો કર્યા અને સ્વદેશમાં જ રહેવાનો આગ્રહ રાખ્યો.

૧૯૧૭ની ઑક્ટોબર ક્રાન્તિ પછીનો સમય પાસ્તરનાક માટે કઠિન હતો. ૧૯૧૮થી ૧૯૨૧ના ગાળામાં આજીવિકા માટે પાસ્તરનાકે અનુવાદનું કામ કરવું પડ્યું. ક્લેઈસ્ટ અને બેન જૉનસનનાં નાટકો; હાન્સ સાક્સ, ગ્યુઈથે, હારવેગ અને લરબર્ગનાં કાવ્યો તથા જર્મનીની 'એક્સપ્રેશનિસ્ટ' ધારાની કૃતિઓના અનુવાદ પાસ્તરનાકે કર્યા. દરમિયાન યેવગ્નેનિયા સાથે પાસ્તરનાક લગ્નગ્રંથિથી જોડાયા. નવદંપતી માટે મોસ્કોમાં રહેવું કપરું હતું. પૂરતી મોકળાશ વિનાની નાની જગ્યામાં તેમણે સમાવેશ કરવો પડ્યો. પાસ્તરનાક ઊર્મિગીતો લખતા રહ્યા. પણ કવિતા લખવા માટે વાતાવરણ અનુકૂળ નહોતું. પારાવાર અશાંતિ અને ચારેકોરનાં વિરોધી બળો વચ્ચે રહી કામ કરવું પડતું હતું. પાસ્તરનાકે અનુભવ્યું કે ક્રાન્તિથી અસ્તિત્વમાં આવેલી નવી સામાજિક પરિસ્થિતિમાં કવિ તેમજ કલાકારો માટે સલામતીભર્યું સ્થાન નહોતું. તેમણે 'આઉટસાઇડર' તરીકે જીવવાનું હતું.

૧૯૨૪માં લેનિનનું અવસાન થયું, ટ્રૉટસ્કીએ દેશ છોડવો પડ્યો અને હરીફ થઈ શકે તેવા તમામ સાથીઓને સ્ટેલીને દૂર કર્યા. સર્વસત્તાધીશ સરમુખત્યાર તરીકે પોતાની જાતને સ્થાપવામાં સ્ટેલીન સફળ થયો. સમગ્ર દેશમાં અસહિષ્ણુતાનું મોજું ફરી વળ્યું. સર્વ ક્ષેત્રોમાં સામ્યવાદી વાસ્તવવાદનો સિદ્ધાંત લાગુ પાડવામાં આવ્યો. સાહિત્યે પણ સરકાર-સમર્થિત લેખકમંડળના કહ્યા પ્રમાણે ચાલવાનું હતું. પાસ્તરનાક રાજ્યનું વાજિંત્ર બની શકે એમ નહોતા. તેથી તેમને ભાગે સહન કરવાનું આવ્યું. પોતાનાં માતાપિતા અને કુટુંબને મળવા પરદેશ જવાની પરવાનગી પણ તેમને ન મળી. પાસ્તરનાકની ભૂમિકા બિનરાજકીય હતી. રાજકારણથી તે અળગા હતા, પણ બિનરાજકીય હોવું તે પણ રાજ્યવિરોધી ગણાતું હતું. અકળામણ અને ગૂંગળામણ છતાં પાસ્તરનાક પોતાનું લેખન અને કવિતાનું કામ કરતા રહ્યા.

બીજા વિશ્વયુદ્ધના સમયમાં પાસ્તરનાક ફરી અનુવાદ કરવા તરફ વળ્યા. શેક્સપિયરનાં સૉનેટો; 'હૅમલેટ', 'રોમિયો જુલિયેટ', 'એન્ટની ઍન્ડ ક્લિયોપેટ્રા' અને 'હેન્રી ધ ફોર્થ' જેવાં નાટકો તથા પૉલિશ કવિ સ્લોવાસ્કિની કવિતાઓનો અનુવાદ તેમણે કર્યો. અનુવાદની કળા અને શાસ્ત્ર વિશે પણ લખ્યું. બીજા વિશ્વયુદ્ધમાં રશિયા અને સાથી રાજ્યોનો વિજય થયો. એ પછી પરિસ્થિતિ સુધરશે એવી આશા પણ ઠગારી નીવડી. સાહિત્ય-વર્તુળોથી પાસ્તરનાક વધુ ને વધુ અળગા થતા ગયા. તેમણેપોતાની મહાનવલ 'ડૉક્ટર ઝિવાગો' પૂરી કરવા પર ધ્યાન આપ્યું.

'ડૉક્ટર ઝિવાગો'માં રશિયાના તત્કાલીન જીવન અને યાતનાઓનું ચિત્રણ છે. એ નવલકથામાં સોવિયેટ રાજ્યવ્યવસ્થાની ટીકા છે એવું સરકારનું માનવું થયું. એ કારણે 'ડૉક્ટર ઝિવાગો' રશિયામાં છપાઈ શકે એવું રહ્યું નહીં. સદ્દભાગ્યે તેની હસ્તપ્રત ઇટાલિયન સામ્યવાદી પક્ષના પ્રતિનિધિના હાથમાં આવી પડી. એ માર્ગે થઈને 'ડૉક્ટર ઝિવાગો' મિલાનથી પ્રગટ થઈ. યુરોપની ઘણી ભાષાઓમાં તેના અનુવાદ થયા. આપણે ત્યાં તેનો સંક્ષેપ અને અનુવાદ સ્વ. ભોગીલાલ ગાંધીએ કર્યો છે. 'ઉધ્વસ્ત આકાશ'ના નામથી એ પ્રગટ થયો છે.

૧૯૫૮ના નોબેલ પારિતોષિક વિજેતા તરીકે બોરિસ પાસ્તરનાકનું નામ જાહેર થયું. આડકતરી રીતે 'ડૉક્ટર ઝિવાગો'માં સોવિયેટ રાજ્યવ્યવસ્થાની આકરી આલોચના છે. કદાચ એ રાજકીય કારણે શીતયુદ્ધ (cold war)ના એ સમયમાં પાસ્તરનાકને પારિતોષિક અપાયું હોય તેવી અંશતઃ સંભાવનાને નકારી શકાય નહીં, પણ કવિ તરીકેની પાસ્તરનાકની સાધના અને સિદ્ધિ અંગે એવું કશું કહી શકાય તેમ નથી જ. તેમનાં ઊર્મિગીતોનું સંગીત અને માધુર્ય અનોખું છે. તેમનાં કથાકાવ્યો રસપ્રદ છે. સમસામયિક વિષયો પરનાં એમનાં કાવ્યો અણીશુદ્ધ છે અને તેમાંથી ભારોભાર કારુણ્ય ટપકે છે. કાવ્યપઠન અને વ્યાખ્યાનો માટે એમને વિદેશમાંથી ઘણાં આમંત્રણો મળતાં, પણ દેશમાંથી જવા

માટે પરવાનગી મળતી નહોતી. કામ્યુ, ફોકનર, હેમિંગ્વે, એલિયટ રેને ચાર, સ્ટીફન સ્પેન્ડર અને જ્હોન સ્ટાઇનબેક જેવા અનેક સાહિત્યકારોએ સમર્થન અને સહાનુભૂતિ માટે પાસ્તરનાકને પત્રો લખ્યા હતા. અનેક યાતનાઓ વચ્ચે જીવવા છતાં પાસ્તરનાક હતાશ થયા નહોતા. આશા, જીવન અને ઈશ્વરમાં એમની શ્રદ્ધા અવિચળ અને અડગ હતી. એમણે કહ્યું છે, 'આટલા બધા આનંદ વચ્ચે વિષાદમય કેવી રીતે રહી શકાય?' મૃત્યુને આરે લખાયેલા એમના કાવ્ય 'નોબેલ પારિતોષિક'ની છેલ્લી પંક્તિઓ બહુ સૂચક છે:

આમ છતાંય,<br>
મારી કબરથી દૂર છું ફક્ત એક પગલું ત્યારે<br>
વિશ્વાસ છે મને, સમય જતાં,<br>
ચગદાઈ જશે પ્રકાશના ચૈતન્યથી<br>
ક્રૂરતા, વેરઝેર, દુરિતોનાં સઘળાં જોર.

પાસ્તરનાકે નોબેલ પુરસ્કારનો સ્વીકાર ન કર્યો. એમણે જણાવ્યું કે એમના સમાજમાં એ પુરસ્કારનો જે અર્થ થાય છે એ વિચારતાં પોતે આ ઇનામ સ્વીકારી શકે નહીં. દેશવિરોધી હોવાની છાપ એમને સ્વીકાર્ય નહોતી. રાજ્ય સામે ભલે તે વિરોધ હોય, પણ તેમનો દેશપ્રેમ અકબંધ હતો. 'ડૉક્ટર ઝિવાગો' પછી રાજ્ય સરકારે પાસ્તરનાકની હેરાનગતિ કરવામાં બાકી ન રાખી. તેમને દેશનિકાલ કરવાની તજવીજ ચાલતી હતી. તે સામે પાસ્તરનાક ઝૂઝતા રહ્યા. અંતે જવાહરલાલ નેહરુની દરમિયાનગીરીથી તેમનો દેશનિકાલ અટકાવી શકાયો.

૧૯૬૦માં ફેફસાંનાં કેન્સરથી પાસ્તરનાકનું તેમના વતનને ગામડે અવસાન થયું. રાજ્ય સરકારે એમના મૃત્યુ વિશે ચુપકીદી સેવી, પણ મૉસ્કોથી હજારો ચાહકો પાસ્તરનાકના ગામડે પહોંચ્યા. લોકો દર્શન કરી શકે તે માટે શબવાહિનીમાં તેમનો મૃતદેહ ખુલ્લો રાખવામાં આવ્યો હતો. પાસ્તરનાકનું કાવ્ય 'હેમલેટ' લોકોને મોઢે હતું. સ્મશાનયાત્રામાં એ કાવ્ય ગાતું ગાતું લોક પાસ્તરનાક સાથે ચાલ્યું. કવિને માટે આના કરતાં વધારે મોટી અંજલિ શી હોઈ શકે?



## પવન

મારો તો આવ્યો અંત, પણ જીવ્યે જાય છે તું.
પવન રડે છે, કરે છે ફરિયાદ,
હલબલાવે છે ઝૂંપડી
અને હચમચાવે છે એક પછી એક એકાદા ઝાડને નહીં,
પણ એકસાથે બધાં પાઇન વૃક્ષોને
અને સાથે જ વેગળાં થયેલાં વિશાળ અંતરોને,
જાણે નિર્મળ ઉપસાગરમાં નાંગરેલાં
પડી ગયેલાં શઢવાળાં વહાણોનાં કલેવર.
આ નથી કાંઈ પ્રયોજનવિહોણો અંધ પ્રકોપ
નથી એ પડકાર કે સામનો કરવાની ઝંખા —
એ છે તમારે માટે હાલરડું ગાવા
શબ્દો માટેના પીડાભર્યાં ખાંખાંખોળા.



## કવિની સરળ વાણી

**('મોજાંઓ' નામક દીર્ઘકાવ્યનો અંશ)**

મહાન કવિઓની રચનામાં
સાવ સહજ હોય છે અભિવ્યક્તિ,
થાય છે જ્યારે પરિચય અને બોધ
થઈ જાઓ છો તમે સાવ દિગ્મૂઢ.

તમામ સાથે આત્મીય સંબંધનું થાય ભાન,
નિહાળી રહ્યા છીએ જે તેમાં થાય ભાવિનું દર્શન,
જડબેસલાક થયેલી વિચારધારાથી પડો જુદા,
તેવી જ રીતે ડૂબો નવપ્રાપ્ત સાદગીમાં.

પણ છુપાવી શકીશું નહીં જો આપણી કરણી,
તો બચીશું નહીં આપણે.
લોકો સમજી શકે છે ગૂંચો
પણ જરૂર નથી એ બધાની.



# શિયાળાની કડકડતી રાત્રી

છવાયું છે વિશ્વ આખાય પર હિમ,
હિમ જ હિમ, વિશ્વના છેડા સુધી ફરફરે હિમ.
બળે ટેબલ પર મીણબત્તી,
બળે એક મીણબત્તી.

ઝળૂંબે ગ્રીષ્મમાં કૂદાં
મીણબત્તીની જ્યોત સામે
તેમ અથડાય બારી-ચોકઠે
વરસતા બહાર હિમ-સીકરો.

તોફાન બરફનું ઝરઝર ઝરતી હિમજલ સેરથી
દોરે બારી-કાચ પર, ચિતરામણ.
બળે ટેબલ પર મીણબત્તી,
બળે એક મીણબત્તી.

પ્રકાશમઢેલી છત પરે
પડછાયાઓનું પથરાયું અસ્તર (દેખાય જેમાં)
વીંટળાયેલા હાથ, વીંટળાયેલા પગ,
વીંટળાયેલી નિયતિ.

અને ધડાક દઈ પડ્યા
પથારી પરથી જોડા
અને પડ્યાં અશ્રુબિંદુ જેવાં
મીણબત્તીનાં ટીપાં, પહેરવાનાં વસ્ત્ર પર.

અને હિમની ભૂખરી ટનલ
ભેળાઈ ગયું બધું ધુમ્મસ-વલોણે.
બળે ટેબલ પર મીણબત્તી,
બળે એક મીણબત્તી.

❖ બોરિસ પાસ્તરનાક ❖

અને પવનના જોરદાર ઝોકાએ
હલબલાવી મૂકી જ્યોત, ત્યારે
ઝળહળ મોહક જ્યોતના અગન-સંતે
ક્રોસના આકારમાં પહોળી કરી પાંખ બંને.

ફેબ્રુઆરી માસ આખો પડતું રહ્યું હિમ
અને ક્યારેક તો સવારોસવાર.
બળે ટેબલ પર મીણબત્તી,
બળે એક મીણબત્તી.



## હેમલેટ

શમી ગયો છે ગણગણાટ. પ્રવેશી ચૂક્યો છું હું રંગભૂમિ પર.
ઊભો છું ઉઘાડા દ્વારને અઢેલીને
કરું છું યત્ન પડઘા પરથી શોધવાનો
શું શું ભર્યું છે ભાવિના ગર્ભમાં.

હજારો દૂરબીન તાકી રહ્યાં છે મારા પર
સીધેસીધું નિશાન અંધકારનું.
તાત હે, પિતા હે, હોય જો શક્ય
ખસેડી લે આ પ્યાલો મારી કનેથી.

તેં પહેલેથી જ નક્કી કરેલી લીલા ગમે છે મને
ને તૈયાર છું ભજવવા મારું પાત્ર,
પણ ભજવાય છે જે નાટક તે મારું નથી.
આ એક વાર તો કરી દે માફ, જવા દે મને.

નક્કી થઈ ચૂક્યો છે ક્રમ એક પછી એક અંકનો,
ઉઘાડી આપવામાં આવ્યો છે અંત.
એકલોઅટૂલો ઊભો છું કટ્ટર ઢોંગીઓ વચ્ચે.
બગીચામાં લટાર મારવા જેવી સરળ નથી જિંદગી.



# ખુલાસો

ગમે તે કારણે, એક સમે, તૂટી ગયો'તો નાતો
ફરી છે પાછી એ જિંદગી, ગમે તે રીતે.
રહેતો'તો જ્યાં એ ગ્રીષ્મઋતુએ, એ વખતે,
ત્યાં જ રહું છું જૂના જમાનાની એ જ ગલીમાં.
એના એ જ લોકો, એમની એ જ ચિંતાઓ.
નેનેગે સ્કેવર'ની દીવાલ પર મૃત્યુની રાત્રીએ
ઉતાવળે જડી દીધેલા સૂર્યાસ્તનાં કિરણોની આછી સુરખી
હજી ઝળકે છે એવી જ.
મેલાંઘેલાં સસ્તાં સુતરાઉ કપડાં પહેરેલી સ્ત્રીઓ
હજી ફરી રહી છે ધીમે ધીમે સ્કેવરમાં અહીં-તહીં
અને ત્યારની જેમ જ હજુય ચડે છે વધસ્તંભ પર
કાતરિયાના પતરાથી બનેલા છાપરા નીચે.

જુઓ ત્યાં, તેમાંની એક, ધીમાં ઢસડાતાં ડગે
દેખાય ત્યાં ઘરના ઉંબરાની અંદર,
ચડી રહી છે હવે એ ગુફા સમી પડથારનાં પગથિયાં.
ફરે છે ત્રાંસી ફેંટાઈને વાડામાં.
જગતની પરવા ન કરનાર વ્યક્તિની જેમ
ફરી તૈયાર છું હું મારાં બહાનાંઓ સાથે.
હું ખુશ છું, કેમ કે અમને એકલા રહેવા દઈ
પડોશમાં રહેતી સ્ત્રી ગલીને નાકે ફરી રહી છે.

*ઓ! રડીશ ના!*
*સૂકા ગયેલા તારા હોઠ ફરી મરડીશ ના*
*નહીં તો તપ્ત વસંતમાં ફાટી ગયેલા હોઠ પરનાં ભીંગડાં*
*તરડાઈ જશે.*
*હટાવી લે તારા હાથ મારી છાતી પરથી,*
*આપણે છીએ જીવંત વિદ્યુત-તાર સમા*
*અને ચાલુ છે કરન્ટ.*
*કશીય ચેતવણી વગર, આપણી ઇચ્છા વિરુદ્ધ*
*ફરી આપણે લખાશું એકબીજાને લમણે.*

❖ બોરિસ પાસ્તરનાક ❖ કવિતા(૨૨૩)

જરૂર, તારાં થશે લગ્ન,
ભૂલી જજે ત્યારે સર્વ સહન કરેલી મુશ્કેલીઓ.
સ્ત્રીનું જીવન છે એક ઉમદા ખોજ
અને છે એક એવો દૃઢ વિશ્વાસ જે માણસને કરે છે પાગલ.
મારી વાત કરું તો,
સ્ત્રી નામના ચમત્કાર
તેનાં ગ્રીવા, ખભા ને હાથ સમક્ષ,
આદર અને અહોભાવથી
ઊભો છું હું જીવનભર સમર્પિત.
અવસાદ અને સાથે નવી નવી આકાંક્ષાઓની સાંકળથી
રાત્રી ભલે ગમે એટલું જકડે;
આવેશ કરતાં નથી કોઈ શક્તિ પ્રબળ
અને આપણાં જીવન અલગ પાડનાર પણ છે એ જ.

□

# ફેરફાર

મારે બતાવવા નથી મારા ઉન્નત ખ્યાલો,
પણ સાચે જ કરું છું હું ગરીબોનું ગૌરવઃ
લાગે છે મને તેમનું જીવન સાચકલું,
નથી તેમાં ભપકો કે બનાવટ.

રાજવી મહેલો, તેમાંની સુંદર સજાવટ અને બાદશાહી
એ સૌથી નથી હું અણજાણ
ને છતાંય છું મિત્ર હું કચડાયેલા ને દબાયેલા સૌનો.
દૂર રહું છું હું પ્રમાદીઓના શોષણખોર વ્યવહારથી.

ક્રાંતિકારી નહોતો હું,
પણ મૈત્રી હતી કામદારોની સાથ
ને તેથી લાગી ગઈ મારા પર છાપ
ટોળામાં ભળેલા ભાંગફોડિયાની.

બખોલ જેવાં તેમનાં ઘર છે કશાય શણગાર-વિહોણા
માળિયાં છે છજાં કે પડદા વિનાનાં
દંભ ને દેખાડા વિનાનાં ઘર છે તેમનાં વાસ્તવિક,
ભારોભાર ભર્યાં છે તેમાં સત્ત્વ, મોભો ને સ્થિરતા.

કુરૂપ થયો છે આપણો યુગ સડાથી
લાગે છે બહુ ખરાબ તેથી
પીડા ગણાય જ્યાં લાંછન, તે જીવન છે ત્રાસદાયક,
પણ તોય હા જી હા કરનારાઓ ગણાય છે આશાવાદી.

ગણતો'તો જેમને મિત્ર, ઊઠી ગયો છે તેમનામાંથી વિશ્વાસ
અને તૂટી ગયા છે સંબંધો.
માણસે ગુમાવી દીધી છે માનવતા
અને મેં ગુમાવી દીધો છે માનવતાભર્યો મનુષ્ય.

❐

## ખ્યાતિ

વિખ્યાત થવું એ નથી કોઈ શોભનીય ઘટના.
નહીં બનાવે એ આપણને ગૌરવાન્વિત
નિરર્થક છે સંગ્રહસ્થાન રચવાં
અને તૂત છે કીર્તિગાથાઓ રચવાની પ્રવૃત્તિ.

સર્જકતાને જોઈતાં નથી બુલંદ નારા અને સસ્તી લોકપ્રિયતા
એ તો માગે છે સ્વાર્પણ
ને લ્યાનત હજો એ અજ્ઞાની અપકૃત્ય કરનારા પર
ગાવા દે છે જે બીજાઓને તેનાં પોતાનાં ગુણગાન.

જુઠાં મહોરાં વગર જીવવી જોઈએ જિંદગી
જીવીએ એવી રીતે કે અંતે
કરી શકીએ અવકાશમાંથી આપણા અંતરમાં પ્રીતિનું રસપાન
અને સાંભળી રહીએ પર્વત પરથી ભાવિના સંકેત.

અસ્તિત્વવિહોણાં પાનાં ને પ્રકરણોના હાંસિયામાં
આંકીએ ના પહેલેથી જ નિશાનીઓ
અને બધાંય કાગળિયાં ન હોય આમતેમ ફેંદવાનાં
છોડી દેવું જોઈએ કેટલુંક કોરું ને કટ સંભવાસંભવ પર.

તેથી અજ્ઞાતની ગર્તામાં ડુબાડી દો જાતને.
કશું ન સૂઝે એવા ધુમ્મસમાં
ઓગળી જાય છે જેમ ભૂમિ
તેમ છુપાવી દો સગડ તમારા ચીલાના.

તમારા એક એક પગલાનું પગેરું શોધીને
તમારા જીવંત મારગે પાછળ પડશે બીજાઓ,
પણ દેખાડશો ના ભેદ
તમારા વિજય કે પરાજયના.

અને ન વળશો પાછા જરાય
કે ન ડૂકશો તેમની સામનો કરવામાં
પણ રહેજો જીવંત, તમારે ભાગે આવેલા જીવન સુધી
રહેજો જીવંત અંત ન આવે ત્યાં સુધી.



# નોબેલ પારિતોષિક

મિત્રો, સ્વાતંત્ર્ય અને સૂર્યતેજથી છૂટો પડી ગયો છું હું
વાડામાં ગોંધાયેલા જનાવરની જેમ,
પણ વધતી જાય છે શિકારીઓની ધોંસ
નાસી છૂટવા માટે નથી કોઈ જગ્યા.

ગાઢ જંગલ, પાળ સરોવરની
પડી ગયેલા વૃક્ષનું થડ,
નથી કોઈ આગળ વધવા કે પાછા વળવાનો ઉપાય.
પૂરું થયું બધુંય મારા માટે.

છું હું કોઈ બદમાશ કે ખૂની?
કયા અપરાધ માટે ગણ્યો છે મને ગુનેગાર?
મેં તો સૌંદર્ય દેખાડી મારી ધરતીનું
કર્યું છે સમગ્ર વિશ્વના હૃદયને ભીનું.

આમ છતાંય, મારી કબરથી દૂર છું ફક્ત એક પગલું ત્યારે
વિશ્વાસ છે મને, સમય જતાં,
ચગદાઈ જશે પ્રકાશના ચૈતન્યથી
ક્રૂરતા, વેરઝેર, દુરિતોનાં સઘળાં જોર.

---

ઉપરના ચાર જ અંતરા સાથે શ્રદ્ધાના ઉદ્‌ગારથી પાસ્તરનાકે પ્રથમ તબક્કે કાવ્ય પૂરું કર્યું હતું. કાવ્ય સાથે જોડેલો એક બીજો કાગળ પણ તેમની હસ્તપ્રતોમાં મળી આવ્યો છે.

તે કાગળમાં વધારાના બે અંતરા લખ્યા છે. પછીથી વધુ વિચાર કરતાં એ ઉમેરણ સૂઝ્યું હોય એમ જણાય છે. મૂળ ચાર અંતરા રાખવા કે તેમાં પાછળના બે અંતરા ઉમેરવા તેની, તેમજ વધારાના અંતરા સાથે કે તે વગર, પાસ્તરનાક કાવ્ય પ્રગટ કરવા માગતા હતા કે કેમ તેની, ખબર પડી શકી નથી.

ખોટા બલિનો ભોગ લેવા ધ્યાન કેન્દ્રિત કરતા
શિકારીના માણસોનો ઘેરો
નજીકથી વીંટળાતો જાય છે ત્યારે
નથી કોઈ કરતાં કોઈ તરફદાર, સાચો ને વફાદાર.

મારી ગરદન પર નખાયો છે ગાળિયો
ત્યારે થઈ આવે એક ક્ષણ ઇચ્છા:
મારી પડખે હોય મારે પક્ષે
આંસુઓ લૂછનાર કોઈ સાથીદાર.



## માદક ફૂલો

વંટોળ ને વર્ષાના ભારી તોફાનથી બચવા
લીધો છે આપણે આશરો
વેલથી વીંટળાયેલા નેતરના ઝાડનો.
ખભાઓ પર ઓઢ્યો છે ઓવરકોટ
અને હાથ મારા તારી કમર પર.

ના, ના. નથી એવું.
નથી એ વૃક્ષને વીંટળાયેલી વેલ,
છે એ તો માદક ફૂલો ને અર્ક એનો
બદન તારું ચઢાવે છે નશો મને.
આવ, પાથરી દઈએ ઓવરકોટ
ધરતી પર.



# પાબ્લો નેરુદા

ગયા વર્ષના'કવિતા'ના દિવાળી વિશેષાંકમાં નોબેલપુરસ્કૃત કવિ પાબ્લો નેરુદાના જીવન-કવનનો વિસ્તૃત પરિચય આપ્યો હતો. તેમના સત્તાવીસ જેટલાં કાવ્યોના અનુવાદ પણ છાપ્યા હતા. તેમ છતાં તે પછીના આ બીજા જ વર્ષે દીપોત્સવી-વિશેષાંકમાં પાબ્લો નેરુદાને યાદ કર્યા છે અને તેમના પાંચ નવા અનુવાદ પણ આપ્યા છે, એ સકારણ છે. નેરુદાનો જન્મ ૧૨-૭-૧૯૦૪ના દિવસે થયો હતો. તેથી ૧૨-૭-૨૦૦૪થી શરૂ થયેલું વર્ષ તેમના જન્મશતાબ્દી વર્ષ તરીકે ઊજવાઈ રહ્યું છે. એના ઉપલક્ષ્યમાં પાબ્લો નેરુદા વિશે લગરીક વિશેષ નોંધ અને તેમના પાંચ અનુવાદ આપી 'કવિતા' પણ નેરુદાના શતાબ્દી ઉત્સવમાં સામેલ થાય છે.

પાબ્લો જેટલા વિચક્ષણ હતા તેટલી જ વિલક્ષણ રીતે તેમની શતાબ્દીની ઉજવણી તેમના સ્વદેશ ચીલીમાં શરૂ થઈ છે. ૧૨મી જુલાઈના દિવસે તેમના જૂના ઘર સામે ૧૫૦ જેટલા કવિઓ એકત્રિત થયા. ખાસ પ્રકારનો લાંબોલચ ટકાઉ કાગળ તે રહેતા'તા એ ઘરની ગલીમાં પથરાયો. એ કાગળ પર કવિઓ કવિતાઓ લખે અને કવિતાઓ લખેલો એ સળંગ કાગળ ૧.૨ માઈલની વિશ્વવિક્રમરૂપ લંબાઈનો વીંટો બને એવો ઉપક્રમ રચાયો. તે ઉપરાંત વર્ષ દરમિયાન વિશ્વભરના ૧૦૦ જેટલા વિદ્વાનો અને કવિઓને ચીલીની સરકાર ખાસ ચંદ્રક એનાયત કરશે. એમાં ભારતના બે વિદ્વાનો — જવાહરલાલ યુનિ.ના અભિજિત ચટ્ટોપાધ્યાય અને દિલ્હી યુનિ.નાં વિભા મૌર્ય—નો સમાવેશ થયો છે. ચીલીના ૬૫ જેટલા દૂતાવાસો વિશ્વમાં ઠેર ઠેર ઉત્સવ મનાવાય તેવી વ્યવસ્થા કરી રહ્યા છે.

કોલકાતાના પુસ્તકમેળાથી ભારતમાં ઉજવણી શરૂ થઈ છે. પાબ્લો શતાબ્દી વર્ષમાં ભારતમાં પણ પરિસંવાદો, શિબિરો, સંમેલનો, કાવ્યપાઠ અને ફોટો-પ્રદર્શનના કાર્યક્રમો યોજાશે. આ કાર્યક્રમો કોલકાતા, દિલ્હી, મુંબઈ અને બેંગલોરમાં ગોઠવાયા છે. પ્રગતિશીલ લેખકો, કલાકારો અને રંગકર્મીઓ શતાબ્દી-ઉત્સવમાં ખાસ રસ લઈ રહ્યા છે. જનસંસ્કૃતિ મંચે ૨૫ જુલાઈએ રાંચીમાં પાબ્લો નેરુદા વિશે કાર્યક્રમોનું આયોજન કર્યું હતું.

નેરુદા તદ્દન નોખા મિજાજના કવિ છે. શુદ્ધ કવિતા (pure poetry)માં એ સહેજેય માનતા નહોતા. એમનો મંત્ર હતોઃ જીવન સાથે જડાયેલી હોય તે જ કવિતા. તેમના સમયમાં યુરોપમાં ફેશનેબલ મનાતા 'ક્યુબિઝમ', 'ફ્યુચરિઝમ', 'દાદાઈઝમ', 'અલ્ટ્રાઈઝમ', 'ક્રિએશનિઝમ', અને 'સરરિયાલિઝમ' જેવા સર્વ સાહિત્યવાદોને એમણે ઊંચકીને ફેંકી દીધા. પૅરિસ અને બર્લિનની સાંસ્કારિક નેતાગીરીને એમણે પડકારી. વાદો અને વિવેચકોની એમણે એમની આગવી શૈલીમાં ઠેકડી ઉડાડી છેઃ 'મેં પાંચ કવિતાઓ લખી. એક લીલી, બીજી ઘેટી જેવા આકારની, ત્રીજી છત જેમ ઊંચે જતી, ચોથી ગોળ વર્તુળોએ વીંટાયેલી અને પાંચમી વીજઝબકાર સમી નાની. પછી વિવેચકો આવ્યા. તેમાં એક બહેરો, એક અનેક ભાષાઓ જાણનારો, બીજા કેટલાક આંધળા, કેટલાક સો આંખોવાળા, સફાઈદાર વસ્ત્રો પહેરેલા અને કેટલાક કપાળે વીખરાયેલા માર્ક્સનાં ઝૂંસળાંવાળા હતા.'

કવિતામાં રાજકીય વિચારસરણી રજૂ કરવા કે પ્રચાર કરવાની બાબતમાં નેરુ
નહોતી. રાજકીય વિચારધારા રજૂ કરી પછી હાથ જોડીને બેસી રહે એવા એ પ
સુફ્ફુ વાતો કરનારા'આર્મચૅર પોલિટિશિયનો'ને એમણે ખુલ્લેઆમ ઝાડી નાખેલા.
નેરુદા પૂરેપૂરા પ્રતિબદ્ધ રાજકારણી હતા. સ્પેનના આંતરવિગ્રહમાં ફાસીવાદી
ખુલ્લંખુલ્લા ડાબેરી પક્ષપાતને કારણે કૉન્સલપદ પણ છોડ્યું, પોતાના દેશના પ્ર
લડવા,ભૂગર્ભમાં રહી ચળવળ ચલાવી, જરૂર પડ્યે દેશમાંથી નાઠા અને વાતા
પાછા સ્વદેશ ફરી પ્રમુખપદ માટે ચૂંટણી લડવા ઉમેદવારીપત્ર પણ ભર્યું. જોકે આ
તરફેણમાં ઉમેદવારીપત્ર પાછું ખેંચવું પડેલું. વ્યક્તિસ્વાતંત્ર્ય, વ્યક્તિમત્તાનાં મ
મૂલ્યો માટે મરી ફીટવા એ સદા તૈયાર રહેતા. આ બધી પ્રવૃત્તિ વચ્ચે કવિતા
કહ્યું છે કે શ્વાસોચ્છ્વાસ લીધા વગર જીવી શકું તો કવિતા લખ્યા વગર રહી
માટે એ વિપુલ અને ભવ્ય સાહિત્યસર્જનનો વારસો મૂકી ગયા છે.

નેરુદાની કવિતામાં અપાર વૈવિધ્ય છે. તેમનો પ
પોએમ્સ...'અભૂતપૂર્વ સફળતાને વર્યો, પણ બીજા જ સંગ્રહથી
માંડી. એમણે હંમેશ પોતાનું પુનરાવર્તન ટાળ્યું. એમણે કહ્યું છે,
હોય તો તે હું છું.' અને વળીઃ

> હું પૂરેપૂરો ઊઘડીશ અને કરીશ
> મારા સૌથી દુષ્ટ દગાબાજ દુશ્મન,
> પાબ્લો નેરુદા સાથે.

વૉલ્ટ વ્હીટમૅનની યાદ અપાવે એવા અત્યંત મોટા ગજાના આ
વર્ષે આપણી સૌની સલામ.



# પાબ્લો નેરુદા

ગયા વર્ષના'કવિતા'ના દિવાળી વિશેષાંકમાં નોબેલપુરસ્કૃત કવિ પાબ્લો નેરુદાના જીવન-કવનનો વિસ્તૃત પરિચય આપ્યો હતો. તેમના સત્તાવીસ જેટલાં કાવ્યોના અનુવાદ પણ છાપ્યા હતા. તેમ છતાં તે પછીના આ બીજા જ વર્ષે દીપોત્સવી-વિશેષાંકમાં પાબ્લો નેરુદાને યાદ કર્યા છે અને તેમના પાંચ નવા અનુવાદ પણ આપ્યા છે, એ સકારણ છે. નેરુદાનો જન્મ ૧૨-૭-૧૯૦૪ના દિવસે થયો હતો. તેથી ૧૨-૭-૨૦૦૪થી શરૂ થયેલું વર્ષ તેમના જન્મશતાબ્દી વર્ષ તરીકે ઊજવાઈ રહ્યું છે. એના ઉપલક્ષ્યમાં પાબ્લો નેરુદા વિશે લગરીક વિશેષ નોંધ અને તેમના પાંચ અનુવાદ આપી 'કવિતા' પણ નેરુદાના શતાબ્દી ઉત્સવમાં સામેલ થાય છે.

પાબ્લો જેટલા વિચક્ષણ હતા તેટલી જ વિલક્ષણ રીતે તેમની શતાબ્દીની ઉજવણી તેમના સ્વદેશ ચીલીમાં શરૂ થઈ છે. ૧૨મી જુલાઈના દિવસે તેમના જૂના ઘર સામે ૧૫૦ જેટલા કવિઓ એકત્રિત થયા. ખાસ પ્રકારનો લાંબોલચ ટકાઉ કાગળ તે રહેતા'તા એ ઘરની ગલીમાં પથરાયો. એ કાગળ પર કવિઓ કવિતાઓ લખે અને કવિતાઓ લખેલો એ સળંગ કાગળ ૧.૨ માઈલની વિશ્વવિક્રમરૂપ લંબાઈનો વીંટો બને એવો ઉપક્રમ રચાયો. તે ઉપરાંત વર્ષ દરમિયાન વિશ્વભરના ૧૦૦ જેટલા વિદ્વાનો અને કવિઓને ચીલીની સરકાર ખાસ ચંદ્રક એનાયત કરશે. એમાં ભારતના બે વિદ્વાનો — જવાહરલાલ યુનિ.ના અભિજિત ચટોપાધ્યાય અને દિલ્હી યુનિ.નાં શિભા મૌર્ય—નો સમાવેશ થયો છે. ચીલીના ૬૫ જેટલા દૂતાવાસો વિશ્વમાં ઠેર ઠેર ઉત્સવ મનાવાય તેવી વ્યવસ્થા કરી રહ્યા છે.

કોલકાતાના પુસ્તકમેળાથી ભારતમાં ઉજવણી શરૂ થઈ છે. પાબ્લો શતાબ્દી વર્ષમાં ભારતમાં પણ પરિસંવાદો, શિબિરો, સંમેલનો, કાવ્યપાઠ અને ફોટો-પ્રદર્શનના કાર્યક્રમો યોજાશે. આ કાર્યક્રમો કોલકાતા, દિલ્હી, મુંબઈ અને બેંગલોરમાં ગોઠવાયા છે. પ્રગતિશીલ લેખકો, કલાકારો અને રંગકર્મીઓ શતાબ્દી-ઉત્સવમાં ખાસ રસ લઈ રહ્યા છે. જનસંસ્કૃતિ મંચે ૨૫ જુલાઈએ રાંચીમાં પાબ્લો નેરુદા વિશે કાર્યક્રમોનું આયોજન કર્યું હતું.

નેરુદા તદ્દન નોખા મિજાજના કવિ છે. શુદ્ધ કવિતા (pure poetry)માં એ સહેજેય માનતા નહોતા. એમનો મંત્ર હતોઃ જીવન સાથે જડાયેલી હોય તે જ કવિતા. તેમના સમયમાં યુરોપમાં ફેશનેબલ મનાતા 'ક્યુબિઝમ', 'ફ્યુચરિઝમ', "દાદાઈઝમ', 'અલ્ટ્રાઈઝમ', 'ક્રિએશનિઝમ', અને 'સરરિયાલિઝમ' જેવા સર્વ સાહિત્યવાદોને એમણે ઊંચકીને ફેંકી દીધા. પૅરિસ અને બર્લિનની સાંસ્કારિક નેતાગીરીને એમણે પડકારી. વાદો અને વિવેચકોની એમણે એમની આગવી શૈલીમાં ઠેકડી ઉડાડી છેઃ 'મેં પાંચ કવિતાઓ લખી. એક લીલી, બીજી ટોટી જેવા આકારની, ત્રીજી છત જેમ ઊંચે જતી, ચોથી ગોળ વર્તુળોએ વીંટાયેલી અને પાંચમી વીજઝબકાર સમી નાની. પછી વિવેચકો આવ્યા. તેમાં એક બહેરો, એક અનેક ભાષાઓ જાણનારો, બીજા કેટલાક આંધળા, કેટલાક સો આંખોવાળા, સફાઈદાર વસ્ત્રો પહેરેલા અને કેટલાક કપાળે વીખરાયેલા માકર્સનાં ઝૂંચળાંવાળા હતા.'

કવિતામાં રાજકીય વિચારસરણી રજૂ કરવા કે પ્રચાર કરવાની બાબતમાં નેરુદાને જરાય છોછ નહોતો. રાજકીય વિચારધારા રજૂ કરી પછી હાથ જોડીને બેસી રહે એવા એ માણસ નહોતા. સુષ્ઠુ સુષ્ઠુ વાતો કરનારા'આર્મચૅર પોલિટિશિયનો'ને એમણે ખુલ્લેઆમ ઝાડી નાખેલા. ડાબેરી રંગે રંગાયેલા નેરુદા પૂરેપૂરા પ્રતિબદ્ધ રાજકારણી હતા. સ્પેનના આંતરવિગ્રહમાં ફાસીવાદી બળો સામે લડ્યા, ખુલ્લંખુલ્લા ડાબેરી પક્ષપાતને કારણે કૉન્સલપદ પણ છોડ્યું, પોતાના દેશના પ્રતિક્રિયાવાદીઓ સામે લડવા,ભૂગર્ભમાં રહી ચળવળ ચલાવી, જરૂર પડ્યે દેશમાંથી નાઠા અને વાતાવરણ અનુકૂળ થતાં પાછા સ્વદેશ ફરી પ્રમુખપદ માટે ચૂંટણી લડવા ઉમેદવારીપત્ર પણ ભર્યું. જોકે સાથી કૉરેડ એલેન્દેની તરફેણમાં ઉમેદવારીપત્ર પાછું ખેંચવું પડેલું. વ્યક્તિસ્વાતંત્ર્ય, વ્યક્તિમત્તાનાં મૂલ્યો અને માનવતાનાં મૂલ્યો માટે મરી ફીટવા એ સદા તૈયાર રહેતા. આ બધી પ્રવૃત્તિ વચ્ચે કવિતાઓ લખતા રહ્યા. એમણે કહ્યું છે કે શ્વાસોચ્છ્વાસ લીધા વગર જીવી શકું તો કવિતા લખ્યા વગર રહી શકું. આથી જ આપણે માટે એ વિપુલ અને ભવ્ય સાહિત્યસર્જનનો વારસો મૂકી ગયા છે.

નેરુદાની કવિતામાં અપાર વૈવિધ્ય છે. તેમનો પહેલો કાવ્યસંગ્રહ 'ટ્વેન્ટી લવ પોએમ્સ..'અભૂતપૂર્વ સફળતાને વર્યો, પણ બીજા જ સંગ્રહથી તેમણે જુદા પ્રકારની કવિતાઓ કરવા માંડી. એમણે હંમેશ પોતાનું પુનરાવર્તન ટાળ્યું. એમણે કહ્યું છે, 'નેરુદાવાદનો કોઈ પ્રખર દુશ્મન હોય તો તે હું છું.' અને વળીઃ

> હું પૂરેપૂરો ઊઘડીશ અને કરીશ ગુફ્તેગો
> મારા સૌથી દુષ્ટ દગાબાજ દુશ્મન,
> પાબ્લો નેરુદા સાથે.

વૉલ્ટ વ્હીટમૅનની યાદ અપાવે એવા અત્યંત મોટા ગજાના આ કવિને તેમના જન્મશતાબ્દી વર્ષે આપણી સૌની સલામ.



આહ! કેવી પાઇનવૃક્ષોની વિશાળ ભવ્યતા,
ભાંગતાં મોજાંઓનો ધીરો ધીરો ઘુઘવાટ,
પ્રકાશનાં કિરણોની હળુહળુ રમત,
એકલોઅટૂલો ઘંટ,
રમકડા જેવી મારી ઢીંગલી, તારી આંખોમાં પડે છે સંધ્યાની ઝાંય,
ધીમા ડગ માંડતી ધરતીકન્યા, ગુંજે ધરતી આખી તારામાં!

કલકલ કરી રહી છે નદીઓ તારામાં
અને વહે છે એમાં તારી ઇચ્છા પ્રમાણે જીવ મારો
તગેડી મૂક એને જ્યાં મોકલવો હોય ત્યાં.
તારી ઉમ્મીદોનાં તીર-કામઠાથી તાક તું નિશાન મારા તરફ
અને આવેશમાં ને આવેશમાં ફેંકી દઈશ હું સર્વ શસ્ત્રો.

નિહાળું છું ધુમ્મસ તારી કમરનું,
મારા દુઃખના દિવસોનો કરે પીછો તારું મૌન;
લાંગરે તારી કને અને બાંધે માળો તારામાં
મારી ભીની મુલાયમ ઝંખનાઓ
ને પારદર્શક પરવાળાં જેવા હાથ તારા.

પ્રેમથી રણકતો જાદુઈ અવાજ તારો
ગણગણ આથમી રહેલી સંધ્યાને બનાવી દે છે ગહન.
મારા ગહન કલાકોમાં સાંભળ્યા છે મેં એ રીતે ખેતરોમાં
ઘઉંનાં ડૂંડાંના કાનને પવનના મુખમાં રણઝણ રણકતા.



# ધજા

ધજા મારી ભૂરી
અંકિત તેના પર મસમોટી માછલી
જોડેલાં બે કડાં ને પાછાં અલગ એકબીજાંથી.
વાય આકરા વાયરા શિયાળામાં
ને હોતું નથી જ્યાં કોઈ
ત્યાં અજાણી બહારની જગાએ
જાણે જીવંત હોય તેવી
આકાશમાં તરતી માછલી સાથે
ફડ ફડ ફરકતી ધજાના
ચાબુકના સટાકા જેવા અવાજ
સાંભળવા ગમે છે મને.

'શા માટે માછલી', પૂછવામાં આવે છે મને,
'છે શું એ રહસ્યમયી?'
હું કહું છું, હા,
એ છે સાચકલું, ઝગઝગ ઝગારા મારતું
ઈશુ પૂર્વેનાં જળચરોનું પ્રતીક,
તળેલી, ભૂંજેલી માછલી.
— બસ, બીજું કાંઈ નહીં?
— હા, બીજું કાંઈ નહીં.

પણ કડકડતી ટાઢની ઋતુમાં
ધ્રૂજતી ધ્રૂજતી ફરકે છે માછલી સાથે ધજા
ઠારમાં, પવનમાં ને આકાશમાં.



❖ પાબ્લો નેરુદા,*

# સ્મૃતિ

મારે યાદ રાખવાનું છે બધુંય,
ઘાસની પત્તીઓનું પગેરું,
ગડબડિયા બનાવોના તાણાવાણા,
ઘરનાં માપ, ઈંચેઈંચ,
રેલવેના લાંબા લાંબા રૂટ
અને કરચલીવાળો વેદનાનો ખરબચડો ચહેરો.

ગુલાબના એકાદ છોડ વિશે કરી બેસું ભૂલ
ને કરી નાખું રાત્રી ને સસલા વચ્ચે ગોસમોટાળો
અથવા ખડી પડે આખેઆખી દીવાલ પણ સ્મૃતિમાંથી
તો તો મારે હવા, વરાળ, ધરતી, પાંદડાં, વાળ, ઈંટો,
મને વાગેલા કાંટા
ને બચી છૂટવા નાસવાની મારી તેજ ઝડપ
એ બધુંય ઊભું કરવું પડે ફરીથી.

દયા ખાજો કવિની.

હું છું તરત ભૂલી જનાર ભુલકણો
અને પેલા મારા હાથ ધરી રહે છે
હયાતી ન ધરાવતી વસ્તુઓ સાથે સરખાવી શકાય તેવી
સાવ અગોચર અગડંબગડં વસ્તુઓ.

ધુમાડો લાગતો ખુશબો જેવો
અને ખુશબો લાગતી ધુમાડા જેવી,
સૂતેલા બદનની ચામડી
થતી જીવંત મારા ચુંબનોથી;
પણ પૂછશો નહીં મને
ક્યારે જોયું સપનું

❖ પાબ્લો નેરુદા ❖

ને જોયું જે સપનામાં તેનું નામ.
કાઢી નથી શકતો અંદાજ રસ્તાનો
જે હોય ના કો' મુલકનો
કે નથી પામી શકતો બદલાઈ ગયેલું સત્ય
જે અંધકારમાં ઝબૂકતા આગિયા જેવી
ફરતી રહેતી જ્યોત બનવા
કદાચ ઢબૂરાઈ ગયું હોય દિવસના પ્રકાશમાં.



## અપરિચિત માનવી

જાણતો નથી હું કેટલું, એનું કાઢવું છે માપ મારે
અને એટલે આમ અકસ્માત જઈ ચઢું છું અણધાર્યો.
દઉં છું બારણે ટકોરા,
ઉઘાડે તેઓ બારણું ને દાખલ થાઉં છું હું.
જોઉં છું —
દીવાલો પર ભૂતકાળના સમયનાં રેખાચિત્રો,
પુરુષો ને મહિલાઓના ભોજનખંડ,
ખુરશીઓ, ખાટલા ને મીઠું રાખવાની રકાબીઓ,
ત્યારે જ સમજાય છે કે
તેઓ કોઈ તો જાણતા જ નથી મને!

નીકળી જાઉં છું ત્યાંથી
પણ જાણતો નથી કઈ ગલીમાં ચાલી રહ્યો છું હું
ને કેટલા માણસોને ગળી ગઈ છે એ ગલી,
કેટકેટલી ગરીબ અને લોભામણી લલનાઓ,
જુદી જુદી જાતિ-પ્રજાતિના કામદારો
અને સાવ પામર મહેનતાણું.



# હવે ક્યાં લગી?

જીવી જીવીને કેટલું જીવવાનું માણસે?

જીવવાના એ હજાર દિવસ કે ફક્ત એક દિવસ?

અઠવાડિયું કે સદીઓની સદી?

ને કેટલો સમય લાગે છે માણસને મરી જવામાં?

'હંમેશ માટે' એમ કહેવાનો અર્થ શો?

આવા બધા વિચારોમાં ખોવાઈ ગયેલો હું,
નીકળી પડ્યો સ્પષ્ટ સમજણ માટે.

ખોળી કાઢ્યા મેં જ્ઞાની ધર્મગુરુઓ,
એમના ક્રિયાકાંડ પત્યા ત્યાં સુધી રાહ જોઈ મેં,
એમના ઈશ્વરને અને શેતાનને મળવા જતાં તેમને
જોતો રહ્યો હું.

થાકી ગયા એ બધા મારા સવાલોથી.
બહુ અલ્પ જાણતા હતા એ સૌ.
વહીવટદારો કરતાં કશુંય વિશેષ ન હતા તેઓ.

દિવસે ને દિવસે, વધારે ને વધારે વ્યસ્ત રહેતા ગળાડૂબ,
ઓરિઓમાઇસિનથી પૂરેપૂરા તરબોળ,
પ્રત્યેક હાથમાં વાઢકાપના સાધનથી તૈયાર એવા
તબીબોએ એમના કન્સલ્ટેશન્સ વચ્ચે કાઢ્યો સમય
અને આપી મુલાકાત મને.
તેમણે કરેલી વાતો પરથી સમજ્યો આટલું:
સો સો મણની ગણતરીએ જથ્થાબંધ મરે છે જીવાણુઓ
એનો નથી કોઈ હિસાબ કે પરવા
પણ બચીને જીવી જતા'તા જે
તેમનામાં દેખાતાં'તાં વિકૃતિનાં લક્ષણ
એની જ ચિંતા.

એમના જવાબથી એવો તો ડઘાઈ ગયો

કે પહોંચી ગયો હું ઘોરખોદિયાઓ પાસે.
બેહદ શણગારેલા મૃતદેહોને,
હાડપિંજર જેવા કૃશ શરીરોને,
ક્રૂર શાપના ઓછાયામાં સપડાયેલા સમ્રાટોને
અને કોગળિયાની મહામારીમાં
એક ઝાટકે મૃત્યુ પામેલી સ્ત્રીઓને
બાળતા'તા જ્યાં તેઓ
એ નદીના કિનારે, સ્મશાને,
હું ગયો તેઓ કને.
શબનાં હતાં મેદાનોનાં મેદાનો રેતનાં
અને હતા નિષ્ણાતો રાખના.

તક મળી કે તરત
વરસાવી ઝડી મેં પ્રશ્નોની.
તેમણે બતાવી તૈયારી મને બાળવાની.
આવડતું'તું એટલું જ એમને.

મારા પોતાના દેશમાં
શરાબની ચુસ્કીઓ લેતાં શબોએ
આપ્યો મને જવાબ:
'કોઈ ફટાકડીને લઈને મજા કર
છોડ બધી આ પંચાત નકામી.'

જોયા નથી કદી આવા ખુશખુશાલ લોકોને.

પ્યાલીઓ ઊંચી કરી કરીને
આપતા'તા શુભેચ્છાઓ સ્વાસ્થ્યની ને મોતની.
એ બધા હતા છિનાળવા લોકો.

દુનિયા આખી ખૂંદી વળી, થયો ઘરડો,
પાછો આવ્યો ઘેર.
હવે હું પૂછતો નથી સવાલો કોઈને
પણ પ્રત્યેક દિવસે જ્ઞાન મેળવતો જાઉં છું, ઓછું ને ઓછું.



કવિતા : સદા કરુણામયી
સળંગ અંક : ૨૨૩
વર્ષ : ૩૮, અંક : ૧, ઑક્ટો.-નવે.-૨૦૦૪
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર

# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

**અશરફ ડબાવાલા**
1468, Sandburg Drive, Schaumburg, IL- 60173, USA. ................ ૫૯-૬૪, ૬૬, ૬૯-૭૮

**નટવર ગાંધી**
14625, Stonewell Drive, Silver Spring MD- 20001, USA
Email [illegible]@yahoo.com ........ ૬૭, ૧૦૭-૧૨૭

**પન્ના નાયક**
૧૦૩૬ Lykens Lane, Philadelphia, PA-19128, USA
Email [illegible]19104@yahoo.com ........ ૩૬-૫૮, ૬૫

**પ્રફુલ્લ પંડ્યા**
A-19, [illegible], તુલિન્જ રોડ, નાલાસોપારા (ઇસ્ટ)
જિલ્લો થાણે, [illegible]. ફોન-૯૫૨૫૦-૨૪૩૧૫૭૩ ........ ૧૯-૩૫, ૬૭

**મધુમતી મહેતા**
1468, Sandburg Drive, Schaumburg, IL-60173, USA ........ ૬૬, ૯૬-૧૦૬

**મહેશ દવે**
૧. વનશ્રી સોસાયટી, ડ્રાઇવ ઇન રોડ, થલતેજ. અમદાવાદ-૩૮૦૦૫૪.
Email mdave@imagepublications.com ........ ૧૨૮-૧૫૯

**મીનાક્ષી પંડિત**
સિકન્દરી બિલ્ડિંગ, રૂમ નં. ૨૫, પહેલે માળે, સેનાપતિ બાપટ માર્ગ,
માટુંગા રોડ, (વેસ્ટ). મુંબઈ-૪૦૦ ૦૧૬. ........ ૩-૧૮, ૬૫

**સુરેશ દલાલ**
૧૩૩, હસા મહલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫. ........ ૭૯-૯૫





... કલ્પુ નહીં.

કૃતિ ગમે તેટલી નાની હોય તે પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે ... નામું લખેલું કવર બીડવું જરૂરી ... કરવો. કવિવિવેચક મિત્રોને ... વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં રૂ. ૨૦૦/-, પરદેશમાં સીમેલ રૂ. ૨૮૦/-, એરમેલ રૂ. ૪૨૦, આ અંકના રૂ. ૫૦/-.
બહાર ગામનું લવાજમ "SARASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : સ્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧. T P. 2870831 FAX NO 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

